દિગમ્બરોનો એક મત છે. એટલે ભગવાન વાસુપૂજ્ય વગેરે પાંચ તીર્થંકરોને ખાસ બ્રહ્મચારી કે ખાસ વિવાહિત માનવાથી અમુક સાંપ્રદાયિક માન્યતાનું પોષણ થાય છે એ વાત પણ અહીં નથી. છતાંય આપણે જોઈએ છીએ તેમ ત્રણ તીર્થંકરોના વિવાહ માટે બન્ને સંપ્રદાયોમાં મતભેદ છે. તે આ પ્રમાણે છે:

૧--શ્વેતામ્બરો ભ. મલ્લિનાથ અને ભ. નેમનાથને બાળબ્રહ્મચારી માને છે. અને તે સિવાયના બાવીશ તીર્થંકરોને વિવાહિત યાને ગૃહસ્થી માને છે.

૨--દિગમ્બરો ભ. વાસુપૂજ્ય, ભ. મલ્લિનાથ, ભ. નેમનાથ, ભ. પાર્શ્વનાથ અને ભ. મહાવીરસ્વામી એ પાંચ તીર્થંકરોને બ્રહ્મચારી માને છે અને તે સિવાયના ઓગણીશ તીર્થંકરોને વિવાહિત યાને ગૃહસ્થી માને છે.

ઉપરના પરિપત્રમાં ચાર તીર્થંકરો માટે કંઈ ન સૂચવતાં માત્ર "ભ. મહાવીરસ્વામી પણ બ્રહ્મચારી છે," એ વાત ઉપર ભાર મૂકવામાં આવ્યો છે એટલે અત્રે માત્ર તે પૂરતો જ વિચાર કરવો યોગ્ય ધાર્યો છે.

શ્વેતામ્બરો માને છે કે—વર્ધમાન કુમાર રાજા સમરવીરની પુત્રી **યશોદાને** પરણ્યા હતા. તેનાથી તેમને **પ્રિયદર્શના** નામની પુત્રી થઈ હતી. વર્ધમાનકુમારે તેણીનું લગ્ન પોતાના જ ભાણેજ **જમાલી** સાથે કર્યું હતું અને તેણીને **શેષવતી** નામે પુત્રી થઈ હતી.

જમાલી કુમારે પણ ભ. મહાવીરસ્વામી પાસે દીક્ષા લીધી, પરન્તુ પછી વિચાર-ભેદ ઊઠવાથી તેઓથી અલગ પડી પોતાનો નવો સંપદાય ચલાવ્યો હતો. જમાલી કુમાર ઐતિહાસિક વ્યક્તિ છે અને ૯ નિહનવો ( સત્યને છુપાવનારા ) પૈકીના પહેલા નિહ્નવ છે.

દિગમ્બરો માને છે કે—વર્ધમાન કુમાર યાને ભ. મહાવીર પરણ્યા જ નથી, તો પછી યશોદા, પ્રિયદર્શના, જમાલી અને શેષવતીના હોવાની તો વાત જ શી કરવી.

શ્વેતામ્બર અને દિગમ્બરોનો આ માન્યતાભેદ છે. તેનાં કારણો તપાસીએ તો આ મતભેદ હોવો જ જોઈએ, એમ માનવું એ કંઈ વિશેષ પડતું નથી. કારણો નીચે પ્રમાણે છે:

૧. દિગમ્બરો સ્ત્રીમોક્ષના વિરોધમાં સ્ત્રીમુક્તિ અને સ્ત્રીચારિત્ર ઇત્યાદિની મના કરે છે અને તેના જ અનુસન્ધાનમાં માને છે કે—તીર્થંકરોને પુત્રો થાય, કિન્તુ પુત્રી ન જ થાય. તીર્થંકરો ભલેને ચક્રવર્તી થાય અને સોળ હજાર રાણીઓને પરણે પણ તેમાંની કોઈ રાણી પુત્રીને તો જન્મ ન જ આપે. આ સિદ્ધાંત અટલ છે, અફર છે. તીર્થંકરને કદાચ પુત્રી થાય તો તે આશ્ચર્ય રૂપ જ મનાય.

હવે જો પ્રિયદર્શનાનું અસ્તિત્વ માનીએ તો આ દિગમ્બરીય નિયમનો વિરોધ આવે છે. માટે દિગમ્બરો વર્ધમાન કુમારના વિવાહની જ મના કરે છે.

૨. દિગમ્બર મત એ પણ ૯ નિહ્નવો પૈકીનો એક નિહ્નવ સંપ્રદાય છે. આ વસ્તુને ભૂંસી નાખવા માટે દિગમ્બર આચાર્યોએ નિહ્નવોનો ઇતિહાસ જ ઉડાડી દીધો છે. આ સ્થિતિમાં તેઓ "જમાલી"નું અસ્તિત્વ સ્વીકારે જ શાના ? પોતાને સનાતન ઠરાવવા માટે નિહ્નવોના ઇતિહાસનો વિનાશ એ જ તેઓને માટે શ્રેયસ્કર વસ્તુ હતી—છે.

૩. દિગમ્બર સાહિત્યની રચના અર્વાચીન છે. શ્વેતામ્બર સાહિત્યમાંથી મન માની વસ્તુઓ લઈ તે સાહિત્ય ઊભું કરેલ છે. આ દશામાં દિગમ્બરીય સાહિત્ય પૂરી ઐતિહાસિક વસ્તુને રજુ ન કરે એ પણ બનવા જોગ છે.

## શ્રીસંઘને વિનંતી

શ્રી પર્યુષણા મહાપર્વની આરાધના નિમિત્તે, સમિતિને સારી સહાયતા મોકલી આપવાની તે તે ગામ–શહેરોના શ્રીસંઘો અને સદ્‌ગૃહસ્થોને, અને આ રીતે સમિતિને સહાયતા કરવાની પ્રેરણા કરવા માટે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ સર્વ પૂજ્ય મુનિવરોને અમે વિનંતી કરીએ છીએ. વ્ય.

**ચાલુ તથા પર્યુષણા મહાપર્વ નિમિત્તે નીચે મુજબ મદદ મળી છે**

૪૫૦) શેઠ શ્રી જમનાભાઈ ભગુભાઈ અમદાવાદ (સં. ૨૦૦૧ તથા ૨૦૦૨ ની મદદના)
૧૦૧) શેઠ શ્રી મૂળચંદ બુલાખીદાસ, ખંભાત.
૧૦૦) શેઠ શ્રી ચીમનલાલ લાલભાઈ, અમદાવાદ.
૧૦૦) શ્રી જૈન વિદ્યાશાળા, અમદાવાદ.
૧૦૦) પૂ. મુ. મ. શ્રી. દર્શનવિજયજીના સદુપદેશથી જૈન સંઘ સમસ્ત, શિવગંજ.
૫૧) પૂ. પં. મ. શ્રી. કીર્તિમુનિજીના સદુપદેશથી વીરનો ઉપાશ્રય, અમદાવાદ.
૨૯) શેઠ શ્રી ભોગીલાલ ચીમનલાલ, અમદાવાદ.
૨૫) પૂ. આ. મ. શ્રી. વિજયભુવનતિલકસૂરિના સદુપદેશથી શ્રી જૈનસંઘ, ઉમેટા.
૨૫) પૂ. મુ. મ. શ્રી ઉમેદવિજયજીના સદુપદેશથી માયલા કોટ જૈન ઉપાશ્રય, વેરાવળ.
૨૫) શ્રી આણંદજી કલ્યાણજીની પેઢી. વઢવાણ કેમ્પ.
૨૨) શેઠ શ્રી સકરચંદ મણીલાલ, અમદાવાદ (૨૦૦૧–૨૦૦૨ની મદદના)
૨૨) શેઠ શ્રી પુરસોતમદાસ ચીમનલાલ. અમદાવાદ. ,,
૨૨) શેઠ શ્રી શાંતિલાલ પરસોતમદાસ અમદાવાદ. ,,
૨૦) પૂ. મુ. મ. શ્રી જયંતવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, રાનપુરા.
૧૫) પૂ. આ. મ. શ્રી વિજયઉમંગસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, દેહગામ.
૧૫) પૂ. આ. મ. શ્રી વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી શેઠ મૂ. બુ.નો ઉપાશ્રય, ખંભાત.
૧૫) પૂ. મુ. મ. શ્રી. ઋદ્ધિચંદ્રજીના સદુપદેશથી શ્રી પાર્શ્વચંદ્રગચ્છનો ઉપાશ્રય, અમદાવાદ.
૧૫) શેઠ નગીનદાસ કરમચંદ સંઘવીનો મંડપ, પાટણ.
૧૫) પૂ. પં. મ. શ્રી. ભાનુવિજયજીના સદુપદેશથી જૈન ઉપાશ્રય, દેવબાગ.
૧૧) શેઠ ડાહ્યાભાઈ મલુકચંદ, અમદાવાદ.
૧૧) પૂ. આ. મ. શ્રી. વિજયકુમુદસૂરિજીના સદુપદેશથી જૈન પાઠશાળા, ખેરવા.
૧૧) શેઠ લાલભાઈ હીરાચંદ, મુંબઈ.
૧૦) પૂ. મુ. મ. શ્રી. નરેન્દ્રસાગરજીના સદુપદેશથી આંબલી પોળનો ઉપાશ્રય, જ્ઞાનખાતું.
૧૦) પૂ. પં. મ. શ્રી લલિતવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, સમી.
૧૦) પૂ. ઉ. શ્રી દયાવિજયજીના સદુપદેશથી શ્રી સાગરનો ઉપાશ્રય, રાધનપુર.
૫) પૂ. આ. મ. શ્રી. વિજયહિમાચલસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, ઘાણેરાવ.
૫) પૂ. પં. મ. શ્રી. નયવિજયજીના સદુપદેશથી જૈન સંઘ, આંતરોલી.

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| वर्ष ११ | વિક્રમ સં. ૨૦૦૨ : વીરનિ. સં. ૨૪૭૨ : ઈ સ. ૧૯૪૬ | क्रमांक |
|---|---|---|
| अंक १२ | ભાદરવા વદિ : રવિવાર : [illegible] સપ્ટેમ્બર | १३२ |

કવિવર શ્રીલાવણ્યસમયવિરચિત

## ચોવીસ જિન-સ્તુતિ

સં૦-પૂજ્ય મુનિમહારાજ શ્રી માનતુંગવિજયજી

વિહાર દરમ્યાન સંખલપુરમાંથી એક હસ્તલિખિત પાના ઉપરથી ઉતારેલ કવિવર શ્રીલાવણ્યસમયજીકૃત ચોવીસ જિનસ્તુતિ અહીં આપવામાં આવી છે. કવિ શ્રીલાવણ્યસમયજીની કવિતાની પ્રાસાદિકતા અને રોચકતા માટે વધુ લખવાની જરૂર નથી.

### ચોવીસ જિન-સ્તુતિ

કનક તિલક ભાલે, હાર હૈયે નિહાલે, **ઋષભ** પાય પખાલે, પાપના પંકટાલે;
અરચી નવર માલે, ફુટરી ફૂલમાલે, નરભવ અજુઆલે, રાગ ને રોષ ટાલે. ૧

**અજિત** કુણે ન જીત્યો, જેહને માન વીત્યો, અનની વર વદીતો. માનીએ માન વીત્યો;
લહેતે સુખ ન ચિત્યો, પૂજ રે માનવી ત્યેં, જો જનમન ચિત્યો. મૂકીયે માનવી ત્યો. ૨

સમવસરણે બઈઠા, ચિત્ત મોરે પઈઠા, અસુખ અતિ અરિઠા, ઉપડયા તે અરિઠા;
સુપરિકર ગરીઠા, સુખ પામ્યા જ દીઠા, ભવભય મુઝ નીઠા, **સંભવ** સ્વામી દીઠા. ૩

લહકે શિર ધ્વજાનો, જ્ઞાન કેરો ખજાનો, જિનવર નહિ નાનો, સ્વામી સાચો પ્રજાનો;
જગે જસ વરવાનો, વિશ્વમાંહે ન છાનો, સુત સમરથ માનો, માત સિદ્ધારથાનો. ૪

વિષમ વિષય વામી, કેવલજ્ઞાન પામી, દુરગતિ દુઃખ દામી, જે હુઓ સિદ્ધિગામી;
હૃદય ધરી તે ધામી, પૂરવે પુન્ય કામી, સકલ **સુમતિ** સ્વામી, સેવિયે શિશ નામી. ૫

મ કર અરથ માહરો, લોભના લોઢ વારો, ભવિક ભવ મહારો, પિંડ પાપે મ ભારો;
નરયગતિ નિવારો, ચિત્ત ચિંતા ન ધારો, **પદ્મ પ્રભુ** જુહારો, સાંભલો બોલ સારો. ૬

કિય શિવપુર વાસો, સ્વામી લીલા વિલાસો, જયતિ જગ **સુપાસો**, જેહને દેવ દાસો;
વલિય કર્મ ખાસો, રાગ નાઠો નિરાસો, ગુરુગુણગણવાસો, રાગ છે દોષ નાસો. ૭

મદ મદન કુમાયા, ક્રોધ જોધા નમાયા, ભવ ભમર ભમાયા, રોગ સોગા ગમાયા;
સકલ ગુણ સમાયા, લખમણા જાસ માયા, પ્રણમે સુજિન પાયા, **ચંદ્ર** ચંદ્રાપ્રભાયા. ૮

**સુવિધિ** સુવિધ માંડી, પાપના પૂર છાંડી, મયણ મદન છાંડી, ચિત્ત ચોખું લગાડી;
કુગતિ મતિ વસાડી, મુક્તિકન્યા રમાડી, સુણી ન સુણી નમાડી, દેખવાની રૂહાડી. ૯

કનક વરણી પીલા, જીણે જીત્યા પ્રમીલા, શિર ધરીય સુશીલા, દૂરે કીધા કુમીલા;
પ્રમહિત તપ શીલા, **શીતલ** સ્વામી લીલા, મ કરીશ વિઅહિલા, જેહને લીલ લીલા. ૧૦

ભવિક નર ભણીજે, સંતનો માર્ગ લીજે, અહનિશ જિન સમરીજે, સેવ **શ્રેયાંસ** કીજે;
વિવિધ સુખ વરીજે, પુન્ય પીયૂષ પીજે તિમ તમ થર ખીજે, લચ્છીનો લાહો લીજે. ૧૧

જસ મુખ અરવિંદો, ઉગીયો કે દિણંદો, કર અભિનવ ચંદો, પુન્ય માનો અમંદો;
નયણે અમીય બિંદો, જાસ સેવે સુરીંદો, પય નમય નરિંદો, **વાસુપૂજ્ય** જિણંદો. ૧૨

અસુખ અસુખ હણેવા, સૌખ્યના લક્ષ લેવા, ભવજલધિ તરેવા, પુન્યપોતુ (ભાતુ) ભરેવા;
સુગતિ વહૂ વરેવા, દુર્ગતિ દાહ દેવા, **વિમલ** વિમલ સેવા, ચિત્ત ચિતા કરેવા. ૧૩

અકલ નવિ કલાયો, પાર કિણે ન પાયો, ત્રિભુવન ન સમાયો, જેહનો જ્ઞાન માયો;
જવ જિનવર જાયો, રોગનો અંત આયો, હૃદય કમલ ધાયો, તે **અનંતો** સુહાયો. ૧૪

**ધરમ** ધરમ ભાખે, મુક્તિ મારગ દાખે, જગ જિનવર ભાખે, પાપ જાયે પયાખે;
વરસ દિવસ પાખે, જે પ્રભુ ચિત્ત રાખે, પુરુષ અણીય આખે, સૌખ્ય તે ચંગ ચાખે. ૧૫

મયગલ ઘરબારી, નાર શૃંગાર ભારી, નયનકનક કયારી, કોડી કેતી વિચારી;
પ્રભુ તમ પરિહારી, જ્ઞાનચારિત્રધારી, ત્રિભુવન જયકારી, **શાંત** સેવો જુહારી, ૧૬

વર કનક ઘડાયા, હાર હીરે જડાયા, મુગટ શિર જડાયા, સુર તેજે જડાયા,
તિવડિ તડતડાયા, પાપ પૂંઠે પડાયા, કુસુમ શિર પડાયા. **કુંથુ** પૂજિતરાયા. ૧૭

કરમ મરમ જાલી, પુન્યની નીક વાલી, રતિ અરતિ ટાળી, કેવલજ્ઞાન પાળી;
અખય સુખ રસાલી, સિદ્ધિ પામી સુલાલી, **અર** અરચીશું માળી, આપ રે ફૂલ ટાળી. ૧૮

સુણને સુણને હલી, પુન્યની પૂર ધલી, ઘર તરુઅર વલિ, પૂત પૂતેહિ ભલી;
નિતુ નવ નવલી, ભૂરિ ભોગેહિ ફુલી, પ્રણુમય જિન **મલ્લિ**, ભાસે કલ્યાણવલ્લી. ૧૯

વિગતિ કરી કુલિગા, પામીયા પુન્ય તંગા, નવિ લગવી જંગા, દુખ દોષા દુરંગા;
જખ હુઆ જિન સંગા, **સુવ્રત** સ્વામી ચંગા, કરતલે તુરંગા, આલસમાંહિ અંગા. ૨૦

**નમિ** નરય નિવારે, માન માયા વિડારે, ભવજલધિ અપારે, હેલ હેલાં ઉતારે;
ભગતિ જિન સુધારે, લોભ નાણે લગારે, જિન જુગતે જુહારે, તે સવે કાજ સારે. ૨૧

કુગતિ કુમતિ છોડી, પાપની પાલ ફોડી, ટલી સયલ ખોડી, મોહની વેલિ માડી;
જિન સવે બહુ જોડી, કો નવિ **નેમ** હોડી, પ્રણમે સુરનર કોડી, નાથ બે હાથ જોડી. ૨૨

જલન જલ વિજોગા, નાગ સંગ્રામ સોગા, હરિ મયગલ મોગા, વાટ ચોરાથી રોગા;
સવિ ભયહર લોગા, પામીયા **પાસ** જોગા, ન રહે કદી વિજોગા, પૂજતાં ભૂરિભોગા. ૨૩

કઠિન કર્મ મહેલી, કાઢીયા તેર હેલી, વિમલ વિનય વહેલી, ભાવ ભોલી ગહેલી;
નિસુણી હરખ હેલી, ભેટ પામે દુહેલી, રવિ ઉદય પહેલી, **વીર** વંદો વહેલી. ૨૪

**સર્વ જિન-સ્તુતિ**

દુરગતિ દુર દુકાલા, પુણ્ય પાણી સુકાલા, જસ ગુણ વર બાલા, રંગે ગાઈ રસાલા;
ભવિક નર ત્રિકાલા, ભાવે વદું મયાલા, જય જિનવરમાલા, નાઈ લચ્છી વિશાલા. ૨૫

**આગમ-સ્તુતિ**

અમીય રસ સમાણી, દેવદેવે વખાણી, વયણરયણ ખાણી, પાપવલ્લિ કૃપાણી;
સુણ સુણને પ્રાણી, પુણ્યચી પટરાણી, જગે જિનવર-વાણી, સેવિયે સાર જાણી. ૨૬

**દેવી-સ્તુતિ**

રમઝમ ઝમકારા, નેઉરીયા ઉદારા, કટિ તટિ ખલકારા, મેખલા દા અપારા;
કમલ રમલ સારા, દેહ લાવણ્ય ધારા, સરસતિ જયકારા, હોજો મે જ્ઞાન ધારા. ૨૭

**કલશ**

તપગચ્છ દિણયર લચ્છી સાયર, સોમદેવ સૂરીશ્વરો;
શ્રી સોમજસ ગણધાર સેવી, સમયરત્ન મુનીસરો;
માલિનિ છંદે એમ બંધ, સ્તવ્યા જિન ઉલટ ભણી;
એમ લહે લાભ અનંત મુનિવર, લાવણ્યસમય સદા ભણે. ૨૮

આ સ્તુતિઓમાં પહેલાં ચોવીશ સ્તુતિમાંથી એક અને ૨૫–૨૬–૨૭ એ ત્રણ સ્તુતિ લેવાથી એક થોયજોડો બને, એવી રીતે ચોવીશ થોયજોડા બની શકે તેમ છે.

# શલોકાનો સંચય

( લે.–પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા, એમ. એ. )

સંસ્કૃતમાં નીચે મુજબના છ અર્થવાળો 'શ્લોક' શબ્દ છેઃ—

(અ) પદ્ય, (આ) 'અનુષ્ટભ્'માં રચાયેલું પદ્ય, (ઇ,) પ્રશંસા, (ઈ) પ્રશંસાનો વિષય, (ઉ) કીર્તિ અને (ઙ) કહેવત.

પાઇયમાં 'શ્લોક' માટે 'સિલોગ' અને 'સિલોઅ' એમ બે શબ્દો છે. એના પદ્ય, કીર્તિ અને કવિત્વ યાને કાવ્ય બનાવવાની કળા એમ ત્રણ અર્થ થાય છે.

સાર્થ ગૂજરાતી જોડણીકોશમાં 'શ્લોક' શબ્દ છે. એના ત્યાં ત્રણ અર્થો નીચે મુજબ નોંધાયેલા છેઃ

(૧) ચાર ચરણનું પદ, (૨) અનુષ્ટુભ છંદનું પદ, (૩) (સમાસને અંતે) કીર્તિ, યશ ( ઉદા. પુણ્યશ્લોક ).

ગુજરાતીમાં 'સલોકા' શબ્દ છે. એના (૧) સમસ્યા કે મહેણાંવાળી પ્રશ્નોત્તરરૂપ કવિતા અને (૨) વરકન્યાએ પરણતી વખતે સામસામાં બોલવાની લીટીઓ એમ બે અર્થો થાય છે. આમાંથી બીજો અર્થ અત્ર પ્રસ્તુત છે. એને માટે જૈન સાહિત્યમાં શલોકો, સલ્લોકો ઇત્યાદિ શબ્દ વપરાયા છે. એનું મૂળ તે સંસ્કૃત શબ્દ 'શ્લોક' છે, અને એના પ્રશંસા, પ્રશંસાનો વિષય અને કીર્તિ એ સિવાયના અર્થો "શલોકાના સંચય" સાથે બંધબેસતા નથી. વિશેષમાં પ્રશંસા ઉપરથી 'વર્ણન' જેવો અર્થ પણ અહીં નોંધવામાં આવનારા કેટલાક શલોકાને લાગુ પડતો જોવાય છે.

દરેક ધર્મની, સંપ્રદાયની અને કોમની કોઈ ને કોઈ વિશિષ્ટતા હોય છે. આ નિયમ અનુસાર જૈન ધર્માવલંબીઓની-જૈન કોમની પણ કેટલીક વિશિષ્ટતા છે અને એ રીતરિવાજમાં તેમ જ સાહિત્યમાં નજરે પડે છે. આવી એક મોટા ભાગની[1] વિશિષ્ટતા તે શલોકાની રચના અને એનો ઉપયોગ છે વહેલામાં વહેલા વિક્રમના અરાઢમા સૈકામાં શલોકા રચાયા છે એમ **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** જોતાં જણાય છે. એમાં નીચે મુજબના છ શલોકાની નોંધ છે. એ હું રચનાક્રમે આપું છું:—

| નામ | કર્તા | રચનાવર્ષ |
|---|---|---|
| (૧) આદિનાથ--શલોકો | વિનીતવિમલ | વિ. સં. ૧૭૪૯ પહેલાં |
| (૨) નેમિનાથ-શલોકો | ઉદયરત્ન | અરાઢમી સદી |
| (૩) શાલિભદ્ર-શલોકો | ,, | વિ. સં. ૧૭૭૦ |
| (૪) શંખેશ્વર- શલોકો | દેવવિજય | વિ. સં. ૧૭૮૪ |
| (૫) ભરતબાહુબલિ-શલોકો | ઉદયરત્ન | વિ. સં. ૧૭૯૫ |
| (૬) નેમિનાથ--શલોકો | મોતીમાલુ | વિ. સં. ૧૭૯૮ |

**જૈન ગુર્જર કવિઓ** (ભાગ ૩, ખંડ ૨)ના પૃ. ૧૭૭૭-૮મા શલોકાની પૃષ્ઠ પૂર્વક નોંધ છે. એમાં એના કર્તા અને રચનાવર્ષના ઉલ્લેખ ઉમેરી એ હું અહીં આપું છું, જેથી ઉપર જણાવેલા શલોકા સાથે એની ભિન્નતા કે અભિન્નતા જાણી શકાય.

| નામ | પૃષ્ઠ | કર્તા | રચનાવર્ષ ( વિક્રમ ) |
|---|---|---|---|
| અષ્ટાપદ--શલોકો | ૧૩૪૫ | વિનીતવિમલ | અરાઢમી સદી |
| જંબૂસ્વામિ-શલોકો | ૪૮ | લબ્ધિવિજય | ઓગણીસમી સદી |
| નેમનાથનો શલોકો | ૩૪૨ | દેવચંદ શ્રાવક | ૧૯૦૦ |
| ,, ,, | ૧૩૪૯ | વિનીતવિમલ | |
| ,, ,, | ૧૩૫૬ | ઉદયરત્ન | અરાઢમી સદી |
| ,, ,, | ૧૪૫૦ | મોતીમાલુ | ૧૭૯૮ (દીવાળી) |
| નેમિરાજુલ-શલોકો | ૧૪૦૪ | કુશલવિનય | ૧૭૫૯ |
| પાર્શ્વનાથ- ,, | ૩૩૩ | જોરાવરમલ | ૧૮૫૧ |
| ભરતબાહુબલિ-,, | ૧૩૫૬ | ઉદયરત્ન | ૧૭૯૫ |
| વિજયલક્ષ્મીસૂરિ-,, | ૧૪૪૫ | જિનેન્દ્રસાગર | અરાઢમી સદી |
| વિમલમંત્રી-,, | ૧૩૪૩ | વિનીતવિમલ | અરાઢમી સદી |
| વિવેકવિલાસ-,, | ૩૪૩ | દેવચંદ શ્રાવક | ૧૯૦૩ |

૧ આમ કહેવાનું કારણ એ છે કે વૈષ્ણવ વણિક જ્ઞાતિઓ પૈકી કોઈ કોઈમાં કેટલાંક વર્ષો પૂર્વે 'શલોકા' બોલાવવાનો રિવાજ હતો એમ વૃદ્ધો કહે છે, વિશેષમાં સ્વ. **મહીપતરામ રૂપરામે** રચેલા **વનરાજ ચાવડો** એ નામના પુસ્તક (આવૃત્તિ દસમી, પૃ. ૨૯૨) માં એવો ઉલ્લેખ છે કે "બ્રાહ્મણોમાં સલોકા ભણાતા નથી; શુદ્ર જ્ઞાતિમાં ભણાય છે; વાણિયાથી મોચી સુધી સર્વેમાં ભણે છે."

પૃ. ૨૮૯-૨૯૦માં વરે કહેલા સલોકાની નોંધ છે, અને પૃ. ૨૯૦-૨૯૨માં કન્યાએ કહેલા સલોકાની નોંધ છે. આમ અહીં બે જાતના સલોકા અપાયા છે.

| | | | |
|---|---|---|---|
| શંખેશ્વર–શલોકો | ૧૪૨૪ | દેવવિજય | ૧૭૮૪ |
| શાલિભદ્ર–,, | ૧૪૩૯ | સિંહ (કનકપ્રિયના શિષ્ય) | ૧૭૮૧ |

આ બધા શલોકામાં પૃ. ૧૫૩ ઉપર અપાયેલ **જુઠાતપસીનો શલોકો** અને પૃ. ૧૦૯૪માં અપાયેલ **લોંકાશાહનો શલોકો** નોંધવા રહી ગયા છે. એને ગણતરીમાં લેતાં એકંદર સોળ શલોકાને ભિન્ન ભિન્ન કૃતિ ગણી શકાય તેમ છે.

**"સૂર્યપુરનો સુવર્ણયુગ"** એ નામના પુસ્તકમાં પૃ. ૮૭–૧૦૫માં **લક્ષ્મીવિજયના** શિષ્ય **અમરવિજયે** વિ. સં. ૧૭૭૦માં રચેલો "સિદ્ધાચલનો સલોકો" છપાયેલો છે,

વિશેષમાં **બાલાભાઈ છગનલાલ** તરફથી ઈ. સ. ૧૯૦૫માં પ્રસિદ્ધ થયેલી **શ્રી જૈન સજ્ઝાયમાલા** (ભા. ૨) માં આ ઉપરાંત નીચે મુજબના પાંચ શલોકા છે.—

ક્રોધનો શલોકો (પૃ. ૬૯–૭૦)
માનનો ,, (પૃ. ૭૦)
માયાનો ,, (પૃ. ૭૦–૭૧)
લોભનો ,, (પૃ. ૭૧–૭૨)
શાલિભદ્રનો ,, (પૃ. ૪૮–૫૦)
આમ એકંદર એકવીસ શલોકા થયા.

**જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્ય સંચય** (પૃ. ૧૯૬–૨૦૨)માં **નયવિજયના** શિષ્ય **કુંવરવિજયકૃત** "શ્રીહીરવિજયસૂરિ–શલોકો" છપાયો છે. પણ એને કર્તાએ કોઈ સ્થળે 'સલોકો' એમ ઓળખાવેલ હોય એમ જણાતું નથી એટલે ખરી રીતે એ 'સલોકો' કેમ ગણાય એવો પ્રશ્ન ઊઠે છે. તેમ છતાં એને પણ 'શલોકો' ગણીએ તો કુલ્લે બાવીસ શલોકા થાય છે. આ બાવીસ શલોકાનો અકારાદિ ક્રમે હવે વિચાર કરીશું:—

## [ ૧ ] આદિનાથ-શલોકો યાને અષ્ટાપદ–શલોકો

આ પંચાવન કડીનો શલોકો છે. એમાં આ અવસર્પિણીમાં થઈ ગયેલા ચોવીસ તીર્થંકરો પૈકી કોણ કયા અને કયા તીર્થમાં સિદ્ધ થયા તેનો ઉલ્લેખ છે. જેમ કે અષ્ટાપદ ઉપર **આદીશ્વર**, ચંપામાં **શ્રી વાસુપૂજ્ય**, ગિરનાર ગિરિ ઉપર **શ્રી નેમિનાથ**, પાવામાં **વીર** પ્રભુ અને બાકીના વીસ સમેતશિખર ઉપર સિદ્ધ થયા. આ શલોકાની પહેલી ત્રણ અને છેલ્લી બે કડીઓ જૈ. ગૂ. ક. (ભાગ ૩, ખંડ ૨, પૃ. ૧૩૪૫) પૂરી પાડે છે. એમાં આ કૃતિને કર્તાએ ' શલોકો ' એવું નામ આપેલું નથી, છેલ્લી કડીમાં કર્તાએ પોતાનો પરિચય નીચે મુજબ આપ્યો છે:—

**શ્રી વિજેરતનસૂરિ** ગછનાયક વારે, ચોસઠમેં પાટ શ્રીપૂજ્ય ત્યારે;
કહે **વનીતવિમલ** કર જોડી, એ ભણતાં આવે સંપત દોડી."

આ શલોકાને પૃ. ૧૩૪૫માં **અષ્ટાપદ–શલોકો** કહ્યો છે. એ નામ કે આદિનાથ–શલોકો એ નામ પણ કેવી રીતે સમુચિત છે તે સમજાતું નથી. હું તો એનો વિષય જોતાં એને નિર્વાણતીર્થ–શલોકો એવું નામ આપવા લલચાઉં છું

## [ ૨ ] ક્રોધનો—શલોકો

**શ્રી જૈન સજ્ઝાયમાળા** (ભા. ૨) માં આ કૃતિ છપાયેલી છે. એમાં અગ્યાર કડી છે. એની પહેલી કડી નીચે મુજબ છે:—

"ક્રોધતણો હું કહું સલોકો, એક મને કરી સાંભળજો લોકો ॥
ક્રોધે મરીને નરકે તે જાય, ક્રોધે મરીને તિર્યંચ થાય ॥૧॥

અંતમાં કે કોઈ સ્થળે આ કૃતિના કર્તાનું નામ જોવામાં નથી. એ બનવાજોગ છે કે નામવિનાના અને આના પછી અપાયેલા માન માયા અને લોભને અંગેના શલોકા પણ આ જ કર્તાની કૃતિઓ હોય.

[ ૩ ] **જંબૂસ્વામી--શલોકો**

**હીરવિજયસૂરિ**ના સંતાનીય **અમરવિજય**ના શિષ્ય **લબ્ધિવિજય**ની આ કૃતિ છે. એ શ્રમણ ભગવાન **મહાવીરસ્વામી**ના પાંચમા ગણધર **સુધર્મસ્વામી**ના શિષ્ય **જંબૂસ્વામી**ને ઉદ્દેશીને હોવી જોઇએ એમ એના નામ ઉપરથી જણાય છે. **લબ્ધિવિજયે** શીલાંગરયસવત્સરદશકમાં એટલે વિ. સ. ૧૮૧૦મા **હરિબલમચ્છીરાસ** રચ્યો છે. એ ઉપરથી આ શલોકાના રચનાસમય વિષે અનુમાન થઈ શકે.

[ ૪ ] **જુઠા તપાસીનો શલોકો**

જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૧૫૩-૪)માં આની પહેલી ત્રણ કડીઓ અને છેલ્લી ત્રણ કડીઓ ઉપરાંત **જુઠા તપાસીનો** પરિચય અપાયેલ છે. એમાં કહ્યું છે કે એના દેહસંસ્કાર માટે હિન્દુ મુસલમા વચ્ચે ઝઘડો થયો. હિન્દુઓ અગ્નિદાહની તરફેણમાં હતા તો મુસ્લિમો દફનક્રિયાની તરફેણમાં હતા.

આ શલોકો વિ. સં. ૧૮૩૬મા વઢવાણમા અકાળ્ કડામા રચાયા છે. એના કર્તા શ્રાવક વસ્તો છે.

[ ૫ ]-[ ૮ ] **નેમિનાથ-શલોકો**

આ નામની ચાર કૃતિઓ છે. એ દરેકના ચરિત્રનાયક **નેમિનાથ** છે—કે જેમની સગાઈ સતી **રાજીમતી** સાથે થઈ હતી.

**શાન્તિવિમલ**ના શિષ્ય **વિનીતવિમલે** ત્રણ શલોકા રચ્યા છે (૧) **આદિનાથ શલોકો**, (૨) **નેમિનાથ શલોકો** અને (૩) **વિમલમંત્રી-શલોકો** પહેલો આપણે વિચારી ગયા. બીજા શલોકાની શરૂઆતની બે કડી અને અંતની નવ લીટી જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૩૪૪-૫)માં અપાયેલી છે. એ ઉપરથી આ શલોકો પાસેક કડીનો હોય એમ લાગે છે.

**શિવરત્ન**ના શિષ્ય **ઉદયરત્ને** અનેક રાસ રચ્યા છે. એમાંનો **જંબૂસ્વામી-રાસ** વિ. સં. ૧૭૪૯મા અને **હરિવંશ-રાશ** વિ. સં. ૧૭૯૯મા રચાયેલ છે. આ ઉપરથી એમણે જે **નેમિનાથ-શલોકો** અને **ભરત-બાહુબલિ-શલોકો** રચ્યા છે તેના રચનાસમયનો કંઈક ખ્યાલ આવી શકશે.

**નેમિનાથનો શ(સ)લોકો** એ સત્તાવન કડીની કૃતિ છે. એની બીજી કડીમાં "**નેમજી** કેરો કહેશું સલોકો" એવો ઉલ્લેખ છે. અંતમાં કર્તાનું નામ છે. આ સંપૂર્ણ શલોકો **શ્રી જૈન સજ્ઝાયમાળા** ( ભા. ૨, પૃ. ૭૯-૮૨ )માં છપાયેલો છે.

**મોતીમાલુ**એ વિ. સં. ૧૭૯૮ના દીવાળીના ટાણે અમદાવાદના પ્રેમાપુરામાં **નેમિનાથ-શલોકો** રચ્યો છે. જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૪૭૦-૧)માં એની પહેલી અને છેલ્લી બબ્બે કડીઓ અપાયેલી છે. એ ઉપરથી આ કૃતિ તોત્તેર કડીની હોય એમ લાગે છે. શરૂઆતની બીજી કડીમાં "કહસ્યુ સલોકો સૂત્ર-સંભાલ" એવો ઉલ્લેખ છે.

'વીશા શ્રીમાલી' શ્રાવક **દેવચંદે** ઉર્ફે **સુરશશિએ** ગાંગડમાં વિ. સં. ૧૯૦૦માં **નેમિનાથ--શલોકો** રચ્યો છે. એની પહેલી બે લીટી અને છેલ્લી આઠ લીટી જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૩૪૨--૩)માં અપાયેલી છે. આ ઉપરથી આમાં ખ્યાસી કડી હોય એમ લાગે છે. વિશેષમાં ૩૪૩મા પૃષ્ઠમાં સૂચવ્યા મુજબ આ કૃતિ સંપૂર્ણતયા **ભીમસિંહ** માણેકે **શલોકાસંગ્રહ**માં છપાવી છે, પણ મને એ મળી શકેલ નથી. આ **શલોકા સંગ્રહ**માં **દેવચંદ**કૃત **વિવેકવિલાસ--શલોકો** પણ છપાયેલો છે.

## [ ૯ ] નેમિ--રાજુલ--શલોકો

વિષયની દૃષ્ટિએ આ શલોકો ઉપલી ચાર કૃતિઓથી અભિન્ન છે. આ શલોકો વિ. સં. ૧૭૫૯માં **કુશલવિજયે** રચ્યો છે. એ સિવાય આ સંબંધમાં મને કશી વિશેષ માહિતી નથી.

**રાજુલ** એ **રાજીમતી**નું ગુજરાતી નામાંતર છે. સંસ્કૃત કે પાઇય સાહિત્યમાં આવું નામ હોવાનું જાણ્યામાં નથી.

## [ ૧૦ ] પાર્શ્વનાથ--શલોકો

વિ. સં. ૧૮૫૧માં **જોરાવરમલે** આ શલોકો રચ્યો છે. એ ઉપરાંત મને આ કૃતિ વિષે વિશેષ ખબર નથી.

## [ ૧૧ ] ભરત--બાહુબલિ--શલોકો

આદિમ તીર્થંકર **ઋષભદેવજી**ના બે પુત્રોને ઉદ્દેશીને આ શલોકો **ઉદયરત્ને** રચ્યો છે. એ કેટલી કડીનો છે એ હકીકત જાણવી બાકી રહે છે. આની રચના વિ. સં. ૧૭૬૫-માં થયેલી છે એમ **જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** (પૃ. ૬૬૭, કંડિકા ૯૮૦) ગત નીચેની પંક્તિઓ ઉપરથી જણાય છે.

"લાંબા લહેકાથી ગવાતા 'શલોકા'ની રચના પણ આ શતકમાં પ્રથમ થઈ જણાય છે દા. ત. ૧૭૪૯ પહેલા વિનીતવિમલકૃત આદિનાથ શલોકો, ઉદયરત્નકૃત નેમિનાથ શલોકો, શાલિભદ્ર શલોકો (૧૭૭૦) અને ભરતબાહુબલિનો શલોકો સં. ૧૭૬૫, દેવવિજયનો શત્રુંજયેશ્વર શલોકો ૧૭૮૪, મોમામાલકૃત નેમિ શલોકો સં. ૧૭૯૮."

## [ ૧૨ ] માન--શલોકો

આ સાત કડીની કૃતિ છે. "શ્રી જૈન સજ્ઝાયમાળા" (ભા. ૨)માં એ છપાયેલી છે. ત્યાં એનો 'સલોકા' તરીકે નિર્દેશ છે. બાકી કૃતિમાં તો કોઈ સ્થળે એવો ઉલ્લેખ નથી. ક્રોધનો શલોકો રચનારે આ કૃતિ રચી હશે એવી સંભાવના છે.

## [ ૧૩ ] માયા--શલોકો

આ શલોકો પણ સાત કડીનો છે અને એ ઉપર્યુક્ત પુસ્તકમાં છપાયો છે. કર્તાએ કોઈ સ્થળે એનો શલોકા તરીકે નિર્દેશ કર્યો નથી, પણ છપાયેલ પુસ્તકમાં તેમ હોવાથી મેં આ પ્રમાણે નોંધ લીધી છે.

## [ ૧૪ ] લોંકાશા--શલોકો

આ એક ઐતિહાસિક શલોકો છે. એમાં ચોવીસ કડી છે. એની પહેલી, ૧૧મી, ૧૭મી, ૨૦મી, ૨૧મી અને ૨૪મી કડીઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૦૯૪) માં અપાયેલી છે. આ સમગ્ર કૃતિ મુંબઈ સમાચારના તા. ૧૮-૭-૩૬ના અંકમાં

'શ્રીમાન્ લોંકાશાહ' એ નામથી પૃ. ૨૩૮થી ૨૪૦માં છપાયેલી છે. એ કેશવજી (લોં) ની કૃતિ છે. એની આદ્ય કડીમાં "ગુરૂ પ્રણમી કરઈ સિલોકો" એવો ઉલ્લેખ છે. આ સત્તરમી સદીની કૃતિ છે

## [ ૧૫ ] લોભ-શલોકો

આ છવ્વીસ કડીની કૃતિ છે. "શ્રી જૈન સજ્ઝાયમાળા" (ભા. ૨)માં એ છપાયેલી છે. એમાં કોઈ સ્થળે કર્તાનું નામ નથી તેમ જ એનો શલોકા તરીકે નિર્દેશ છે. પ્રકાશકે એને 'સલોકો' કહ્યા છે એ ઉપરથી મેં એની આમ નોંધ લીધી છે.

## [ ૧૬ ] વિજયક્ષમાસૂરિ--શલોકો

અરાઢમી સદીના જશવંતસાગરના શિષ્ય જિનેન્દ્રસાગરે આ શલોકો રચ્યો છે. જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં ૨, પૃ. ૧૪૮૫--૬)માં આની પહેલી એક કડી અને છેલ્લી બે કડીઓ તેમ જ 'ટુંક સાર' અપાયેલ છે. આ ઉપરથી આ બાસઠ કડીની કૃતિ હોય એમ જણાય છે. એની ૬૨મી કડી નીચે મુજબ છે:—

"જસવંતસાગર પંડિતરાયા, જિણંદસાગરેં ગુરૂગુણ ગાયા
એહ 'સલોકો' જે નર ભણિસ્યે, લખમિ તસ ઘરે લીલ જ કરસ્યૈ."

## [ ૧૭ ] વિમલમંત્રી--શલોકો

જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૧૩૪૩-૪)મા આની આદ્ય બે કડીઓ તેમ જ અંતિમ ત્રણ કડીઓ અપાયેલી છે એ ઉપરથી આ ૧૧૧ (એકસો અગ્યાર) કડીની કૃતિ હોય એમ લાગે છે. એની રચના વિનીતવિમલને હાથે થયેલી છે, કે જેમણે બીજા બે શલોકા રચ્યા છે. આ શલોકો સુપ્રસિદ્ધ વિમલ મંત્રીને અંગેનો છે.

## [ ૧૮ ] વિવેકવિલાસ-શલોકો યાને કાયાનગરીનો શલોકો

આની પહેલી એક કડી અને છેલ્લી ચાર કડીઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૩૪૩) માં અપાયેલી છે. એ ઉપરથી એ બાણુ કડીની કૃતિ હોય એમ જણાય છે. વિશેષમાં એની પહેલી કડીમાં "કાયાનગરીનો કહુ શલોકો" એવો ઉલ્લેખ છે એ ઉપરથી મેં એનું બીજું નામ સૂચવ્યુ છે. એમાં શરીરની શુચિતા વિષે વિચાર કરાયો હશે એમ લાગે છે એ શલોકાસંગ્રહમાં પ્રસિદ્ધ થયેલ છે, પણ મારા જોવામાં એ આવેલ નથી. વિ. સં. ૧૯૦૩માં આ 'શલોકો' દેવચંદ શ્રાવકે રચ્યો છે.

## [ ૧૯ ] શંખેશ્વર--શલોકો

દીપવિજયના શિષ્ય દેવવિજયે વિ. સં. ૧૭૮૪માં આ શલોકો રચ્યો છે. પહેલી ચાર લીટી અને છેલ્લી ત્રણ લીટી જૈ. ગૂ. ક. (ભા. ૩,ખં. ૨, પૃ ૧૪૨૪)માં અપાયેલી છે. એની બીજી કડીના પૂર્વાર્ધમાં "પાસ શંખેશ્વર શલોકો કહોઈ" એવો ઉલ્લેખ છે. એ ઉપરથી આ શંખેશ્વર પાર્શ્વનાથને અંગેનો શલોકો છે એ વાત જાણી શકાય છે.

## [૨૦-૨૧] શાલિભદ્ર--શલોકો

આ નામની બે કૃતિ છે. તેમાંની એક તે જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં ૨, પૃ. ૧૪૩૯) માં ઉલ્લેખાયેલી અને વિ. સં. ૧૭૮૧માં કનકપ્રિયના શિષ્ય સિંહે રચેલી કૃતિ છે. એમાં ૧૪૭ ગાથા છે અને એ રત્નસાગરમાં પ્રકાશિત છે, પણ મારા જોવામાં એ આવેલ નથી. શલોકાના નામ ઉપરથી એમ લાગે છે કે એ શાલિભદ્રને અંગે રચાયેલ છે.

બીજી કૃતિના લેખક અને તેમ નહિ હોય તો સંશોધક ઋષિ ખોડાજી છે. એમાં

"સરસતિ માતા તમ પાયે લાગુ, કહેવા 'સલોકો' વરદાન માગું,
શાળિભદ્રનો કહુ રે સલોકો, એક મને કરિ સાંભળજો લોકો.૧"

આ ઉપરથી આ શાળિભદ્રને ઉદ્દેશીને રચાયેલો 'સલોકો' છે એ વાત સ્પષ્ટ થાય છે.
અંતિમ કડી નીચે પ્રમાણે છે:—

"એહ 'સલોકો' સુણે ને ગાય, તેહનાં પાતક દુર પલાય
એહ 'સલોકો' શોધી શુદ્ધ કીધો, ઋષિ ખોડાજીનો મનોરથ સીધ્યો. ૪૨"

આમ આ કડીમાં આ કૃતિને સલોકા તરીકે ઓળખાવાઈ છે. આ કૃતિ સંપૂર્ણ–તયા "શ્રી જૈન સજ્ઝાયમાળા" (ભા. ૨)માં છપાયેલી છે.

## [ ૨૨ ] સિદ્ધાચળ–શલોકો

આ **અમરવિજય**ની કૃતિ છે. એમાં ૧૪૧ કડી છે, એની છેલ્લી કડીમાં "સલોકો સારો સિદ્ધાચલ કેરો" એવી પંક્તિ છે. એ ઉપરથી મેં આ નામ યોજ્યું છે. એની બીજી કડી "સંઘવી પ્રેમજીનો કહું રે સલોકો" એ પ્રમાણે શરૂ થાય છે. એ ઉપરથી આને આપણે "સંઘવીનો શલોકો" એ નામે પણ ઓળખાવી શકીએ. આ સંઘવીએ સુરતથી સિદ્ધાચળનો સંઘ કાઢ્યો હતો અને એનું વર્ણન આ શલોકામાં છે. આ શલોકો છપાયેલો છે એ વાત આપણે પહેલાં નોંધી ગયા છીએ.

આ પ્રમાણે બાવીસ શલોકા વિષે અંગુલીનિર્દેશ પૂરો થવા આવે છે એટલે એમાંથી ફલિત થતા કેટલાક મુદ્દાઓ હું રજૂ કરું છું.—

(૧) વિવેકવિલાસ–શલોકો તેમજ ક્રોધ, માન, માયા અને લોભને લગતો એકેક શલોકો એ કોઈ વ્યક્તિને ઉદ્દેશીને નથી, જ્યારે બીજા બધા શલોકા પૌરાણિક કે ઐતિહાસિક વ્યક્તિઓ સાથે સંબદ્ધ છે.

(૨) જૈન તીર્થંકરો પૈકી પહેલા, બાવીસમા અને તેવીસમા તીર્થંકરોને લગતા શલોકા છે. તેમાં બાવીસમા તીર્થંકરને અંગે પાંચ કૃતિઓ છે અને તેવીસમાને અંગે બે કૃતિઓ છે.

(૩) જંબૂસ્વામી–શલોકો, જુદા તપાસીનો શલોકો, પાર્શ્વનાથ–શલોકો, લોંકશાહ–શલોકો, વિજયક્ષમાસૂરિ–શલોકો, વિમલમંત્રી–શલોકો, શંખેશ્વર–શલોકો, અને શાલિભદ્ર–શલોકો એ નામની બે કૃતિઓ તેમ જ સિદ્ધાચલ–શલોકો એમ દસ કૃતિઓ ઐતિહાસિક વ્યક્તિઓ સાથે સંબંધ ધરાવે છે.

(૪) વિમલમંત્રીનો શલોકો સૌથી મોટો હોય એમ લાગે છે.

(૫) વિક્રમની અરાઢમી સદીની પૂર્વે કોઈ શલોકો રચાયેલો હોય તો તે હજી સુધી ઉપલબ્ધ થયો નથી.

(૬) શલોકા રચનારામાં મુનિવર્ગનો મુખ્ય ફાળો છે

(૭) અહીં અપાયેલા બાવીસે શલોકામાંથી મોટો ભાગ અપ્રસિદ્ધ હોય એમ જણાય છે. જો તેમ હોય તો આ બધા શલોકા સમીક્ષાત્મક પદ્ધતિએ પ્રકાશિત થવા જોઈએ. કોઈ વિદ્યારસિક વ્યક્તિ કે સંસ્થા આ દિશામાં સત્વર પગલાં ભરે એ અભિલાષા પૂર્વક વિરમું છું.

ગોપીપુરા, સુરત, તા. ૨૫–૪–૪૬

# જૈન દર્શન

લેખક—**શ્રી. મોહનલાલ દીપચંદ ચોકસી**

આજના વાતાવરણમાં વાચનની અભિરુચિ વધી છે, છતાં ધાર્મિક જ્ઞાન મેળવવાની વૃત્તિ કે એ સંબંધી જાણવાની ઇચ્છા બહુ ઓછા પ્રમાણમાં દેખાય છે. જે શિક્ષણ-પ્રણાલી પ્રચલિત છે એને અંગે વિદ્યાર્થીના મગજ પર બીજા અભ્યાસનો બોજો વધુ રહે છે એ જેમ એક કારણ છે, તેમ બીજા કારણ તરીકે આપણાં ધાર્મિક પુસ્તકોની રચના જૂની પદ્ધતિની હોઈ, જલદી સમજી ન શકાય તેવી છે એને પણ લેખી શકાય. જો કે ધીમે ધીમે ચાલુ કામને અનુરૂપ પુસ્તકો, તત્ત્વજ્ઞાન ઉપર અજવાળું પાડવામાં સહાય કરી શકે એવાં, જુદી જુદી વ્યક્તિઓ તરફથી પ્રગટ થતાં રહ્યાં છે અને એથી લાભ પણ થયો છે. એ દૃષ્ટિથી પૂજ્ય આચાર્ય મહારાજ સદ્ગત શ્રી વિજયધર્મસૂરિજીકૃત 'જૈન તત્ત્વજ્ઞાનમ્' નામા સંસ્કૃત પુસ્તકનો ભાવાર્થ જેમ બને તેમ ટૂંકાણમાં રજુ કરવામાં આવે છે, જે ઉગતી પ્રજામાં જ્ઞાનરુચિ જન્માવશે એવી આશા છે.

પૂજ્ય શ્રી હરિભદ્રસૂરિ મહારાજ નીચે પ્રમાણે છ દર્શન ગણાવે છેઃ બૌદ્ધ, નૈયાયિક, સાંખ્ય, વૈશેષિક, જૈમિની અને જૈન. એમાંના છેલ્લા 'જૈનદર્શન' પરત્વે અહીં સંક્ષિપ્ત દિગ્દર્શન કરવાનું છે.

'જૈન દર્શન'ના પ્રકાશક રાગદ્વેષાદિ આંતરિક રિપુઓને જીતનાર એવા 'જિન' છે. અર્હન્, સ્યાદ્વાદી, તીર્થંકર એવા 'જિન'નાં બીજા પણ નામો છે એ પ્રકારના ગુણનિષ્પન્ન નામોને લઈ જૈન દર્શન 'અર્હત્પ્રવચન' સ્યાદ્વાદમત' કે 'અનેકાંતદર્શન' તરીકે પણ ઓળખાય છે.

આ દર્શનમાં નવ પદાર્થ યાને નવ તત્ત્વો મુખ્યપણે દર્શાવવામાં આવ્યાં છે. એનાં નામ--જીવ, અજીવ, પુણ્ય, પાપ, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ છે. એમાં પણ મુખ્યતા જીવ-અજીવ રૂપ બે તત્ત્વને વરે છે. ચેતના લક્ષણવાળો જીવ કહેવાય છે. ચૈતન્ય એટલે જ્ઞાનોપયોગ. સારીયે સૃષ્ટિમાં જ્યાં જ્યાં ચેતનપણું દેખાય છે ત્યાં ત્યાં જીવોનો સદ્ભાવ છે. ચેતના રહિત જે જે છે એ સર્વ જડ યાને અજીવ કહેવાય છે.

જ્યાં સુધી અનાદિ કાળથી જીવ કર્મનાં આવરણોથી ઢંકાયેલો છે ત્યાં સુધી એની સ્થિતિ વાદળાંથી આવૃત્ત થયેલા સૂર્ય જેવી છે. વાદળાં ખસી જતાં જેમ સૂર્ય પોતાની સર્વ કળાએ પ્રકાશી ઊઠે છે તેમ જીવ સર્વ પ્રકારનાં કર્મોથી મુક્ત થતાં પોતાના જ્ઞાન દર્શન આદિ મૂળ ગુણો દ્વારા સકળ વિશ્વનો જ્ઞાતા-દૃષ્ટા બની જ્યાંથી પુનઃ અવતાર લેવાનો નથી, અગર તો ફરીથી સંસારમાં આવી જન્મ ધારણ કરવાપણું નથી, એવા સિદ્ધિ સ્થાનમાં કાયમનો નિવાસ કરે છે.

આ રીતે જીવોના સર્વ પ્રથમ બે ભેદ થાય છેઃ મુક્ત જીવો અને સંસારી જીવો.

મુક્ત જીવો સંબંધમાં ઉપર સામાન્ય ઇશારો કર્યો, વધુ વિગત અંત ભાગે વિચારીશું.

સંસારી જીવો કે જે કર્મોથી ઘેરાયેલા છે એના મુખ્ય બે ભેદ છેઃ ૧. સ્થાવર અને ૨. ત્રસ. સ્થાવર પૃથ્વી, જળ, તેજ, વાયુ અને વનસ્પતિરૂપ પાંચ છે. ત્રસ બિ, તિ, ચઉ અને પંચ-ઈંદ્રિય યુક્ત ચાર પ્રકારે છે. ઘર્ષણ-છેદન આદિથી જેમનો સ્વભાવ અચેતન થવાનો છે છતાં જેઓમાં નિમ્ન ઉદાહરણથી ચેતનત્વની પ્રતીતિ સહજ થઈ શકે છે એવા

પૃથ્વી આદિ પાંચ પ્રકારમાં માત્ર સ્પર્શ ઇંદ્રિય હોવાથી તેઓ એકેન્દ્રિય તરીકે ઓળખાય છે. એમાં પાછા બે ભેદ પડે છે. સૂક્ષ્મ તથા બાદર બાદર=સ્થૂલ. સૂક્ષ્મ એકેંદ્રિય જીવો સકલ લોકમાં વ્યાપેલા છે. બાદર એકેંદ્રિય જીવો અમુક નિયત સ્થાનમાં જ હોય છે. પૃથ્વીકાયમાં પર્વત, પરવાળા વગેરેનો સમાવેશ થાય છે, જેમાં હાનિવૃદ્ધિ થતી નજરે જોવાય છે, એ જીવત્વની નિશાની છે. જળ તરીકે દરિયાના પાણીનો ઘૂઘવાટ, કુવામાં આવતી નવી સેરો જીવપણું સિદ્ધ કરે છે. તેજ યાને અગ્નિના જીવોમાં સામગ્રીના સદ્ભાવે વૃદ્ધિ, અભાવે ક્ષીણતા થતી જોઈ શકાય છે, એ જીવદશાની નિશાની છે. વાયુના હલન-ચલનથી એના જીવત્વ અંગે શંકા ધરવાપણું નથી રહેતું. એ જીવોના ઉત્પાત અંગે ઉદ્ભવતા વા, વંટોળ કે મોટાં તોફાનો એ તો અનુભવનો વિષય છે. આજના વિજ્ઞાનયુગમાં શ્રી. જગદીશચંદ્ર બોઝની અને ત્યાર પછીની શોધોથી વનસ્પતિમાં જીવ છે એ વાત પુરવાર કરવાનું બાકી રહેતું જ નથી. સૂક્ષ્મ દૃષ્ટિથી વિચારતાં પૃથ્વી આદિ પાંચે કાય યાને સમૂહમાં જીવત્વ રહેલું છે એ સહજ સમજાય છે.

એકેંદ્રિયની દૃષ્ટિએ જેઓ ઓછા ક્ષેત્રમાં જોવાય છે અને પચેંદ્રિયની દૃષ્ટિથી જેમનામાં ઇંદ્રિયની વિકલતા યાને ઓછાશ છે તે જીવો વિકલેંદ્રિય કહેવાય છે. ત્રસના ચાર પ્રકારમાં તેઓ ગણાય છે, તે નીચે મુજબ–બે ઇંદ્રિય સ્પર્શ રસના યુક્ત, શંખ કોડા પોરા ચદનગવી. ત્રિઇંદ્રિય સ્પર્શ રસના ઘ્રાણ યુક્ત. કુંયુ–માકડ–ઇન્દ્રગોપાદિ. ચોઇંદ્રિય -ઉપરની ત્રણ સાથે ચોથાં ચક્ષુ મેળવતાં ચાર ઇંદ્રિયવાળા જીવોમાં ભમરા, માખો, વીંછી, પ્રમુખ જાણવા. સ્પર્શ રસના નાક નેત્ર અને કાન રૂપ પાંચ ઇંદ્રિયવાળા જીવો પચેંદ્રિય કહેવાય છે અને તેમના ચાર પ્રકાર છે—

૧ તિર્યંચ, ૨ મનુષ્ય, ૩ નારકી, ૪ દેવતા. માછલાં, મગર, હાથી, સારસ, હંસ, આદિનો સમાવેશ તિર્યંચમાં થાય છે. બીજા પ્રકારમાં સમાઈ જતાં મનુષ્યો તો આપણી નજર સામે છે. માનવલોકના હેઠળના ભાગમાં વસનારા તે નારકાના જીવો છે અને મુખ્યતયા એ માનવલોકના ઉપરના ભાગે વસનારા દેવો એ ચોથા પ્રકારમાં છે. ભવનપતિ આદિ દેવો અધોલોકમાં પણ વસે છે. આ રીતે સામાન્ય જ્ઞાન સંસારી જીવો સંબંધમાં થયું ગણાય. જીવોની ઉત્પત્તિની દૃષ્ટિએ આ ત્રણ શબ્દો ખાસ જાણવા જેવા છે–૧ ઉપપાતજા, ૨. ગર્ભજ ૩. સંમૂર્છિમ. દેવ તથા નારકીના જીવો અનુક્રમે શય્યા તેમ જ વજ્રકુંડીમાં ઉપજતાં હોવાથી ઉપપાતજા કહેવાય છે.

ગર્ભમાં ઉત્પન્ન થાય તે ગર્ભજ. મનુષ્ય અને તિર્યંચ યોનિમાં એ રીતે જીવો ઉત્પન્ન થાય છે. સમૂર્છિમની ઉત્પત્તિમાં ગર્ભજની માફક પુરુષ અને સ્ત્રી જાતિના સંયોગની જરૂર રહેતી નથી. મનુષ્યના શ્લેષ્મ–મૂત્ર આદિ ચૌદ સ્થાનકે અંતર્મુહૂર્તના આયુષ્ય વાળા જે જીવો ઉત્પન્ન થાય છે તે સંમૂર્છિમ મનુષ્ય કહેવાય છે. તિર્યંચ યોનિમાં પણ સમૂર્છિમ જીવો ઉત્પન્ન થાય છે. પણ તેમનું આયુષ્ય અંતર્મુહૂર્તનું જ હોય એવો નિયમ નથી. વિકલેંદ્રિય જીવો સમૂર્છિમ જ હોય છે.

દેવયોનિમાં દેવ અને દેવી એમ બે જાતિ હોય છે, નારકયોનિમાં સર્વ નપુંસક જ હોય છે. તિર્યંચ અને મનુષ્યમાં પુરુષ, સ્ત્રી અને નપુંસક એમ ત્રણ પ્રકાર છે; પણ સંમૂર્છિમ જીવો તો નપુંસક જ હોય છે.

જીવોનાં શરીર પાંચ પ્રકારનાં કહ્યાં છે–૧ ઔદારિક, ૨ વૈક્રિય, ૩ આહારક, ૪ તૈજસ અને ૫ કાર્મણ. આપણી ચક્ષુ સામે જે શરીર દૃષ્ટિગોચર થાય છે એ ચામડાના દેહને ઔદારિક તરીકે ઓળખાય છે. વૈક્રિય શરીર જાત જાતના ફેરફારો થઈ શકે તેવું હોય છે. આહારક શરીરની ઉત્પત્તિ વિદ્યાના બળથી કરી શકાય છે. તૈજસ શરીર દ્વારા જ ભક્ષણ કરાતો આહાર પચાવાય છે અને કાર્મણ શરીર તો આત્મા સાથે દૂધ ને પાણી માફક જે કર્મસમૂહ મળ્યો છે તે સમૂહનું નામ છે. આહારક તથા તૈજસ કાર્મણ મળી ત્રણ શરીરો સર્વ તિર્યંચ મનુષ્યોને હોય છે. દેવ, નારકમાં ઔદારિકના બદલે વૈક્રિય શરીર હોય છે. વિશેષતા એટલી છે કે મનુષ્ય લબ્ધિના બળે વૈક્રિય શરીર રચી શકે છે. આહારક રચવાની શક્તિ તો જ્ઞાનબળથી સકલ પદાર્થના જ્ઞાતા એવા ચૌદપૂર્વીમાં જ હોય છે અને એ મહાત્માઓ કોઈ સૂક્ષ્મ પદાર્થ અંગેની શંકાના નિવારણ અર્થે સર્વજ્ઞ પ્રભુ પાસે જવામાં કરે છે. પરભવ જતાં જીવને પણ તૈજસ કાર્મણ રૂપ શરીર યુગલ હોય છે જ. એના બળવડે જ જીવ ભવાંતરમાં ગતિ કરે છે.

આ રીતે આપણે જીવ સંબંધી સામાન્ય માહિતી મેળવી.

જીવ કહો કે આત્મા કહો એમાં કંઈ ફેર નથી. ઉભય સમાન અર્થવાચી શબ્દો છે. જો કે વ્યુત્પત્તિના આધારે અર્થકરણમાં એને જુદી રીતે ઘટાવાય છે. આત્માની વ્યાખ્યા બાંધતા કહેવામાં આવ્યું છે કે—'જે કર્મનો કર્તા છે, તેમ જ એના ફળનો ભોક્તા છે, જુદી જુદી ગતિમાં સંક્રમણ કરે છે અને કર્મસમૂહનો સદંતર નાશ કરતાં નિર્વાણ પામે છે અર્થાત્ સંપૂર્ણપણે આત્મસાક્ષાત્કાર કરે છે યાને પોતાના મૂળ ગુણમાં સ્થિત થાય છે તેનું નામ 'આત્મા' છે.

જેઓ 'જીવ' પદાર્થમાં માનતા જ ન હોય એમને માટે બંધ–મોક્ષ આદિ અન્ય તત્ત્વની વાતો નકામી છે. જગતની વિચિત્રતા જે નજરે ચઢે છે–રાય–રંક, ગરીબ–તવંગર, સુખી–દુ:ખી, બળવાન–નિર્બળ, તંદુરસ્ત–રોગી આદિ જે જોડલાં દેખાય છે એ પાછળ બારીકાઈથી વિચારણા કરવામા આવ તો સહજ સમજાય તેમ છે, કે એ વિલક્ષણતા કોઈ અન્ય ચીજને આભારી છે.

એ અન્ય ચીજનું નામ જ 'કર્મ' છે. આ કર્મનો યોગ જીવને ક્યારે થયો એ કલ્પી શકાય તેમ નથી. ખાણમા પેદા થતાં સુવર્ણ સાથે માટી આદિના મિશ્રણની માફક જીવ સાથેનો કર્મનો મેળાપ અનાદિ છે. આ જોડાણ સરિતાના પ્રવાહ સમુ છે. એમાં જુદાં જુદાં નિમિત્ત મળતાં વૃદ્ધિ–ક્ષય થતો રહે છે. અને પૂર્ણ ઉપચાર કરવાથી જેમ સોનું સર્વથા કચરા વિહૂણું થઈ શુદ્ધ બને છે તેમ જીવ પણ કાયમને માટે કર્મ રહિત બની જાય છે. આત્માની એ નિર્મળ દશાનું નામ જ સિદ્ધઅવસ્થા.

બીજ જે સંપૂર્ણપણે બળી ગયું હોય છે એને ફરીથી ઉગાડવાનો પ્રયત્ન કરાય તો તે નકામો જાય છે, કેમ કે એમાં ઊગવાની શક્તિ નથી, એ રીતે કર્મબીજનો જડ મૂળથી નાશ કરાય તો ભવભ્રમણ રહેતું જ નથી. એ કર્મનો સમાવેશ બીજા ' અજીવ ' તત્ત્વમાં થાય છે.

(ચાલુ)

# ઉપધ્યાય શ્રીવિનયવિજયજીવિરચિત

# 'ઇંદુદૂત'

[ એક જૈન ખંડકાવ્યનો ટૂંક પરિચય ]

### લેખકઃ—પૂજ્ય મુનિ મહારાજ શ્રી ધુરંધરવિજયજી

**ખંડકાવ્યનું સ્વરૂપ ને તેની ઉપાદેયતા**

'ઇન્દુદૂત' એ એક ખંડકાવ્ય છે. ખંડકાવ્ય એટલે મહાકાવ્યના એક અંગનું વિસ્તારપૂર્વકનું વર્ણન. મહાકાવ્યમાં શૃંગાર, વીર અને શાન્તમાંથી કોઈ પણ એક રસ પ્રધાન; ને પ્રસંગે પ્રસંગે વિવિધ રસોનું પોષણ; એક મુખ્ય નાયક; દેશ—નગર—નીતિ—ઋતુ વગેરેનું વર્ણન; આઠથી વધારે સર્ગો; કોઈ એક સર્ગમાં જુદા જુદા છન્દો; યમક-ખડ્ગ-બન્ધ-ચક્રબન્ધ-ધનુર્બન્ધ વગેરે બન્ધો; શરૂઆતથી સમાપ્તિ સુધી એક સરખો રસ જળવાઈ રહે, વિરસપણું ન ઉપજે ઇત્યાદિ હોય છે જ્યારે ખંડકાવ્યમાં તેમાંના કોઈ પણ એક ભાગનું વિશદ વર્ણન હોય છે. આદિથી અન્ત સુધી પ્રાયઃ એક જ છન્દ હોય છે. કોઈ કોઈ સ્થળે અન્તમાં બે ચાર સૂક્તો જુદા છન્દમાં હોય છે. મહાકાવ્ય મોટી નવલ-કથા સરખું છે તો ખંડકાવ્ય નવલિકા—ટૂંકી વાર્તા સમાન છે.

મહાકાવ્યથી ભિન્ન ભિન્ન વિષયોની સમજ જે એક સાથે પડે છે તે તેમાંના એક એક વિષયની વિશદ સમજ ખંડકાવ્યથી પડે છે. અર્થાત્ મહાકાવ્યના કોઈ પણ એક અંગને વિસ્તારથી જાણવા માટે ખંડકાવ્ય જ વિશેષ ઉપાદેય છે.

**દૂતકાવ્યનું સ્વરૂપ**

ખંડકાવ્યો અનેક પ્રકારનાં હોય છે, છતાં સૌથી વિશેષે મળી આવતાં ખંડકાવ્યો દૂતકાવ્યો જ છે. સેંકડોની સંખ્યામાં દૂતકાવ્યો રચાયાં છે. દૂત—સંદેશવાહક, ખબર-સમાચાર લઈ જનાર. જુદે જુદે સ્થળે રહેલા સંસારી આત્માઓને અરસપરસ સમાચારની લેવડદેવડ કરવાના પ્રયોજનો ગણનાતીત હોય છે. તેવા અસંખ્ય પ્રયોજનો વશ લખાતા લેખોને મુખ્યત્વે સાત વિભાગમાં વહેંચી શકાય છે. ૧. વ્યાપારલેખ, ૨. મદન—કામદેવ—લેખ, ૩. સ્નેહલેખ, ૪. રોષલેખ, ૫, શોકલેખ, ૬ આનન્દલેખ અને ૭ ધર્મલેખ—એમ સાત પ્રકારે સન્દેશ મોકલવામાં આવતા લેખો છે તમા—

(૧) **વ્યાપારલેખ**—વ્યવહારિયાઓ-વ્યાપારીઓ વસ્તુના ક્રય વિક્રયને અંગે—માલની લેણદેણી માટે જે પત્રવ્યવહાર કરે છે—સન્દેશ પાઠવે છે તે વ્યાપારલેખ કહેવાય છે. આજ પણ વ્યાપાર માટે પત્રવ્યવહાર મોટા પ્રમાણમાં ચાલે છે.

(૨) **મદન—કામદેવલેખ**—વિષય રાગથી વિહ્વલ બનેલાં નાયક—નાયિકા વગેરે કામિઓ જે એક બીજા ઉપર લેખ મોકલાવે તે અનંગ લેખ કહેવાય છે. નાયક કે નાયિકા સામા પક્ષ ઉપર દૂતીદ્વારા જે સન્દેશ પાઠવે છે તેનો પણ આમાં જ સમાવેશ થાય છે. કાવ્યોમાં આવા અનંગ—મદન—લેખોનું અનેક સ્થળે ચિત્રણ આવે છે. કોઈ કોઈ સ્થળે વન ઉપવનમાં વિહરતા વિલાસીઓ પ્રણયીજન ઉપર કમળના પત્ર પર કે અન્ય કોઈ વૃક્ષના સુકોમળ પાંદડા પર લાકડાની સળીથી, નખથી કે છેવટ કોઈ પણ સાધન ન હોય

તો આંગળીમાંથી રક્ત–લોહી કાઢીને તેથી પ્રણય–સન્દેશ જણાવે છે. મદનલેખનો એક સુમનોરમ પ્રસંગ કવિ કાલિદાસે 'અભિજ્ઞાનશાકુન્તલ'માં ત્રીજા અંકમાં નિરૂપ્યો છે.

(૩) **સ્નેહલેખ**—સ્વજન સમ્બન્ધીઓ એક બીજા ઉપર જે કુશલ સમાચાર જણાવે છે, તે સ્નેહલેખ કહેવાય છે. વ્યવહારમાં ઘણા એવા કાગળપત્રો લખાય છે.

(૪) **રોષલેખ**—આ લેખ મોટે ભાગે રાજાઓ લખે છે. એક રાજા બીજા રાજાને પોતાની સત્તા મનાવવા માટે દૂત મોકલે છે, લેખ લખે છે. તેમાં પોતાનાં પ્રાબલ્ય–શક્તિ સત્તામદ ભભૂકતાં હોય છે, અને સામા ઉપર તિરસ્કાર કાંઇક કાંઇક બતાવેલ હોય છે. છેવટ આજ્ઞા ન સ્વીકારે તો યુદ્ધનું આહ્વાન–આમંત્રણ હોય છે. રાજકથામાં રસ લેતા લોકોને આ લેખ સુવિદિત છે.

(૫) **શોકલેખ**—આ લેખ પોતાના પરિચિતોને નિજદુઃખની હકીકત જણાવવા માટે લખાય છે. પોતે કે પોતાના સ્વજનો માંદા હોય, અન્ય કોઈ આપત્ હોય તે સર્વ આ લેખમાં આવે છે. મરણના સમાચાર (કપડાં ઉતારીને વાંચજો જેવા) કાળી શાહીથી આ લેખ જણાવે છે.

(૬) **આનન્દલેખ**—આ લેખમાં હર્ષ–આનન્દના ખબર આપવામાં આવે છે. વિવાહ–સીમન્ત–પુત્રજન્મ વગેરે સમાચારો કુમકુમ છાંટયા છાંટી લાલ સ્યાહીથી આ લેખમાં જણાવવામાં આવે છે

(૭) **ધર્મલેખ**—ધાર્મિક પ્રસંગો એક બીજાને જણાવવા માટે આ લેખ લખવામાં આવે છે. મુનિઓને પૂર્વ જ્ઞાનનું અધ્યયન કરાવવા માટે શ્રી શ્રમણ સંઘે ચતુર્દશ પૂર્વધર શ્રી ભદ્રબાહુસ્વામીજી ઉપર સન્દેશ મોકલ્યો હતો તે ધર્મલેખ. 'અમો વાદિ કુમુદચંદ્ર સાથે વાદ માટે ત્યાં આવીએ છીએ વગેરે' સન્દેશ શ્રી વાદિ દેવસૂરિજી મહારાજે પાટણના શ્રીસંઘ ઉપર મોકલ્યો હતો તે પણ ધર્મલેખ. એ સિવાય મુનિઓને જ્યાં ચતુર્માસ રહેવાનું હોય, શ્રીસંઘને જે મુનિઓને રાખવાના હોય તે સંઘ–ત મુનિવરો પોતાના ગુરુમહારાજ ઉપર–ગચ્છનાયક ઉપર પત્ર લખે આજ્ઞા મેળવે; શ્રી પર્યુષણા પર્વની આરાધના, સાંવત્સરિક્ષમાપના, વગેરેના સન્દેશા એક બીજા ઉપર મોકલાવે; અન્ય પણ શાસનપ્રભાવનાનાં કાર્યોના સમાચાર અરસપરસ જણાવે; કેટલાએ ધાર્મિક વ્યવહાર આદિના પ્રશ્નોના ખુલાસા મેળવે વગેરે સર્વ ધર્મલેખો કહેવાય છે.

આ સાતે પ્રકારના લેખોનું ટૂંક સ્વરૂપ ઉપાધ્યાયજી શ્રીવિનયવિજયજી મહારાજે 'આનન્દલેખ'માં ટૂંકમાં જણાવ્યું છે. તે આ પ્રમાણે—

स सप्तधा लेख उदीरितो ह पृथक्पृथक्कार्यकलापदर्शी ।
व्यापारलेखः १ कुसुमेषुलेखः २, स्नेहस्य लेखः ३, स्फुटरोषलेखः ४ ॥
शोक ५ प्रमोद ६ प्रभवौ च लेखौ, यो धर्मलेखः ७ स च सप्तधा स्यात् ।
तत्रादिमो यो व्यवहारिलोकैः संलिख्यते कामिजनैर्द्वितीयः ॥
भवेत् तृतीयः स्वजनैर्मिथो य–स्तुर्यो विपक्षक्षितिनायकाभ्याम् ।
स पञ्चमो यः स्वजनार्तिशंसी, षष्ठो विवाहादिषु लिख्यते यः ॥
अयं पुनः सप्तम एव लेखो, लेखेषु सर्वेष्वपि सार्वभौमः ।
पदे पदे पुण्यफलोदयेन, यतः परमेह च धर्मसिद्धिः ॥

**स्वस्तीति बीजं जिनवर्णनं च, मूलं पुरीवर्णनमेव शाखाः ।**
**पुष्पाण्युदन्ता गुरुवर्णनं च, फलं लसल्लेखसुरद्रुमेऽस्मिन् ॥**
**लेखो हि प्रायः पिशुनेभ्यो रक्षणार्थः सज्जनेभ्यश्च दर्शनीयः ।**

દૂતકાવ્ય લખવાની પ્રણાલિ કાળજૂની છે. મહાકવિ કાલિદાસ પૂર્વનાં પણ દૂતકાવ્યો ઉપલબ્ધ થાય છે. તો પણ દૂતકાવ્યો લખવાનો વિશેષ પ્રચાર મહાકવિ કાલિદાસ પછી થયો છે. મહાકવિ કાલિદાસનું 'મેઘદૂત' આજે પણ દૂતકાવ્યોમાં પ્રથમ સ્થાન અનુભવે છે. મેઘદૂતની પાદપૂર્તિરૂપે પણ અનેક કાવ્યો રચાયાં છે.

આ 'ઇન્દુદૂત' એક ધર્મલેખ છે તેની રચના મેઘદૂતને મળતી છે. આગળ ઉપર તેનું સામ્ય બતાવવામાં આવશે.

દૂતકાવ્યોમાં દૂત તરીકેની પસંદગી મોટે ભાગે ગગનવિહારિઓની કરવામાં આવે છે. ઘણુંખરું પક્ષિઓ, પવન, ભાનુ, ચન્દ્ર, મેઘ વગેરે હોય છે. મન–ચિત્ત પણ દૂત કરાય છે. વસ્તુસ્થિત્યા જે શીઘ્રે જઈ શકે તે દૂત કરાય છે.

**'ઇન્દુદૂત'નું રચનાબીજ**

જિનવર–ગણધર ભગવંતોના વિરહે અર્હત્ સામ્રાજ્યના સમ્રાટ્ આચાર્ય મહારાજાઓ છે. શાસનનું સુકાન સૂરિ ભગવંતોના હાથમાં છે. નાયકની કૃપાદૃષ્ટિ ઉપર અનુયાયીના વિકાસનો આધાર છે. વિનીત અનુયાયિઓ ઉપર નાયકોની કૃપા સહજ રહે છે. અઢારમી સદીના પૂર્ણપ્રતાપી પૂજ્ય આચાર્ય મહારાજ શ્રી વિજયપ્રભસૂરિજી મહારાજની કૃપા સમ્પાદન કરવા 'ઇન્દુદૂત' રચાયેલ છે.

પ્રસંગ એમ હતો કે તપાગચ્છની પાટે પૂજ્ય શ્રી વિજયહીરસૂરિજી મહારાજ પછી પૂજ્ય શ્રી વિજયસેનસૂરિજી મહારાજ આવ્યા. ત્યાર બાદ તપાગચ્છમાં કેટલાએક અરસ-પરસના વિરોધોને અંગે બે શાખા પડી· મૂળ ચાલી આવતી શાખામાં પૂ. વિજયસેન-સૂરિજી મહારાજની પાટે પૂજ્ય શ્રી વિજયદેવસૂરિજી મહારાજ પધાર્યા, ને જુદી પડેલી શાખામાં શ્રી વિજયતિલકસૂરિજી મ. ને તેમની પાટે શ્રી વિજયાનંદસૂરિજી મ. થયા. આ બન્ને શાખાઓ અનુક્રમે દેવસૂરગચ્છ અને આણસૂરગચ્છ નામે પ્રસિદ્ધ થઈ.

કેટલીયે આન્તરિક ખટપટોને કારણે તે સમયે મુનિઓ આ શાખામાંથી તે શાખામાં ને તે શાખામાંથી આ શાખામાં જતા આવતા હતા.

આ 'ઇન્દુદૂત' કાવ્યના કર્તા પૂજ્ય ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ મૂળ તો દેવસૂરગચ્છમાં જ હતા, પણ થોડો કાળ આણસૂરગચ્છમાં પણ રહ્યા હતા ને પુનઃ દેવસૂરગચ્છમાં આવી ગયા હતા.

અહીં પૂ. વિજયદેવસૂરિજી મ. ની પાટે પૂ. શ્રી વિજયસિંહસૂરિજી મહારાજ સ્થાપન થયા હતા. પરંતુ પૂ. દેવસૂરિજી મ. ની હયાતીમાં જ તેઓશ્રી કાળ કરી ગયા, એટલે પૂ. શ્રી વિજયપ્રભસૂરિજી મ. પાટે આવ્યા. પૂ. વિજયપ્રભસૂરિજી મ. પટ્ટ પર આવ્યા, એ કેટલા-એકને પ્રથમ તો પસંદ ન હતું, પણ પાછળથી તેમનું વર્ચસ્વ–પ્રતાપ જોઈ સર્વે તેમના શાસન નીચે આવ્યા હતા.

પૂ. વિનયવિજયજી મહારાજે આ 'ઇન્દુદૂત' કાવ્યદ્વારા આચાર્ય મ. પ્રત્યેની પોતાની પૂર્ણ ભક્તિ વ્યક્ત કરી છે. કાવ્યકલા માટેના અન્ય પ્રયોજનો તો 'ઇન્દુદૂત'ની રચનામાં છે જ.

**'ઇન્દુદૂત'ના રચયિતા**

આ કાવ્યકા કર્તા ઉપાધ્યાયજી શ્રી વિનયવિજયજી મહારાજ છે. ન્યાય, વ્યાકરણ, સાહિત્ય ને આગમ એમ ચારે પ્રકારની વિદ્યામાં તેઓશ્રી પ્રવીણ હતા. તે તે વિષયના તેઓશ્રીએ અનેક ગ્રન્થો ગૂંથ્યા છે. તેમની કવિત્વશક્તિ રોચક ને ગંભીર હતી. તેમણે અનેક દૂતકાવ્યો લખ્યાં છે, જેમાં 'ઇન્દુદૂત' મુખ્ય છે. સંસ્કૃત, પ્રાકૃત ને ગુજરાતી એમ ત્રણે ભાષામાં સુન્દર પદ્યરચના તેઓશ્રીને હસ્તગત હતી. જયદેવ કવિના ગીતગોવિન્દને મળતું શાન્તરસના અસ્ખલિત પ્રવાહને વહેવરાવતું 'શાન્તસુધારસ' કાવ્ય તે તેમની અપૂર્વ કાવ્ય કૃતિ છે. તેમની કૃતિઓ મોટે ભાગે લોકભોગ્ય છે. આજ પણ જનતા તેમની કૃતિઓનું રસપૂર્વક પઠન--પાઠળ અને વાચન કરે છે.

શ્રેષ્ઠી તેજપાલ અને સતી રાજશ્રીના તેઓ પુત્ર હતા. તેમણે બાલ્યવયમાં દીક્ષા ગ્રહણ કરી હતી. મહોપાધ્યાય શ્રી કીર્તિવિજયજી મહારાજ તેમના ગુરુ હતા. તે સમયના મહાતાર્કિક શ્રી યશોવિજયજી ઉપાધ્યાયજી મહારાજને તેમના પ્રત્યે સ્નેહભાવ હતો એટલું જ નહીં પણ પૂજ્યભાવ પણ હતો. ગ્રન્થલેખનમાં એક બીજાનો પૂર્ણ સહકાર રહેતો ધર્મપરીક્ષા જેવો, શાસ્ત્રીય ગંભીર વિષયોને આગમ ને યુક્તિથી વિશદ કરતો, એક મહાગ્રન્થ ઉપાધ્યાયજી મહારાજે રચ્યો છે. તેમાં તેમણે પૂર્ણ મદદ કરી હતી. જે માટે ઉપાધ્યાયજી મહારાજ પોતે જ તે ગ્રન્થની પ્રશસ્તિમાં જણાવે છેઃ

> महोपाध्यायश्रीविनयविजयश्राकमतिभिः
> प्रचक्रे साहाय्यं तदिह घटनासौष्ठवमभूत् ॥
> प्रलपंत्कस्तूरीपरिमलविशेषाद् भवति हि,
> प्रसिद्धः शृंगारस्त्रिभुवनजनानन्दजननः ॥१॥

એ સિવાય તેમની 'શ્રી શ્રીપાલરાસ' નામની કૃતિ અધૂરી હતી તે ઉપાધ્યાયજી મહારાજે પૂર્ણ કરી હતી, તે હકીકત પ્રસિદ્ધ જ છે. રાસની પ્રશસ્તિમાં ઉપાધ્યાયજી મહારાજે પોતે તેમને માટે જે લખેલ છે તે તે બન્ને વચ્ચેના સમ્બન્ધને સમજવા માટે ને તેમના ગૌરવને માટે પૂરતું છે—

> "સૂરિ હીરગુરુની કીરતિ, કીર્તિ-વિજય ઉવઝાયાજી,
> શિષ્ય તાસ શ્રી વિનયવિજયવર, વાચકગુણ સોહાયાજી;
> વિદ્યા વિનય વિવેક વિચક્ષણ, લક્ષણ લક્ષિત દેહાજી,
> સૌભાગી ગીતારથ સારથ, સંગત સખર સનેહાજી."

× × ×

> તાસ વિશ્વાસભાજન તસ પૂરણ, પ્રેમ પવિત્ર કહાયાજી,
> શ્રી નયવિજયવિબુધ પયસેવક, સુજસવિજય ઉવઝાયાજી;
> ભાગ થાકતો પૂરણ કીધો, તાસ વચન સંકેતેજી,
> તેણે વળી સમકિત દૃષ્ટિ નર, તેહ તણે હિત હેતેજી."

પૂ. શ્રી વિનયવિજયજી મહારાજનો ચારિત્રપર્યાય ઓછામાં ઓછો ૫૦ વર્ષનો હતો, તે તેમના બનાવેલ ગ્રન્થોના સંવતો ઉપરથી જાણી શકાય છે, ને તેથી તેમનું આયુષ્ય આશરે પોણોસો વર્ષ ઉપરનું હોવુ જોઈએ એમ લાગે છે.

તેમનો વિહાર મોટે ભાગે ગુજરાત--મારવાડ ને માળવામાં હતો. આ 'ઇન્દુદૂત' કાવ્ય લખ્યું ત્યારે તેઓશ્રી મારવાડમાં આવેલા જોધપુર નગરમાં ચતુર્માસ હતા.

**"ઇન્દુદૂત"નો પરિચય**

પ્રથમ શ્લોકમાં મંગલ અને પ્રતિજ્ઞા કરી પછી છ શ્લોકમાં જોધપુર નગરનું સુન્દર વર્ણન કરેલ છે. આઠમા શ્લોકમાં પોતે ત્યાં ચતુર્માસ રહ્યા છે ને ભાદ્રશુક્લા પૂર્ણિમાને દિવસે ચન્દ્રમાને દેખે છે. ૯મા શ્લોકથી ૩૦મા શ્લોક સુધી ૨૨ શ્લોકમાં ચન્દ્રમાનું સ્વાગત,કુશલપ્રશ્ન,દૂરદૂરથી આવેલાને વિશ્રામ [illegible]નું કથન,તેનું ને તેના પરિવારનું પરોપકાર--પરાયણ વર્ણન વિશદ રીતે કરેલ છે. ૩૧મા શ્લોકમાં ગન્તવ્ય સ્થળનો નિર્દેશ કરેલ છે. ૩૨માથી ૮૫મા શ્લોક સુધી માર્ગવર્ણન છે. જોધપુરથી સુરત સુધીના માર્ગનું આ વર્ણન ભૌગોલિક દૃષ્ટિએ ઘણું મહત્ત્વનું છે. આજ પણ એ માર્ગે અવરજવર કરાય છે. માર્ગમાં સુવર્ણગિરિ, જાલોર, સિરોહી આબુ, અચલગઢ, સિદ્ધપુર, અમદાવાદ, વડોદરા ને ભરૂચ થઈને સુરત જવાનું સૂચવ્યું છે ને ઉપર જણાવેલ સર્વ સ્થળોનો સુન્દર પરિચય કરાવ્યો છે. જે ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી છે. આમાં સ્થળે સ્થળે કાવ્યછટા તરવરે છે.

ત્યારબાદ સુરતના સીમાપ્રદેશનું વર્ણન ૮૫મા શ્લોકથી શરૂ થાય છે. ૯૩મા શ્લોક સુધી તે છે. ૯૪મા શ્લોકમાં સુરતના કિલ્લાનું વર્ણન છે. ૯૫મા શ્લોકમાં ગોપી નામના સરોવરનું વર્ણન છે. ૯૬માથી ૧૦૦મા સુધી પાંચ શ્લોકમાં સુરતનું સુન્દર વર્ણન છે.

પછીથી સાત શ્લોકમા ગોપીપુરના ઉપાશ્રયનું, તેમાં વ્યાખ્યાનશાળા--સિંહાસન-પાદપીઠ વગેરેનું વર્ણન છે. ત્યારબાદ ૧૪ શ્લોકમાં પૂજ્ય શ્રી વિજયપ્રભસૂરિજી મહારાજનું ભક્તિપૂર્ણ વર્ણન છે. પછીથી પાંચ શ્લોકમાં તે પૂજ્યશ્રીનાં દર્શન કરી પાપપંક પ્રક્ષાલન કરવા તે પૂજ્યશ્રીના ગુણગાન શ્રવણ કરવા, અને એકાન્ત સમય જોઈને સન્દેશ જણાવવા ચન્દ્રમાને સૂચન કરેલ છે. છેવટના પાંચ શ્લોકમાં વિજ્ઞપ્તિ છે.

**'મેઘદૂત'ને 'ઇન્દુદૂત'નું સામ્ય**

એક તો 'મેઘદૂત' અને 'ઇન્દુદૂત' એ બન્ને એક જ છન્દમાં છે--બન્નેમાં મન્દાક્રાન્તા છન્દ છે. 'મેઘદૂત'ની માફક 'ઇન્દુદૂત'માં પણ પ્રસંગે અર્થાન્તરન્યાસોની સુન્દર ઘટના કરવામાં આવી છે. કેટલેક સ્થળે ભાવસામ્ય સુન્દર યોજાયેલ છે, જેમ કે—

**आषाढस्य प्रथमदिवसे मेघमाश्लिष्टसानुं**
**वप्रक्रीडापरिणतगजप्रेक्षणीयं ददर्श ॥२॥ (मेघदूत)**
**साधु· सैष प्रहरविगमे भाद्राकारजन्याः**
**प्राचीशैलोपरिपरिगतं शीतरश्मिं ददर्श ॥८॥ (इन्दुदूत)**
**प्रीतः प्रीतिप्रमुखवचनं स्वागतं व्याजहार ॥४॥ (मेघदूत)**
**...कान्तं तमिति रजने. स्वागतं व्याजहार ॥९॥ (इन्दुदूत)**
**याञ्चामोघा वरमधिगुणे नाधमे लब्धकामा ॥६॥ (मेघदूत)**
**याञ्चाभंगे भवति लघुता नैव सा किन्त्वमुष्य ॥२७॥ (इन्दुदूत)**

ઇત્યાદિ. માર્ગવર્ણન, માર્ગમાં આવતાં સ્થળોનો સુન્દર પરિચય તે સર્વ 'મેઘદૂત' સરખો જ છે.

એ સર્વ છતાં કલ્પના ને યોજના ગ્રન્થકારની સ્વતંત્ર છે. મેઘદૂત શૃંગારિક છે ને આ ભક્તિપૂર્ણ છે. છતાં વાંચતા 'મેઘદૂત'થી જરી પણ અલ્પ આનન્દ થતો નથી એ કવિની વર્ણન કરવાની ખૂબી છે.

**'ઇન્દુદૂત'નું પ્રકાશન**

આ 'ઇન્દુદૂત' સૌથી પ્રથમ નિર્ણયસાગર પ્રેસમાં મુદ્રિત કરાવીને પાંડુરંગ જાવજીએ કાવ્યમાલના ૧૪મા ગુચ્છમાં પ્રકાશિત કરેલ છે. તે ઘણું જ અશુદ્ધ છપાયેલ છે. સંપાદક જૈનધર્મથી વિશેષ પરિચિત નહીં હોવાને કારણે ગ્રન્થકર્તાનું નામ પણ જાણી શકેલ નથી ને તે જ કારણે કાવ્યની નીચે એક ટિપ્પણ કરેલ છે કે—

**एतद्ग्रन्थकर्तुर्नाम ग्रन्थवर्णनेन तु स्फुटं नोपलभ्यते पुस्तकमप्यस्याष्ट पत्रात्मकमेकं प्रायोऽशुद्धमुपलब्धम् ।**

બીજું આત્માનન્દ સભા તરફથી પ્રસિદ્ધ થયેલ 'વિજ્ઞપ્તિત્રિવેણી'ની પ્રસ્તાવનામાં આ કાવ્યનો સુન્દર પરિચય આપવામાં આવ્યો છે.

ને ત્રીજું જૈન સાહિત્યવર્ધક સભા તરફથી ટૂંક સમયમા પ્રકાશ કામની ટીકા સાથે સારા રૂપમાં પ્રકટ થનાર છે.

તેનો આસ્વાદ અને મહત્ત્વ તો તે કાવ્ય જોવાથી જ ખબર પડે. રસિકો તેને વાંચે, વિચારે ને કાવ્યકર્તાની જેમ ગુરુભક્તિ કેળવે એ જ અભિલાષા.

**રામનગર** સાબરમતી, સં. ૨૦૦૨ના ભાદ્રપદ શુક્લ નવમી, ગુરુવાર.

# મૃગાપુત્રનો વૈરાગ્ય

લેખક—**પૂજ્ય મુનિમહારાજ શ્રીસુશીલવિજયજી**

**૧ જન્મ, લગ્ન અને જાતિસ્મરણ જ્ઞાન**

સ્વર્ગ સમ ભાસતું, નંદનવન સમ ઉદ્યાનોથી દીપતું, રાજમહેલો અને હવેલીઓથી શોભતું, વળી દેવાલયો અને ધર્મસ્થાનકોથી ગૌરવવંતુ અને ધન ધાન્યાદિકથી ભરપૂર એવું સુગ્રીવ નામનું પ્રસિદ્ધ નગર હતું. ત્યાં પ્રજાપ્રિય જૈનધર્મી બળભદ્ર નામે બળવાન રાજા રાજ્ય કરતો હતો. તેને શિલાદિ ગુણોથી અલંકૃત જૈનધર્મપરાયણા મૃગાવતી નામે પટ્ટરાણી હતી. મૃગાવતીએ એક પુત્રરત્નને જન્મ આપ્યો. રાજાએ પુત્રજન્મોત્સવ ઉજવી પુત્રનું નામ બળશ્રી પાડ્યું, પણ લોકમાં એ મૃગાપુત્ર તરીકે પ્રસિદ્ધિ પામ્યો. બીજના ચંદ્રની જેમ વૃદ્ધિ પામતો મૃગાપુત્ર કુમાર અવસ્થાને પામ્યો. અને વિદ્યા અને પુરુષની બહોંતેર કળા વગેરેમાં પ્રવીણ બન્યો. યુવાઅવસ્થા પ્રાપ્ત થતાં મૃગાપુત્રને બત્રીશ રાજકન્યાઓ સાથે પાણીગ્રહણ કરાવ્યું. દોગુંદક દેવની જેમ રાજમહેલમાં ભોગ વિલાસો ભોગવતો, નાટક-ચેટક નીરખતો, બત્રીશ રાજકુમારીઓનો ભરથાર મૃગાપુત્ર ધર્મનું આરાધાન કરતો વર્ષો વીતાવી રહ્યો છે.

એક સમયે નારીઓથી પરિવરેલો મૃગાપુત્ર રાજમહેલના ઝરૂખામાં બેસીને નગરનું નિરીક્ષણ કરી રહ્યો છે. ગ્રીષ્મઋતુના મધ્યાહ્નના સૂર્યે ભૂતલને ધખાધખતું કરી મૂક્યું છે. ભલભલાને પણ પગ મૂકતાં ફરફોલા ઊઠે એવી ભૂમિ તપી રહી છે. આવા સમયે પણ જંગમ કલ્પતરુ સમા ષડ્જીવનિકાયના રક્ષક એક મુનિવર ઉઘાડા પગે અને ઉઘાડા માથે રાજમાર્ગ પર થઈને પસાર થઈ રહ્યા છે. તેમના દેહપર સૂર્યનાં કિરણો પ્રસ્વેદનાં બિન્દુઓને ટપકાવી રહ્યાં છે, અને બન્ને ચરણ દાઝી રહ્યા છે. ઉઘાડું મસ્તક ધખધખી રહ્યું છે. છતાં મુનિવર સમભાવે એ પરિસહ સહી રહ્યા છે. જાણે જૈની દીક્ષાનો સાક્ષાત અવતાર જ ન હોય! અને આવા સદ્ગુણના ભંડાર સમા મુનિવર પર દૃષ્ટિ પડતાં જ મૃગાપુત્રે હાથ જોડી મસ્તક નમાવી ભાવથી નમસ્કાર કર્યાં. અને મુનિવરના દર્શન થતાં જ મૃગાપુત્રનો આત્મા હર્ષિત થયો, એટલું જ નહિ પણ આવું રૂપ મેં પૂર્વે ક્યાંઈક દીઠું છે, આવા મુનિને મેં ક્યાંઈક નિહાળ્યા છે, એમ તેનું હૃદય વિશેષ પ્રફુલ્લિત થવા લાગ્યું. આમ ઊહાપોહ થતાં મૃગાપુત્રને મૂર્છા આવતાં, પૂર્વ ભવને જણાવનારું જાતિસ્મરણ જ્ઞાન ઉત્પન્ન થયું. અને તે દ્વારા તેમણે પોતાનો પૂર્વ ભવ નિહાળ્યો; અહો! પૂર્વભવે મેં ચારિત્ર પાળ્યું હતું અને તે ચારિત્રના પ્રભાવથી હું દેવલોકમાં ઉત્પન્ન થયો હતો. અને ત્યાંથી ચ્યવીને અહીંયાં હું આવ્યો છું. બસ! હવે તો એ ચારિત્રમાર્ગમાં પ્રયાણ કરી મુક્તિનાં શાશ્વતાં સુખ મેળવું તો જ ખરો. હવે મારે આ સંસારના કાલ્પનિક સુખો ન જોઈએ, હવે તો માતાપિતાની અનુમતિ લઈ ચારિત્રના પુનિત પંથે પ્રયાણ કરી આત્મકલ્યાણ સાધી મુક્તિપુરીમાં પહોંચું એ જ આંતરિક અભિલાષા છે. આ રીતે મનમાં સંકલ્પ કરી મૃગાપુત્ર જ્યાં જનક–જનેતા છત્યા આવી પહોચ્યો, અને બોલ્યો—

## ૨ પ્રવ્રજ્યા માટે માતા--પિતાને વિનંતિ

[૧] હે માતાપિતા! મને મારા પૂર્વ ભવનું જાતિસ્મરણ જ્ઞાન દ્વારા દર્શન થયું છે. મે પૂર્વ ભવમાં પંચ મહાવ્રત પાળ્યાં છે. નરકગતિ અને તિર્યંચ ગતિનાં દુઃખો જે મેં ભોગવ્યાં છે તે પણ સાંભરી આવ્યા છે. તેથી મારું મન સંસારથી ઉદ્વિગ્ન થયું છે, પ્રવ્રજ્યાના પંથે પ્રયાણ કરવાની મારી અભિલાષા છે. માત્ર આપની અનુમતિની જ રાહ છે.

[૨] હે માતા પિતા! મેં પૂર્વે કિંપાક વૃક્ષના ફળ પેઠે પ્રથમ ભોગવતાં મીઠા અને પરિણામે કટુ વિપાકવાળા અત્યંત દુઃખદાયક એવા ભોગો ભોગવ્યા છે.

[૩] હે માતાપિતા! આ દેહની ઉત્પત્તિ અશુચિમાથી જ થયેલી છે. આ દેહમાં આત્મા અલ્પ કાળ પર્યંત જ રહેવાનો છે. વળી આ દેહ જન્મ જરા તથા મૃત્યુ રૂપ દુઃખનું, અને રોગોનું ભાજન–ઘર છે. તેથી પાણીના પરપોટાની માફક ક્ષણભંગુર એવા આ દેહમાં લેશમાત્ર પણ હું રતિ પામતો નથી.

[૪] હે માતપિતા! મારે પણ પરવશપણે એક સમયે આ નગર, વાડી, ઘર, પુત્ર, સ્ત્રી, બહેન, ભાઈ, માતા, પિતા, સ્વજન, કુંટુંબી પરિવાર વગેરે તજી પરભવમાં અવશ્ય જવું પડશે, એટલું જ નહીં કિન્તુ આ દેહનો પણ ત્યાગ કરી જવું પડશે. જે માણસ સાથે ભાતું લીધા સિવાય ગ્રામાંતરે જાય છે, તે ક્ષુધા તૃષાથી પીડાઈને દુઃખી થાય છે. એ રીતે જે મનુષ્ય ધર્મક્રિયા કર્યા સિવાય અર્થાત્ પુણ્ય રૂપી ભાતું સાથે લીધા

વિના પરભવમાં જાય છે, તે વ્યાધિ અને રોગથી પીડાઈને દુઃખી થાય છે. માટે આ જન્મમાં ધર્મ કરીને પુણ્ય રૂપી ભાતું સાથે લઈને પરભવમાં જવું સારું છે.

[૫] હે માતાપિતા! કોઈનું ઘર બળવા માંડયું હોય ત્યારે ઘરધણી પોતાની આજીવિકા અર્થે, બળતા ઘરમાંથી જેમ સારભૂત વસ્તુને બહાર કાઢે છે અને અસારભૂત વસ્તુને છોડી દે છે, તેમ જન્મ જરા અને મરણથી બળતા એવા આ સંસારમાં આપની અનુમતિ મેળવી, મારા આત્માને તારીશ અર્થાત્ સંયમ સ્વીકારી આત્માનું કલ્યાણ કરીશ, માટે કૃપા કરી મને પ્રવ્રજ્યાના પુનિત પંથે પ્રયાણ કરવાની અનુમતિ આપો!

### ૩ માતાપિતાની સમજાવટ

આ પ્રમાણે પુત્રનું વૈરાગ્યવાહી કથન સાંભળી માતાપિતા મોહવશાત્ પુત્રને સંસારમાં રાખવા ચારિત્રની દુષ્કરતા સમજાવતાં કહે છે—

[૧] હે પુત્ર! તું દીક્ષા લેવાની વાત કરે છે, પણ સાધુધર્મ અતિ દુષ્કર છે. સાધુને તો સંયમને ઉપકારક એવા અનેક મૂળ અને ઉત્તર ગુણ ધારણ કરવા પડે છે, અને વિશ્વના સકળ પ્રાણી પર સમભાવ રાખવો પડે છે, શત્રુ અને મિત્રને એક સરખા ગણવા પડે છે. અને જીવન પર્યંત પ્રથમ પ્રાણાતિપાતવિરમણ મહાવ્રત પાળવું પડે છે, જે દુષ્કર છે.

[૨] હે પુત્ર! સાધુપણામા સદા અસત્યને તિલાંજલી દેવી પડશે, હિતકારક સત્ય વચન બોલવું પડશે, અને ક્રિયામાં સદા સાવધ રહેવુ પડશે. તે પણ દુષ્કર છે.

[૩] હે પુત્ર! દાંત ખોતરવા માટે સળી માત્ર જોઈતી હશે તો તે પણ માલિકની રજા સિવાય લેવાય નહિં, અનવદ્ય (એટલે દોષ વિનાના અર્થાત્ અચિત્ત તથા પ્રાસુક) તેમ જ એષણીય એવા આહાર માગી ગ્રહણ કરવા પડશે. તે પણ કલિષ્ટ છે.

[૪] હે પુત્ર! અબ્રહ્મચર્યની વિરતિ કરવી, જીવન પર્યંત મહાદુર્ધર બ્રહ્મચર્ય વ્રતને ધારણ કરવું અને કામભોગ સમ્બન્ધી સુખથી સદા નિવૃત થવુ એ અત્યંત દુષ્કર છે.

[૫] હે પુત્ર! ધન, ધાન્ય, દ્વિપદ અને ચતુષ્પદાદિ પ્રેષ્ય પ્રકારના આરંભનો પરિત્યાગ અને નિર્મમત્વ પાળવું અતિ દુષ્કર છે.

[૬] હે પુત્ર! ચારે પ્રકારના આહારના ત્યાગરૂપ રાત્રિભોજનનો ત્યાગ જિન્દગી પર્યંત કરવો એ અતિ દુષ્કર છે.

[૭] હે પુત્ર! ક્ષુધા, તૃષા, ટાઢ, તાપ, ડાંસ તથા મચ્છરથી થતી વેદના સહન કરવી, આક્રોશ (એટલે દુર્વચન) સહવાં, દુઃખકારક ઉપાશ્રયમાં રહેવું, ડાભના સંથારામાં સૂવું અને મેલનો પરિસહ સહન કરવો, આ બધું કિલષ્ટતમ છે.

[૮] હે પુત્ર! કોઈ તાડના કરે, કોઈ તર્જના કરે, કોઈ બંધન કરે તે તથા ગૃહસ્થને ઘેર ભિક્ષા માટે ફરવું વગેરે પરિસહ સહવા તે અત્યંત દુષ્કર છે.

[૯] હે પુત્ર! તું શરીરે અતિ સુકુમાળ છો, તું સંયમ પંથે જવા ઉદ્યમવંત થયો છે, પણ શ્રમણપણું પાળવાને તું સમર્થ નહીં થાય.

[૧૦] હે પુત્ર! જેમ ગંગાના પ્રવાહની સામે તરવું અથવા હાથ વડે સમુદ્ર તરવો દુષ્કર છે, તેમ ગુણોના મહાસાગર સમો સંયમસમુદ્ર તરવો અત્યંત દુષ્કર છે.

[૧૧] હે પુત્ર! જેમ રેતીના કોળિયા ખાવા દુષ્કર છે, તથા તરવારની ધાર પર ચાલવું દુષ્કર છે, તેમ ચારિત્ર તપ પાળવો પણ મહાદુષ્કર છે.

[૧૨] હે પુત્ર! જેમ મેરુ પર્વત ત્રાજવાથી તોળવો દુષ્કળ છે તેમ નિશ્ચળ નિઃશંક એવું શ્રમણપણું પાળવું દુષ્કળ છે.

[૧૩] માટે હે પુત્ર! પંચેન્દ્રિયનાં વિષય સુખને ભોગવ, પછી ભુકતભોગી થઈને સુખેથી સંયમને સ્વીકારજે. હમણાં તો ભોગવિલાસ ભોગવવાનો સમય છે, ત્યાગ કરવાનો નથી.

**૪ મૃગાપુત્રની મક્કમતા**

માતાપિતાનું કથન સાંભળી મૃગાપુત્રે તેમને સમજાવતા કહ્યું.

[૧] હે માતાપિતા! આપે જે સંયમની દુષ્કરતા દેખાડી, તે એમ જ છે. પરંતુ જે વ્યકિત આ લોકમાં નિસ્પૃહી અને તૃષ્ણા તથા મમતાથી રહિત થાય છે, અને જે સાચે સાચો વૈરાગી છે, તેને ચારિત્ર પાળવું લેશ પણ દુષ્કર નથી. હું પણ નિસ્પૃહી છું, સાચે સાચો વૈરાગ્યવાન છું. સંસારના કોઈ પણ પદાર્થ પ્રત્યે હવે મને પ્રેમ નથી. વળી આ ચારિત્રનાં કષ્ટો કરતા ભયંકર કષ્ટો આ જીવે નરકાદિકમાં અનંતી વાર ભોગવ્યાં છે

[૨] હે માતાપિતા! આ મનુષ્યલોકમાંની ઉષ્ણ વેદના કરતાં અનંતગુણી ઉષ્ણ વેદના અશાતા રૂપ નરકમાં આ જીવે ભોગવી છે. નરકની કુંભીમાં પગ ઊંચા અને માથું નીચે એ રીતે ઊંધે મસ્તકે રહી, અગ્નિથી ધખધખતી લોઢાની કઢાઈમાં આ જીવ અનંતી વાર પકાયો છે. વળી દાવાનળ સળગવાથી જેમ મારવાડની ધૂળ ધખધખે, તેના કરતાં અનંતગુણી ધખધખતી નરકની કલંબ વાળુકા નદીની રેતીમાં આ જીવ અનંતી વાર દાઝયો છે.

[૩] હે માતાપિતા! પરમાધામીથી વૃક્ષની ડાળીએ પગ ઊંચા અને માથું નીચું એ રીતે ઊંધે મસ્તકે સખ્ત બંધાયેલો, અને નીચે રહેલ કુંભીમાં લટકતો એવો આ જીવ કરવતથી લાકડું વહેરાય તેમ પૂર્વે અનંતી વાર વહેરાણો છે. ઘણા તીક્ષ્ણ એવા કાંટાથી ભરેલા શીમળાના વૃક્ષ પરમાધામીએ બાંધીને આ જીવને ઘસ્યો છે.

[૪] હે માતાપિતા! નરકમાં પાપકર્મોના ઉદયથી આ જીવ અળશીના પુષ્પો જેવી શ્યામવર્ણી તરવાર, ભાલા, ત્રિશૂળ અને અન્ય અનેક હથિયારો વડે છેદાયો, ભેદાયો અને ચૂરેચૂરા થયો. વળી નરકમાં ડાંસના જેવી તીક્ષ્ણ અને લોઢાના જેવી મજબૂત ચાંચવાળા ઢંક અને ગીધ પક્ષીઓએ બળાત્કારે આ જીવનાં આંખો અને નાક અનંતી વાર ખેંચી કાઢયાં. આવી ઉગ્ર વેદનાથી અત્યંત વિલાપ કરતાંય છૂટકારો થયો નહીં. નરકમાં જ્યારે તૃષા લાગતી ત્યારે વૈતરણી નદીમાં જઈ પાણી પીતાં ક્ષુરધારાથી (અસ્ત્રાની ધારથી) આ જીવનું ગળું છેદાઈ ગયું. જ્યારે હું નરકમાં તાપથી અત્યંત તપ્યો, ત્યારે છાયા માટે અસિપત્ર વૃક્ષના વનમાં ગયો, ત્યાં પણ તલવારની ધારા જેવાં પાંદડાંથી હું છેદાયો.

[૫] હે માતાપિતા! નરકમાં પરવશ પડેલો એવો હું, મૃગની માફક છેતરાઈને બંધન અને ગૂંચવણવાળી જાળવડે પાશમાં બંધાયો અને પરમાધામીએ મને ઘણી વાર બાળ્યો. વળી કુહાડા અને ફરશી વડે સુથાર જેમ વૃક્ષને કાપે છે તેમ નરકમાં હું ફડાયો, છેદાયો. લુહાર જેમ લોઢું ટીપે તેમ નરકમાં પરમાધામીઓ વડે હું અનંતી વાર મરાયો, કૂટાયો, ભેદાયો, તેમ જ ચૂરેચૂરા કરાયો. હે માતાપિતા! આ રીતે નરકમાં અત્યંત ભયંકર અને અતિદુસ્સહ એવી વેદનાઓ આ જીવે સહન કરી છે.

[૬] હે માતાપિતા! સ્થાવર (પૃથ્વી, અપ્, તેઉ, વાઉ અને વનસ્પતિકાય) અને ત્રસ (બેઇન્દ્રી, તેઇન્દ્રી, ચઉરીન્દ્રી, અને પંચેન્દ્રી) ના ભવમા ટાઢ, તાપ, ભૂખ, અને તૃષાદિક અશાતા વેદનીય સહન કરી છે, આંખ માચીને ઉઘાડીએ એટલી વાર પણ શાતા-વેદની એટલે સુખ ભોગવ્યુ નથી.

[૭] માટે હે માતાપિતા! આવા આવાં ઉત્કટ દુઃખા આગળ દીક્ષાનાં દુઃખા શા હિસાબમાં છે? આત્મા જ્યાં પ્રબળ થયો કે તેને તો તે (સંયમના) દુખ સુખરૂપે ભાસે છે. અને જ્યાં સુધી સંયમના કષ્ટો નહી સહીએ ત્યાં સુધી અજરામર પદ દૂર જ છે. તીર્થંકરા, ચક્રવર્તીઓ, મહર્ષીઓ અને મહાપુરુષોએ પણ જ્યાર સંયમનાં કષ્ટો સહન કર્યા ત્યારે જ ભવનો અંત કરી શકયા અને અંતે પરમ પદને પામી શકયા. માટે હુ પુનઃ પુનઃ આપને નમ્રપણે કહું છું કે આપ આપના પુત્રનુ કલ્યાણ ઇચ્છતા હો, આપના પુત્રને પરમ પદનો ભોગી બનાવવો હોય, આપના પુત્રના જન્મ જરા મરણાદિ બંધનો દૂર કરાવવાં હોય, તો પ્રવ્રજ્યાના પુનિત પંથે વિચરવા સુખ પૂર્વક અનુમતિ-આજ્ઞા આપશો.

પુત્રના આવા વૈરાગ્યવાહી વચનોએ માતાપિતાના હૃદય પર સચોટ અસર કરી.

## ૫ માતાપિતાની ફરી સમજાવટ

એટલે માતાપિતાએ મૃગાપુત્રને કહ્યુ કે, ભલે તુ સંયમના પુનિત પંથે પ્રયાણ કર, પણ તુ સુકુમાર પ્રકૃતિના માનવી છો, જાપતજાબત પાળનારા છો, બત્રીશ રાજ-કુમારીના ભરથાર છો, રાજ્યની ઋદ્ધિ સિદ્ધિને ભોગવનારા છો, ભોગોના સમ્રાટ છો, સુખ સાહ્યબીથી પરિવરેલા છો. ભલે અત્યારે તું નીરાગી હોવાથી આ સર્વને તિલાંજલી દઈ દે, પણ કદાચ દીક્ષામાં તું રોગથી ઘેરાઇ જઇશ, તો તારી ત્યાં સારસંભાળ કોણ કરશે? ઔષધાદિ કોણ આપશે? તારી ખબર કોણ લેશે? અહીં તો હજારા નોકરો-ચાકરો ખમા-ખમા કરે છે, વૈદ્યો હાજરાહજૂર છે. ઔષધો તૈયાર છે. ત્યાં તો આમાંનુ કંઈ પણ નથી. શરીરનો ભરોસો નથી કે કયારે રોગથી ઘેરાય. માટે હે પુત્ર! દીક્ષામાં તો કદાચ ઔષધાદિ મળે તો પણ તેનો ઉપયોગ કરાતો નથી તેથી દીક્ષાનો માર્ગ કઠિન છે.

## ૬ મૃગાપુત્રનો વિજય. સંયમના સ્વીકાર અને પાલન

માતાપિતાનું કથન સાંભળી મૃગાપુત્રે કહ્યું કે, હે માતાપિતા! આપે જે કહ્યું તે સત્ય છે. પણ હું આપને પૂછું છું કે અરણ્યમા રહેતા હરણિયા તથા અન્ય પક્ષિઓને જ્યારે રોગ ઉત્પન્ન થાય છે, ત્યારે તેમના રોગની ચિકિત્સા કોણ કરે છે? કયો વૈદ્ય તેમની સારસંભાળ લે છે? જેમ મૃગ સ્વેચ્છાએ એકલો અરણ્યમાં ભ્રમણ કરે છે, તેમ હું પણ સત્તર પ્રકારનાં સંયમ અને બાર પ્રકારનાં તપ વડે વીતરાગ પ્રભુએ પ્રરૂપેલા ધર્મનું પાલન કરીશ.

અને હે માતાપિતા! સંયમના એ પુનિત પંથે પ્રયાણ કરવામાં અને જીવન પર્યન્ત સંયમ પાળવામાં ઉદ્યમવંત થયેલો એવો હુ આધિ-વ્યાધિ-ઉપાધિને દૂર કરી, રાજ્યની ઋદ્ધિ-સિદ્ધિ-વૈભવાદિ અને ભોગવિલાસોનો ત્યાગ કરી, મુનિપણું સ્વીકારી, મૃગ જેમ ઉંચી ઉંચી ફલાંગો મારે છે, તેમ હું પણ સાધુપણાની ઉચ્ચ શ્રેણીએ ચઢી ઉચ્ચ દશાને

[illegible]

સમભાવે સહી લઈશ પણ ઔષધાદિ લઈશ નહીં. વળી જેમ મૃગ વનમાં નવનવાં સ્થળે પરિભ્રમણ કરે છે, તેમ હું પણ મુનિઅવસ્થામાં અનિયતપણે ભિન્ન ભિન્ન સ્થળે વિહાર કરીશ. શારીરિક રોગના અભાવે બેતાળીશ દોષે રહિત પ્રાસુક આહારપાણીની ગવેષણામાં નવા નવા સ્થળે જઈ આહાર પાણી ગ્રહણ કરીશ, અને છેવટે નિરાહારી થઈ આત્માને ઉચ્ચતમ સંયમરસથી તરબોળ કરી, સકળ કર્મનો ક્ષય કરી, મુક્તિસ્થાનને પ્રાપ્ત કરીશ.

જ્યારે માતાપિતાએ અંતિમ દલીલ રજુ કરી ત્યારે પુત્રે ઉપરોક્ત કથનથી રહસ્ય ભરેલો પ્રત્યુત્તર આપી માતા--પિતાનાં મન હરી લીધાં, એટલું જ નહીં કિન્તુ સંયમના પુનિત પંથે પ્રયાણ કરવાની અનુમતિ પણ મેળવી લીધી. અને માતાપિતાને પણ પુત્રપ્રત્યે કહેવું પડ્યું ' હે પુત્ર! જેમ તમને સુખ ઉપજે તેમ કરો, તેમાં અમારી અનુમતિ છે.'

એ રીતે મૃગાપુત્રે દીક્ષા માટે માતાપિતાની અનુમતિ લઈને સાંસારિક અનેક પ્રકારના મમત્વને, જેમ સર્પ કાંચળીનો ત્યાગ કરે તેમ, સર્વથા ત્યાગી દીધું.

વળી તે મૃગાપુત્ર, કોઈ ડાહ્યો પુરૂષ લૂગડા ઉપર લાગેલી ધૂળને ખંખેરી નાખે તેમ, રાજ્યવૈભવની સર્વ ઋદ્ધિ--સિદ્ધિ, માતા પિતા પુત્ર સ્ત્રી મિત્ર વગેરે સ્વજન કુટુંબ પરિવારાદિ એ સર્વનો ત્યાગ કરી, સંસારની મોહજાળને છોડી, ભોગવિલાસોને તિલાંજલી દઈ, કર્મકટકને ચૂરવા, ચોરાશી લાખ જીવાયોનિના ફેરા મટાડવા, અને મુક્તિ-મંદિરમાં બિરાજમાન થવા, સંયમના પુનિત પંથે ચાલી નીકળ્યા.

આજથી મૃગાપુત્ર મુનિપણામાં સાવધાન રહી સંયમનું સમ્યક્ પ્રકારે પરિપાલન કરવા કટિબદ્ધ થયા, અને સિંહની જેમ સંયમનું પાલન કરવા ઉદ્યમવંત બન્યા. જે કંચન-વર્ણી કાયા રાજ્યપોષાક અને અલંકારોથી દીપતી હતી તે કાયા અત્યારે મુનિવેષથી શોભી રહી છે. જે મસ્તક કાળા ભમ્મર સુંવાળા વાળથી શોભતું હતું અને મુકુટાદિકથી દીપતું હતું તે મસ્તમ અત્યારે મુંડ થઈને આરિસા સદૃશ ભાસી રહ્યું છે. જે હાથમાં તીક્ષ્ણ ખડ્ગાદિ ઉછળતાં હતાં તે હાથમાં અત્યારે રજોહરણ અને મુહપત્તિ દીપી રહ્યા છે. જે પગ મખમલી ગાલીચા ઉપર પડતા તે પગ અત્યારે જમીન પર પગલાં પાડી રહ્યા છે. જે છત્રપલંગ પર પોઢતા હતા તે અત્યારે જમીન પર સંથારા પર સૂઈ રહ્યા છે. જે સોનાના થાળમાં રસવંતી બત્રીસ પ્રકારની રસોઈ જમતા હતા તે અત્યારે કાષ્ઠ પાત્રમાં નીરસ આહારાદિ લઈ રહ્યા છે. જે રાજરમણીઓ સાથે ભોગવિલાસો ભોગવતા હતા તે અત્યારે વ્રતી બની વિરતી વનીતાની સાથે આનંદ કલ્લોલ કરી રહ્યા છે. જે રાજ્યવૈભવનો ભાર વહન કરતા હતા તે અત્યારે સંયમનો ભાર રૂડી રીતે વહન કરી રહ્યા છે. આમ પાંચ મહાવ્રત, પાંચ સમિતિ, ત્રણ ગુપ્તિ અને બાહ્યાભ્યંતર તપ એ સર્વને વિષે મૃગાપુત્ર મુનિ વિશેષ ઉદ્યમવંત થયા. અનુક્રમે મૃગાપુત્ર મુનિ વસ્ત્ર પાત્રાદિ પર મમત્વભાવ રહિત, અહંકાર રહિત, બાહ્યાભ્યંતર સંયોગ રહિત, ઋદ્ધિગારવ રસગારવ અને શાતાગારવ રહિત, તથા ત્રસ જીવ અને સ્થાવર જીવ પર રાગદ્વેષ રહિત થયા. એટલે સર્વ પર સમદૃષ્ટિ વાળા થયા. વળી તે લાભ અને અલાભમાં, સુખ અથવા દુ:ખમાં, જીવવામાં અથવા મરવામાં, નિંદા અથવા પ્રશંસામાં, માન અથવા અપમાનમાં સમચિત્તવાળા થયા. વળી તે મુનિ ક્રોધ, માન, માયા અને લોભરૂપ ચાર કષાયથી; મન, વચન અને કાયાના દુષ્ટ વ્યાપારરૂપ ત્રણ દંડથી; માયા-શલ્ય, નિયાણશલ્ય અને મિથ્યાત્વશલ્ય એ ત્રણ શલ્યથી; આ લોકભય, પરલોકભય, આદાન-

ભય, અકસ્માતભય, મરણભય, અપયશભય અને આજીવિકાભય એ સાત ભયથી; હાસ્યથી, શોકથી, નિયાણાથી, અને રાગદ્વેષરૂપ બંધનથી રહિત થયા, અને સર્વજ્ઞપ્રણીત સિદ્ધાંતમાં શુભ ધ્યાન યોગથી ઉપયોગવંત થયા.

**૭ માસસંલેખણા અને મોક્ષગમન—**

એ રીતે મૃગાપુત્ર મુનિરાજ મતિ--શ્રુતજ્ઞાનાદિક વડે, યથાખ્યાતચારિત્ર વડે, શુદ્ધ શ્રદ્ધારૂપ દર્શન વડે, બાર પ્રકારનાં બાહ્યાભ્યંતર તપ વડે, પંચમહાવ્રતની પચીશ ભાવના વડે અથવા અનિત્યાદિક બાર ભાવના વડે, પોતાના આત્માને સમ્યગ્ રીતે ભાવતા અનેક વર્ષો પર્યંત સામાન્ય પર્યાય પાળી, પ્રાંતે એક માસની સંલેખણા કરી, સકલ કર્મનો ક્ષય કરી, ભવ ભ્રમણ દૂર કરી, ચાર ગતિનું ગમનાગમન નિવારી, મોક્ષ નગરમાં સિધાવ્યા.

**ઉપસંહાર**

હે મહાનુભાવ વાચકો ! મૃગાપુત્ર ઋષિવરનું આવું વૈરાગ્યવાહી જીવન વાંચી, સાંભળી, હૃદયમાં ઉતારી જેમ મૃગાપુત્ર સાંસારિક ભોગવિલાસોથી નિવૃત્ત થયા તેમ તમે પણ નિવૃત્ત થાઓ ! મહાપ્રભાવક મહાયશસ્વી એવા મૃગાપુત્રનો માતાપિતા પ્રત્યે સંસારની અસારતા સૂચવતો સચોટ સદુપદેશ, તેમનું તપથી પ્રધાન એવું ઉત્તમ ચરિત્ર સાંભળી સુખની પ્રાપ્તિના કારણરૂપ તથા મોક્ષના ગુણને લાવનારી એટલે અનંતજ્ઞાન અનંતદર્શન અનંત-ચારિત્ર અને અનંતવીર્ય વગેરે ગુણોને પ્રાપ્ત કરાવનારી એવી ધર્મરથની ધૂંસરીને ધારણ કરો !

જેમનું આદર્શમય જીવન અનેક જીવોને ઉપકારક થઈ પડે તેવું છે, એવા મૃગાપુત્ર મુનિપુંગવને અમારા કોટી કોટી વંદન હો !

# ચ્છ અને ત્થ ની ભૂલવણી થયેલ એક કલ્પિત નિર્ણયની સમીક્ષા

**[ભ. મહાવીરસ્વામીએ વિવાહ કર્યો હતો; ભ. મલ્લિનાથ સ્ત્રીતીર્થંકર હતા. ]**

લેખક—પૂજ્ય **મુનિમહારાજ શ્રી દર્શનવિજયજી** (ત્રિપુટી)

[ક્રમાંક ૧૨૮–૧૨૯ના પૃ. ૨૩૫થી ચાલુ : આ અંકે પૂર્ણ]

**૩—કુમાર શબ્દના અર્થો**

એ નક્કર વાત છે કે રાજાઓના સબંધમાં વપરાયેલો "કુમાર" શબ્દ 'રાજકુમાર'નો જ સૂચક છે. છતાંય શ્વે૦ જૈનાચાર્યો, દિગમ્બર જૈનાચાર્યો અને શબ્દસાક્ષરો કુમારનો શું અર્થ બતાવે છે તેને પણ સાથેસાથ જોઈ જઈએ.

૧—શબ્દ કોષોમાં "કુમાર"ના અર્થો નીચે મુજબ મળે છે.

(१) युवराजः कुमारो भर्तृदारकः । (અભિધાનચિંતામણિ કાં-૨-શ્લો૦ ૨૪૬)

(२) युवराजस्तु कुमारो भर्तृदारकः । (અમરકોષ વ૦ ૭, શ્લો૦ ૧૨)

(३) कुमारवासे—कुमाराणामराजभावेन वासे । ( અભિધાન રાજેન્દ્ર પૃ. ૫૮૮ )

(४) कुमारी। વનસ્પતિ વિશેષ, કુંઆરપાઠું

(५) दिक्कुमारी—દિશાઓમાં રહેનારી દેવીઓ.

(६) कोमार तनु तिगिच्छा, रसायणं विसम्‌दखार तंतं च।
सालंकियं च सल्लं, तिगंच्छदोसे तु अट्ठविहो ॥३३॥

(મૂલાચાર પરિ૦ ૬, દિ. આ. વસુનન્દી શ્રમણકૃત ટીકા)

(७) १. पांच वर्षकी अवस्थाका बालक, २. पुत्र—बेटा, ३. युवराज, ४. कार्तिकेय, ५. सिन्धुनद, ६. तोता, सुग्गा, ७. खरासोना, ८. सनक सनन्दन सनत् और सुजात आदि कई ऋषि, जो सदा बालक ही रहते है, ९. युवावस्था या उससे पहिलेकी अवस्थावाला पुरुष, १०. एक ग्रह, जिसका असर बालकों पर होता है।

સંક્ષિપ્ત હિંદી શબ્દસાગર પૃ૦ ૨૪૪.

(८) वहां आज भी 'कुमार' उस व्यक्तिकी संज्ञा है, जिसके पिता या बडे भाई जीवित है। उनकी मौजूदगीमें, वह चाहे निनसौसाठ वर्षका बूढा ही क्यों न बन जावे और उसके पांच सात संतान भी हो जावे फिर भी वह 'कुमार' ही कहलाता रहेगा, राजपुताने के सारे क्षत्रियवंश और वैश्योंके सम्पूर्ण कुल, इस बातकी राजघोषणा कर रहे हैं, और 'कुमार' शब्द तो घरके बडे बूढे पुरुषोंकी जीवित अवस्थामें संतान शब्दके अर्थका वाचक है। 'विवाहित' और 'अविवाहित' आदि अर्थोंसे इसका सम्बन्ध ही कया? भारतके सभी क्षत्रिय नरेशों तथा शेठ शाहुकारोंके घरोंमें, घरमें बाप या बडे भाईओंकी मौजूदगीमें छोटे पुत्रोंको आज 'कुमार साहब' 'कुंवरसाहब' या 'कंवरसाहब' कहकर पुकारते हैं। —કલ્પિત કથા સમીક્ષા-પ્રત્યુત્તર, પૃ૦ ૧૦૬.

(૯) મારવાડ અને રજપૂતાનામાં આજે પણ જમાઈને માટે મોટે ભાગે 'કુંવર સાહેબ' શબ્દ જ વપરાય છે.

આ પ્રમાણે કુમાર શબ્દના અનેક અર્થો થાય છે. દરેક સ્થાને રાજકુમાર યુવરાજ અર્થમાં પણ તેનો ખાસ પ્રયોગ કરવામાં આવે છે.

૨—શ્વેતામ્બર માન્ય જૈન આગમોમાં કુમાર શબ્દ યુવરાજ અર્થમાં વપરાયો છે, જે વસ્તુ આપણે આ. નિ. ગા. ૨૨૧, ૨૨૨ અને તેની ટીકામાં ઉપર દર્શાવી ગયા છીએ. આ. નિ. ગા. ૨૨૬માં પણ પાંચ તીર્થંકરોને पढमवए पव्वइया નાની વયમાં દીક્ષા લેનાર તરીકે બતાવ્યા છે. આ શબ્દ પ્રયોગ પણ 'કુમાર શબ્દ'ના પ્રતિધ્વનિ રૂપે જ છે.

૩—દિગમ્બર શાસ્ત્રોમાં પણ 'કુમાર'નો અર્થ રાજકુમાર કર્યો છે, એટલું જ નહીં એ પાંચે તીર્થંકરોને કુમારનો પ્રયોગ આપી, રાજકુમાર તરીકે જ જાહેર કર્યા છે. જેમકે:—

वासुपूज्यस्तथामल्लिर्नेमिः पार्श्वोथ सन्मतिः।
कुमाराः पंच निष्कान्ताः पृथिवीपतयः परे ॥१॥

माने—वासुपूज्य मल्लिनाथ नेमनाथ पार्श्वनाथ और महावीरस्वामी ये पांच तीर्थंकर राजा बने विना ही मुनि बने, और शेष उन्नीस तीर्थंकर पृथ्वीपति माने राजा बनकर बादमें मुनि बने। પં૦ ચંપાલાલજી કૃત ચર્ચાસાગર. ચર્ચા ૯૩, પૃ૦૯૨.

(२) तिहुअणपहाणसामिं, कुमारकाले वि तवियतवचरणं ।
वसुपुज्जसुयं मल्लिं, चरमतियं३ संथुवे णिच्चं ॥
—સ્વામી કાર્તિકેયાનુપ્રેક્ષા તથા ચર્ચા–૯૩

(३) भुक्त्वा कुमारकाले, त्रिंशद्वर्षाण्यनन्तगुणराशिः ।
अमरोपनीतभोगान्, सहसाभिनिबोधितोऽन्येद्युः ॥७॥

अर्थ—अनन्त गुणोंकी राशि ऐसे उन भगवान् महावीरस्वामीने कुमारकाल के तीस वर्ष तक देवोंके द्वारा प्राप्त हुए गंध पुष्पमाला वस्त्राभूषण आदि भोगोपभोगका उपभोग किया। तिस वर्षके अनन्तर ही किसी एक दिन वे विरक्त हुए, उसी समय लोकांतिक देवोंने आकर उनकी प्रशंसा और स्तुति की।

(આ૦ પૂજ્યપાદકૃત નિર્વાણભક્તિ, શ્લો૦ ૭; દિ૦ દશભક્ત્યાદિસંગ્રહ પૃ. ૧૨૩)

સાફ વાત છે કે દિગમ્બર શાસ્ત્રો પણ ભગવાન વાસુપૂજ્ય સ્વામી વગેરે પાંચ તીર્થંકરોને કુમાર શબ્દથી બ્રહ્મચારી નહીં કિન્તુ રાજકુમાર યાને યુવરાજ તરીકે જ ઓળખાવે છે, છતાંય તે પાંચે તીર્થંકરોને માત્ર 'કુમાર' શબ્દના આધારે બ્રહ્મચારી માની લેવાય, એ કેટલી અજ્ઞાનતા છે? અસ્તુ

## ૪—ભ. મહાવીરસ્વામી વગેરેનો વિવાહ.

તીર્થંકરો પરણે કે ન પરણે એ બાબત અંગે શ્વેતામ્બર દિગંબરોમાં કંઈ મતભેદ નથી. પરન્તુ અમુક તીર્થંકરો અને પરિપત્રના ઉલ્લેખ મુજબ તો ખાસ કરીને મહાવીરસ્વામીએ વિવાહ કર્યો હતો કે નહી, એ વાતનો મતભેદ છે. તો તે પણ તપાસી લઈએ.

જે યુગમાં સામાન્ય માબાપો પણ પોતાના બાળકને નાની ઉંમરમાં પરણાવી દેતા હોય તે યુગમાં રાજા-રાણી પોતાના રાજકુમારને ત્રીશ ત્રીશ કે તેથી વધુ વર્ષો સુધી વગર પરણ્યો રહેવા દે આ વાત જ ગળે ઊતરે તેવી નથી. એટલે માતાપિતા, કુટુંબ, મિત્રો અને પ્રજા તો તેમને પરણાવવાને તૈયાર જ હોય. છતાંય જો રાજકુમાર પરણવા ન ઇચ્છે તો તેણે ઘણી યુક્તિઓ અને બળો અજમાવીને રસ્તો કાઢવો પડે છે. વર્તમાનકાળના ચોવીશ તીર્થંકરોમાં બે તીર્થંકરોએ આવા ઉપાયો યોજી પોતાના વિવાહની સખ્ત મના કરી છે; જે વસ્તુ તીર્થંકરોના ચરિત્ર ગ્રંથોમાં સુંદર રીતે વર્ણવેલ મળે છે. તે સિવાયના બાવીશ તીર્થંકરો માટે આવી કંઈ ઘટના બન્યાનું વર્ણન મળતું નથી એટલે તે બાવીશ તીર્થંકરો રાજા હો કે રાજકુમાર હો પણ તેઓ અવિવાહિત રહ્યા હોય અને તેઓનાં માતાપિતા વગેરેએ તેમ ચલાવી લીધું હોય એ વસ્તુ જ માનવા જેવી નથી.

વળી તીર્થંકર વિવાહિત પણ હોય અને અવિવાહિત પણ હોય એ બાબતમાં શ્વેતામ્બર

આવાં આવાં કારણોથી દિગમ્બરો ભગવાન મહાવીરસ્વામીના વિવાહની મના કરે છે.

ડો. પિટર્સન સાહેબ તો ભ. મહાવીરસ્વામીના વિવાહના વિષયમાં પુરાવા સાથે જાહેર કરે છે કે–દિગમ્બરીય પુરાણમાં પણ ભ. મહાવીરસ્વામીનો વિવાહ જણાવેલ છે.

(ચોથો રીપોર્ટ પૃ. ૧૬૮, હરિવંશપુરાણ વગેરે.)

ઉક્ત પરિપત્રમાં દિગમ્બરોના મતે ભ. મહાવીરસ્વામી બ્રહ્મચારી હોવાનું જણાવ્યું છે તે સાચું હોય કે જૂઠું હોય, પરન્તુ સાથોસાથ આવશ્યક નિર્યુક્તિના આધારે ભ. મહાવીરસ્વામીને બ્રહ્મચારી ઠરાવવા લખ્યુ છે, તે તો તદ્દન પાયા વિનાની જ કલ્પના છે, જે વસ્તુ આપણે પહેલા મુદ્દામાં બતાવી ગયા છીએ.

## ૫—ભ. મલ્લિનાથ તીર્થંકરી હતા.

તે પરિપત્રમાં ભ. મલ્લિનાથજી પુરુષ હોવાનું સિદ્ધ કરવા કોશિશ કરી છે. એટલે આ પાંચમા મુદ્દાનો પણ ઉકેલ કરી લઈએ.

જૈન સાહિત્ય સ્ત્રીને પુરુષની સમકક્ષામાં સ્થાપે છે; સ્ત્રી જાતિને જિનપૂજા, જિનદીક્ષા અને મોક્ષની અધિકારિણી માને છે; અને આશ્ચર્ય ઘટનારૂપે સ્ત્રીને તીર્થંકર પદની અધિકારિણી પણ માને છે. ૧૯મા તીર્થંકર "શ્રી મલ્લિનાથ" તે સ્ત્રી તીર્થંકર છે, એમ શ્વેતામ્બર સાહિત્ય સપ્રમાણ માને છે. દિગમ્બરો નગ્નતાના એકાન્ત આગ્રહને કારણે વસ્ત્રપાત્ર ધારીને મુક્તિના અનધિકારી માને છે. અને સ્ત્રીજાતિને તો, તે સર્વથા નગ્ન રહી શકે તેમ જ નથી એટલે તીર્થંકરની પુત્રીપણે જન્મ, જિનપૂજા, ક્ષાયિક સમ્યક્ત્વ, જિનદીક્ષા અને મુક્તિની સર્વથા અનધિકારિણી માને છે.

એ ભૂલવું ન જોઈએ કે દિગમ્બર વિદ્વાનો મનસ્વીપણે જ ઉપર મુજબ માને છે. બાકી દિગમ્બર શાસ્ત્રો તો સ્ત્રીજાતિને ક્ષાયિક સમ્યક્ત્વ, જિનપૂજા, જિનદીક્ષા અને મુક્તિની બરોબર અધિકારિણી માને છે દિગમ્બર ગ્રથોના થોડાંએક પ્રમાણો વાંચકોની જાણ માટે નીચે ટાંકું છું.—

વરાંગચરિત્ર સર્ગ ૧૫, ૨૦, કથાકોશ–ગૌતમચરિત્ર અધિકાર ૩. વગેરેમાં સ્ત્રીઓએ કરેલ જિનેન્દ્રપૂજા, અભિષેક આદિનું વર્ણન છે.

વરાંગચરિત્ર સર્ગ ૩૦; આદિપુરાણ પર્વ ૨૪, ૪૭; ઉત્તરપુરાણ પર્વ ૬૮, ૭૧, ૭૪, ૭૬; હરિવંશપુરાણ પર્વ ૫૬, ૬૩, ૬૪, ૧૨, ૧૦ ઇત્યાદિ; સ્ત્રીમુક્તિ પ્રકરણ શ્લોક ૨૮ થી ૪૬; સમાધિશતક; ગોમ્મટસાર કર્મકાંડ ગા. ૩૦૦, ૩૦૧, ૩૫૪, ૩૮૮, જીવકાંડ ગા ૭૧૪, ૭૨૩; સાગારધર્મામૃત અ૦ ૮ શ્લો૦ ૩૯; મૂલાચાર અ૦૪; નીતિસાર; છેદપીંડ; ષટ્ખંડાગમ ધવલાટીકા સૂત્ર–૪૯, ૧૨૬, ૧૩૪, ૧૪૪ થી ૧૪૮, ૧૫૬ થી ૧૬૧ વગેરેમાં સ્ત્રીઓની જિનદીક્ષા અને સ્ત્રીમુક્તિનાં સ્પષ્ટ વિધાનો છે.

ષટ્ખંડાગમમાં તો એક સમયે કેટલી સ્ત્રી ક્ષપક બને—મુક્તિ જાય, ઇત્યાદિ સંખ્યાનો પણ નિર્દેષ છે.

દિગમ્બર સિદ્ધાંતોના આટલા આટલા પુરાવાઓ છતાં જે દિગમ્બર સમાજ સ્ત્રીઓને જિનપૂજા, જિનદીક્ષા કે મુક્તિની અધિકારિણી જ ન માને તે દિગમ્બર સમાજ સ્ત્રી તીર્થંકરી કે મલ્લિનાથ તીર્થંકરી હોવાનું તો માને જ શાનો ?

મલ્લિનાથ સ્ત્રી તીર્થંકર છે. છતાં તેઓને સ્ત્રી અને પુરુષ બન્ને રીતે સંબોધવામાં આવે છે.

સમજી શકાય તેવી વાત છે કે--તેવીશ તીર્થંકરો પુરુષ છે અને માત્ર ભ. મલ્લિનાથ એક જ સ્ત્રી છે. તો સામાન્ય વર્ણનની સરળતાને ખાતર તેમને પુરુષરૂપે સંબોધે તો તે કંઈ ગેરવાજબી નથી. વ્યાકરણ અને વ્યવહાર જાતિભેદના વિચિત્ર પ્રયોગોને પણ ટેકો આપે છે: જેમકે—

लिंगव्यभिचारस्तावदुच्यते । स्त्रीलिंगे पुल्लिंगाभिधानं तारका स्वातिरिति ।

' स्वातितारा ' यहां स्त्रीलिंगका पुल्लिंगमें प्रयोग किया गया है ॥

દિગમ્બરીય ષટ્ખંડાગમ, ધવલશાસ્ત્ર, પૃષ્ઠ ૬૪.

**कलत्रं गृहिणी गृहं** (શબ્દકોશ)

**शुभ : पुण्यस्य, अशुभ : पापस्य** । શરૂના ગુણસ્થાનોમા અશુભ યોગના સમયે બધી પુણ્ય--પાપ પ્રકૃતિઓનો બંધ થાય છે. તેમ જ છઠ્ઠા આદિ ગુણસ્થાનોમાં શુભ યોગના સમયે પણ બધી પુણ્ય--પાપ પ્રકૃતિઓનો બંધ થાય છે. છતાં અનુભાગબંધની અપેક્ષાએ **प्राधान्येन व्यपदेशा भवन्ति** એ ન્યાયે આ સૂત્રની અર્થ--વ્યવસ્થા કરવામાં આવે છે.

—તત્ત્વાર્થસૂત્ર, અધ્યાય ૬.

**સ્ત્રીસભા** જેમા પુરુષોની હાજરી હોય છે. છતાંય સ્ત્રીપ્રધાન સભા તે સ્ત્રીસભા.

**પંચાંગુલી:** અંગૂઠો તે નર જાતિ છે છતાંય આંગળીઓ જ હોવાથી આ શબ્દ--પ્રયોગ પણ વાજબી મનાય છે.

આ તો ભાષાશાસ્ત્ર અને વ્યવહારની વાત થઈ. ધર્મશાસ્ત્ર પણ નૈગમ નયથી લોકવ્યવહારને જ અનુસરે છે.

ખરી રીતે તો તીર્થંકર ભગવાનને ત્રણ વેદમાંથી કોઈ વેદ જ હોતો નથી.

દિગમ્બર આચાર્ય કુંદકુંદના બોધપ્રાભૃતની ગા. ૩૩ના **वेए** પદની ટીકામાં દિ. આ. શ્રુતસાગરજી સાફ જણાવે છે કે—

वेए—स्त्रीपुंनपुंसकवेदत्रयमध्येऽर्हतः कोपि वेदो नास्ति ( पृ. १०१ )

કેવી સાદી અને સીધી વાત છે ! ભલે કે ભૂત સત્તાથી તેઓ પુરુષ, સ્ત્રી કે નપુંસક હોય, પણ હવે તો તેઓ અવેદિ જ છે આ સ્થિતિમાં અવેદી હોવાના કારણે ભ. મલ્લિનાથને પુરુષરૂપે પણ સંબોધવામાં આવે તો તે ખોટું નથી જ.

અવેદી દશા પ્રાપ્ત થતાં એકલો શુદ્ધ આત્મા જ રહે છે અને આત્મા કે જીવની નરજાતિ છે તો પછી જૈનાચાર્યો ભ. મલ્લિનાથને માટે—**कर्मद्रुन्मूलने हस्तिमल्लं मल्लिं** જેવા પુરુષપ્રયોગો વાપરે તો તે ભૂલ નથી જ. અસ્તુ. શ્વેતામ્બરો માને છે કે ભ. મલ્લિનાથ સ્ત્રી તીર્થંકર છે. હવે આપણે પરિપત્ર તરફ નજર દોડાવીએ.

પરિપત્રમાં ભ૦ મલ્લિનાથને પુરુષ હોવનાં બે કારણો કલ્પ્યાં છે:

(१) भगवान मल्लिनाथ पुरुष थे, तब ही उनका नाम पुलिंगरूप 'मल्लि' लिखा है,

(२) यदि मल्लिनाथ स्त्री होते तो उन्हें 'पाणिग्रहणरहित' लिखा होना ।

આ બન્ને પૈકીનું પહેલું કારણ આ. નિ. ગા. ૨૨૧–૨૨૨માં બંધ બેસે તેવું નથી, કેમ કે તેમાં વપરાયેલ વચનપ્રયોગો પરથી ખાસ લિંગભેદ પાડી શકાય તેમ નથી.

છતાંય આપણે ઉપર જોઈ ગયા છીએ તેમ ભ૦ મલ્લિનાથ માટે પુરુષલિંગનો પ્રયોગ કરવામાં આવે તો તે પણ સાપેક્ષ હોઈને વાજબી છે.

પરિપત્રમાં બતાવેલ બીજું કારણ તો અસત્યમૂલક છે જ. આપણે પહેલા મુદ્દામાં જ જણાવી ગયા છીએ કે આ. નિ. ની ઉક્ત ગાથાઓમાં નથી સ્ત્રીપાણિગ્રહણની વાત કે નથી પુરુષપાણિગ્રહણની વાત. પછી આવી કલ્પનાઓનો અર્થ જ શો છે? તે ગાથાઓમાં પાંચ તીર્થંકરોને માત્ર રાજ્યની ઇચ્છા રહિત બતાવ્યા છે, રાજ્ય અને સ્ત્રી રહિત બતાવ્યા નથી. એટલે પરિપત્રનું બીજું કારણ તો ભ્રમમૂલક છે, અસત્ય છે.

એટલે આવશ્યક નિર્યુક્તિ ગાથા ૨૨૨ના **गयइच्छिया** પદના આધારે ભ૦ મલ્લિનાથને પુરુષ ઠરાવવા મથવું એ સાવ થોથી કલ્પના જ છે વાસ્તવમાં ભગવાન મલ્લિનાથ તે સ્ત્રી તીર્થંકર છે, અને તે પણ એક આશ્ચર્યકારી ઘટના રૂપે જ બન્યું છે.

મને વિશ્વાસ છે કે દિગમ્બર વિદ્વાનો પોતાના શાસ્ત્રોને અનુસાર યદિ સ્ત્રીમુક્તિ માનવને ઉદાર બનશે તો તેઓ સ્ત્રી તીર્થંકરી માનવાની એકાંત મનાઈ નહીં જ કરે.

## ૬—પરિપત્ર દાતાની મનોભાવના

શ્રીમાન્ લોંકાશાહે વિ સં. ૧૫૨૮માં લોંકામત સ્થાપ્યો તેમાંથી સ્થાનક માર્ગ પ્રવર્ત્યો. આ સંપ્રદાયમાં શરૂથી અત્યાર સુધી સંસ્કૃત ભાષાને સ્થાન મળ્યું નથી--વ્યાકરણને આવકાર મળ્યો નથી. અજમેરમાં સ્થાનકમાર્ગી મુનિસમ્મેલન મળ્યું ત્યાર પછી તેના સાધુઓએ સંસ્કૃત પ્રાકૃત તરફ ધ્યાન આપ્યું અને બ્રાહ્મણ પંડિતો મારફત **समुत्थान** જેવાં કલ્પિત સૂત્રો અને સૂત્રોપર કલ્પિત ટીકાઓ બનાવવાનું આરંભી દીધું છે તાજી જ વાત છે કે સ્થાનકમાર્ગી સાધુ ઘાસીલાલજી કે જેઓ પહેલા કરાંચી તરફ હતા અને હાલ પ્રાયઃ કાઠિયાવાડમાં વિચરે છે તેમણે સાથે ૪ પંડિતો રાખ્યા છે અને ઝડપથી નવી નવી ટીકાઓ તૈયાર કરાવી રહ્યા છે એટલે તે સમાજમાં સંસ્કૃત માટે મોટે ભાગે આવી દશા પ્રવર્તે છે.

શ્રી કાનજી સ્વામી તે સંપ્રદાયના સાધુ છે. તેઓ કદાચ સંસ્કૃત પ્રાકૃતના વિદ્વાન તો હશે. એમાં શંકા કરવાનું કંઈ કારણ નથી. કેમ કે તેઓ તે સંપ્રદાયમાં કાઠિયાવાડના કોહીનૂર તરીકે પ્રસિદ્ધ હતા. હવે માત્ર પ્રશ્ન એ છે કે તેઓએ શું આવશ્યક નિર્યુક્તિ ગાથા ૨૨૧, ૨૨૨ વગેરેના ઉપર દર્શાવેલ સંસ્કૃત ટીકાપાઠો જોયા નહીં હોય?

તે વિષયના પૂરા પાઠો જોયા વિના આવા પરિપત્રો ફેલાવવા એ તો કોઈ પણ સજ્જનને શોભે તેવી વસ્તુ નથી. અને તે તે વિષયના સાચા પાઠો જાણ્યા પછી આવા જૂઠા પરિપત્રો ફેલાવવા એ તો દુર્જનને પણ શોભે તેવી વસ્તુ નથી.

તો પછી સોનગઢઆશ્રમના સંચાલકો આવા છૂપા પરિપત્રો કેમ આપે છે?

ખૂબી તો એ છે કે આવો જૂઠો પ્રચાર પોતાના નામે નહીં કિન્તુ પં. અજિતકુમાર વગેરેના નામે જ કરવામાં આવે છે. આનું કારણ શું? એનો કોઈ ખુલાસો કરશે ખરા કે?

આવા આવા પરિપત્રોના પ્રચારમાં તેમની મનોભાવના શી છે? તે તો તેઓ જ જાણે, અથવા જ્ઞાની જાણે. પરન્તુ આપણને તો એ એક વાત જાણવાની જરૂર મળે છે કે તેઓ પોતાના વિચારોના ફેલાવા માટે આવા આવા ઉપાયો યોજે છે.

આ સમ્પૂર્ણ લેખનું પરિશીલન કર્યાં પછી વાચકો સમજી શક્યા હશે કે પરિપત્રનાં જાહેર કરેલ ટિપ્પણુ તે માત્ર ટિપ્પણુ જ છે, તે મૂળ, નિર્યુક્તિ કે ટીકાની વસ્તુ નથી. અને તે ટિપ્પણુ પણુ પાઠને સંગત પણુ નથી. એટલે કોરી ભ્રમણા રૂપે જ છે.

દિગમ્બર વિદ્વાનો આવશ્યક નિર્યુક્તિને આગળ ધરી પાંચ તીર્થંકરોને બ્રહ્મચારી અને ભ૦ મલ્લિનાથને પુરુષ હોવાનું ફેલાવે છે તે તદ્દન જૂઠો પ્રચાર છે. તે માટે અર્વાચીન દિગમ્બર પંડિતોની જે માન્યતા છે તે પણુ પાયા વિનાની છે. ન માલૂમ આવા આશ્રમના સંચાલકો કયા હિસાબે એવી થોથી વાતોની વકીલાત કરવા નીકળી પડ્યા હશે? આમ કરીને તો તેઓએ પોતાની પંડિતાઈનું પ્રદર્શન જ કરાવ્યું છે.

### ઉપસંહાર

અંતે પરિપત્રના પ્રચારકોને હું હિતભાવે જણાવું છું કે તેઓએ પોતાના પ્રચાર માટે યોજેલા આ ઉપાયો પ્રશસ્ય કોટિના નથી. તેઓ આવી અસત્ય વાતો પર ઇમારત ન ચણે અને વાસ્તવિક રીતે સત્યના પક્ષપાતી બની રહે, એ જ તેઓના માટે હિતાવહ છે.

વાચકોને પણુ મારી સૂચના છે કે આવી વાડાબંધીઓ સંહારક તત્ત્વોથી જ ઓત-પ્રોત હોય છે. તેઓ સુધારાના નામે દેશ અને ધર્મને છિન્નભિન્ન કરી નાખે છે. માટે સમજુ મનુષ્યોએ આવી વાડા વાડીથી સદંતર અલગ જ રહેવું જોઈએ. નવા નવા સંપ્રદાયના નિયામકો કેવા કેવા પાસાઓ ફેંકે છે, તે સમજી લેવું જોઇએ. જેમને બુદ્ધિ, વિચારશક્તિ, વિવેકદૃષ્ટિ અને સ્વહિતકામના છે તેમણે આવાઓથી સાવચેત રહેવું જોઈએ. ઇતિશમ્

# निभ्रान्त तत्त्वालोक

**[ दान-शील-तप-भावनादिधर्मविशिष्टव्याख्यानरूपो निबन्धः ]**

**प्रणेता-पूज्य मुनिमहाराज श्री वल्लभविजयजी**

[ क्रमांक-१२६ से शुरू गतांक से क्रमशः इस अंकमें सम्पूर्ण ]

मनुष्य जीवनका सार रूप यह धर्म सम्यग्ज्ञान सम्यग्दर्शन और सम्यक्चारित्र स्वरूप या श्रुत और चारित्ररूप है, इस बातको हम पहले कह चुके हैं। धर्मका क्षेत्र अति विस्तृत है धर्मकी जितनी भी प्रशंसा की जाय थोडी है, धर्मके महत्त्वका पूरी तरह वर्णन करनेवाले तो केवल सर्वज्ञ भगवान ही है। फिर भी मैंने अपनी अल्प बुद्धिके अनुसार धर्मका जो लक्षणपूर्वक वर्णन किया है वह पूरे धर्मके महत्त्वके वर्णनके सामने नगण्य है, बहुत कम है। धर्मके विशेष महत्त्वको नहीं समझते हुए कितने लोगोंने धर्मकी उत्सूत्र प्ररूपणा की है और धर्मविरुद्ध भाषण किये हैं, जैसे—तेरहपन्थ मत के आद्यप्रवर्तक ज्ञानभिक्षु भिक्षुस्वामीजीने अपनी 'अनुकम्पा ढाल' नाम की पुस्तकमें लिखा है कि—

**'कोई मात पितारी सेवा करे दिनरात, वले मनमाना भोजन त्यांने खवाय।**
**वले कांवड कान्धे लिया फिरे त्यारी, वले बेहूं टंकोरा स्नान करावे ताई।**
**ओ उपकार संसार तणो छे, संसार तणो उपकार करे छे,**
**तिणरे निश्चय संसार वधे ते जाण'' ॥** [ढाल ११ पृ. ५२]

अर्थात् कोई दिनरात मातापिताकी सेवा करे, उन्हें मन मानो वस्तु खिलावे, कावडमें बिठाकर उनको कन्धे पर लिये फिरे, दोनों समय उन्हें स्नान करावे तो ये सब संसार बढानेवाले उपकार हैं अर्थात् मातापिता गुरुजन आदिकी सेवा करना पाप है, यह है जंगमयुगप्रधान कहे जानेवाले भट्टनायक तेरह पंथमतके जन्मदाताका सैद्धान्तिक विचार, मगर मेरे ख्यालसे इनकी ये उक्तियां मिथ्यात्वसूचक और दुर्बोधतापूर्ण है, क्योंकि विश्वके सभी सभ्यसमाज इसी बातको स्वीकार करती है और मुझे भी प्रसंगवश उपदेशमें कहना पड़ता है कि—

**" माता मित्रं पिता चेति स्वभावात्त्रितयं हितम् ।**
**कार्यकारणतश्चान्ये भवन्ति हितबुद्धयः ॥ "**

अर्थात् माता, पिता और मित्र ये तीनों स्वभाव से ही हित हैं और इनके अतिरिक्त तो कार्य—कारण के वश में ही हित होते हैं । यहां माता पिता और मित्रको स्वाभाविक हित बुद्धि कहा है यानी माता पिताकी सेवा सुश्रूषा मित्रके साथ मैत्रीय—आचरण हित है—कल्याणकारक है धर्मरूप है। वास्तवमें माता पिता गुरुजनकी सेवा परम कर्त्तव्य है, और माता, पिता गुरुजनकी सेवा नहीं करनेवाले—उनकी निन्दा करनेवाले कृतघ्न हैं, पापी है और साक्षात् नरपशु हैं।

तत्त्वदर्शी आचारनिष्ठ अनेक ऋषियोंने तो अपने धर्मग्रन्थोंमें यथास्थान साक्षात् उपास्य देव माता पिता और गुरुको ही कहा है, जैसे—

**पिता स्वर्गः पिता धर्मः पिता हि परमं तपः ।**
**पितरि प्रीतिमापन्ने प्रियन्ते सर्वे देवताः ॥**

अर्थात् निरतिशय सुखदायक होनेसे पिता ही स्वर्ग है, पिता ही धर्म है और पिता ही तप है; पिताके प्रसन्न होने पर सभी देव प्रसन्न होते हैं।

माता कितनी पूजनीय है इस बातको संक्षिप्त रूपमें एक कवि कहते हैं कि—

**" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी "**

अर्थात् जननी—जन्मदेनेवाली (माता), जन्मभूमिसे और स्वर्गसे भी कहीं अधिक बड़ी है। यहां माताको जन्मभूमिसे और स्वर्गसे भी बहुत बड़ी कहा है। जन्मभूमि कितनी पूजनीया है यह सभी इतिहासप्रेमी जानते है और आज भी अपनी जन्मभूमिकी स्वतंत्रताके लिये ही जवाहर जैसे भारतके लाल, राजेन्द्र जैसे भारतके रत्न, और गांधी जैसे भारतभूमिकी विभूति सब कुछ करने को सहने को तैयार हैं तथा कितने ही मातृभूमि भक्त मातृभूमिकी सतत निश्चल सेवामें अपने प्राणोंको समर्पण कर अपने नामको अमर बना गये तथा अनेकों बना रहे है। यह है मातृभूमिकी वन्दनीयता का एक सामान्य दृष्टान्त, मगर जननी मातृभूमि से भी अधिक पूजनीय है, क्योंकि किसी भूमि पर या पराधीन जन्मभूमि पर अधिकार करना मनुष्य का एक पुरुषार्थ है. किन्तु उस पुरुषार्थकारी

स्वतंत्रताधिकारी की भी जन्मदात्री होनेसे मातृभूमि से बड़ी अधिक रूपेण पूजनीया माता अवश्य है। इसी तरह स्वर्ग से भी अधिक सुखदेनेवाली होने के नाते या जन्म देनेके कारण स्वर्गसे भी अधिक बड़ी पूजनीया माता है यह सुतरां सिद्ध है।

इसी तरह गुरु भी परम उपास्य देव है, गुरुका अर्थ है अज्ञानरूपी अंधकारनाशक ज्ञानरूपी प्रकाशदायक। वास्तवमें सांसारिक महादुःखसे छुटकारेका मार्ग बतलानेवाले सच्चे गुरु ही हैं। विना गुरुकी कृपासे अज्ञान दूर नहीं होता। गुरु सच्चे सेवाके पवित्र स्थान हैं। सारांश यह निकला कि माता, पिता, गुरु, साधुजनोंकी सेवा अवश्य करने योग्य है। मगर—

धर्मं विश्वा न मन्यन्ते यं तमेव सुदुर्धिय ।
पापानि खलु मन्यन्ते तेषां दुष्ट्यमीक्ष्यताम् ॥
दुर्बोधहतबुद्धीनां मुक्तीनां खण्डनऽपि हा ! ।
भवतीह त्रपा चित्ते किं कुर्य्यां विवशस्ततः ॥
पित्र्योः सेवाऽपि पुत्रस्य भवबन्धनकारिणी ।
यत्र तत्र कथङ्कारं भवेद्धर्मविवेचना ॥

दुनिया जिस बातको धर्म मानती है, बहुतसे मूढ लोग उसी धार्मिक बातको पाप मानते हैं। इनकी पण्डिताई को बुद्धिमान् लोगोंको छोड़ देनी चाहिये। वस्तुतत्त्व के देखने में असमर्थ—दुर्बुद्धिवालोंकी उक्तियों के खण्डन करनेमें भी विद्वानों के हृदय में कभी कभी लज्जा हो जाती है, क्योंकि उनका अपलाप ही बुद्धिहीन मदोन्मत्त के जैसा रहता है। लेकिन क्या किया जाय? धर्मकी स्वरूप रक्षा के लिये, भगवान् वीतराग की आज्ञा के संस्थापन के लिये, विवश होकर कुछ जैसा तैसा भी कहना पड़ता है। जिसके सैद्धान्तिक विचार में मातापिता की सेवा भी भवबन्धन करनेवाली है अर्थात् पाप है, उसमें धर्मकी विवेचना किस प्रकार की जाय, मातापिताकी सेवाको पाप बतानेवाले विवेकहीन हैं—उत्सूत्रभाषी हैं।

भिक्खुजी के ही समान भ्रमविध्वंसनकार श्रीजीतमलजीने भी मातापिताकी सेवामें अनर्गल ही प्रलाप किया है। क्यों न करें? या वैसा लिखना उनको योग्य ही है, क्योंकि दुनियामें 'पुत्रः पित्र्यनुरूपकः' या "यथागुरुस्तथा शिष्यः" यह परम्परासे प्रसिद्ध है, अतः जीतमलजीको भी मातापिताकी सेवाको पाप बतलाना कोई उतना विशेष नहीं। आप महाशयने अपने 'भ्रमविध्वंसन' के पृष्ठ ४७ और ४८ पर मातापिताकी सेवाको पाप सिद्ध करने के लिये यथाशक्ति अपनी बुद्धि का पूर्ण परिचय दिया है, यहां तक कि अपने कपोलकल्पित मतकी स्थापना के लिये और भिक्खुजीकी अनुकम्पाढालकी स्थापना के लिये 'उववाई सूत्र' के अर्थका भी अनर्थ कर दिया है। अब हम 'उववाई सूत्र' के उस पाठको पाठकोंके सामने उपस्थित करते हैं, जिसके वास्तविक अभिप्रायको नहीं समझकर इनकी ऐसी विरुद्ध प्ररूपणा है, वह पाठ यह है कि—

"से जे इमे गामागारनगर जाव सन्निवेसेसु मणुआ भवंति, पगइभद्दआ पगइउवसन्ता पगइतणुकोहमानमायालोभा मिउमद्दवसंपन्ना अल्लीणा विणीया अम्मापिओउ सस्सुसगा अम्मापत्ताण अणतिक्कमणिज्जवयणा अप्पिच्छा अप्पारंभा अप्पपरिग्गहा अप्पेणं आरंभेणं अप्पेणं आरंभसमारंभेणं वित्तिकप्पेमाणा बहुइं वासाइं आउयं पालयंति पालिता कालमासे कालं किच्चा अणुत्तरेसु वाणमंतरेसु देवत्ताए उववत्तारो भवंति तं चेव सव्वं णवरं ठिति चोद्दसवाससहस्साइं ॥" —( उववाई सूत्र, प्रश्न ७ )

इसका सारांश यह है कि गांव नगर आदि सन्निवेशोंमें रहनेवाले जो आदमी प्रकृति (स्वभाव) से ही भद्रक (परोपकारी) हैं, स्वभाव से ही उपशान्त है और स्वभाव से ही क्रोध मान माया और लोभ को प्रतनु (अल्प) किये हुये है, अहंकार रहित होकर गुरुके आश्रयमें रहते है, विनीत हैं, मातापिताकी बातको पालते है, मातापिता की सेवा शुश्रूषा करते हैं, अल्पारंभी अल्पपरिग्रही हैं, और अल्प आरंभ समारंभ से अपनी जीविकाको चलाते है, वे अनेक वर्षोंतक अपनी आयुको पूरी करके कालके समय में मृत्युको पाकर वाणव्यंतर नामके देवलोकमें देवता होते है, वहां वे चोदह हजार वर्षतक रहते हैं, शेष पूर्ववत् है। यह ऊपर के पाठ का अर्थ है।

अब यहां उपर्युक्त पाठके भावार्थ से साफ साफ प्रगट होता है कि मातापिता और गुरुजनोंकी सेवा में पाप नहीं हैं बल्कि पुण्य है, क्योंकि क्रोध मान माया लोभ ये नरककी निशानी है, मगर अल्प क्रोध, मान, माया लोभ के होते हुये भी विनीत होकर जो मातापिता और गुरुजनोंकी सेवा करता है वह चौदह हजार वर्ष तक देवलोक (स्वर्ग) में रहता है अतः इस सूत्र से माता पिता की सेवा को पुण्य होने में और भी पुष्टि ही हुई। आश्चर्य तो इस बातका है कि भ्रमविध्वंसनकारने भिक्खुजीको विरुद्ध प्ररूपणाकी पुष्टि के लिये या अपने कपोलकल्पित कुमतकी स्थापना के लिये उववाई सूत्रको लिखकर उसके अर्थ का अनर्थ किया है। अथवा यों कहिये कि उपर्युक्त उववाई सूत्र के आशय को भ्रमविध्वंसनकारने भ्रमयुक्त हो कर अच्छी तरह नहीं समझा। इसी लिये तो मातापिता गुरु साधु सन्तोंकी सेवामें पाप बतला रहे हैं। इस लिये मिथ्यात्वयुक्त विवेकहीनोंके वचनोंको सज्जन पुरुष छोड़ देते हैं। विवेकहीन स्वार्थान्धों का वचन धर्महीन है और भवसागर में डुबोनेवाला है। मातापिताकी सेवा निःशंक होकर करनी चाहिये इसीमें बुद्धिमत्ता है, मनुष्यत्व है और धर्म है।

सम्यग्ज्ञानदर्शनचारित्र धर्म है या श्रुत और चारित्र धर्म है अर्थात् मोक्ष साधक है, अर्थात् तिपाईरूप मोक्ष के सम्यग्ज्ञानदर्शनचारित्र तीनों पाये हैं, अथवा यों कहिये कि गाड़ीरूप मोक्ष के श्रुत और चारित्र ये दोनों पहिये हैं। धर्मकी विशद व्याख्यायें औरभी

अर्थ में उस श्रुत चारित्र धर्म को पूर्ण करने में प्रथम अनेक लौकिक धर्म को भी स्वीकार करना ही पड़ता है, क्योंकि किसी वृक्षके पूर्ण विकास के लिये प्रथम उसका जड़का मजबूत होना अत्यन्त आवश्यक है। लौकिक धर्म लोगोंके आचरणोंको सुधारनेवाला है इसी लिये स्थानांगसूत्र के दशमें स्थान में दश प्रकार के धर्म बतलाये हैं, जैसे—

"गामधम्मे, नगरधम्मे, रट्ठधम्मे, पाषण्डधम्मे, कुलधम्मे, गणधम्मे, संघधम्मे, सुयधम्मे, चरित्तधम्मे, अत्थिकायधम्मे।" —[ स्थानाङ्गसूत्र, स्थान १० ]

अर्थात् ग्रामधर्म, नगरधर्म, राष्ट्रधर्म, पाखण्डधर्म, कुलधर्म, गणधर्म, संघधर्म, श्रुतधर्म, चारित्रधर्म, अस्तिकायधर्म ये दश प्रकारके धर्म कहे गये हैं। इन प्रत्येक धर्मोंकी विशद विवेचना पृथक् पृथक् शास्त्रकारोंने की है। कहने का तात्पर्य्य यह है कि धर्मका क्षेत्र बहुत विशाल है, धर्मकी व्याख्या अत्यन्त विशद है, किन्तु धर्म के विशेष व्याख्यान को—विशेष महत्त्वको अपने संकुचित हृदयसे नहीं समझ कर बहुत लोग शास्त्रअनुमादित माता पिता गुरुजनादि की सेवा को धर्म नहीं मानते, ऐसे व्यक्ति उत्सूत्रभाषी हैं और शास्त्र के रहस्योंको नहीं जानते हैं। अतः बुद्धिमानों को चाहिये कि मातापिताकी सेवामें पाप कहने वालोंके उत्सूत्र भाषणको किसी तरह भी ध्यानमें नहीं लावें, इसीमें सर्वथा भलाई, सुखशान्ति और आनन्दमंगल है अर्थात् शास्त्रानुमोदित आगमप्रमाणपूर्ण सम्यग्ज्ञान दर्शन चारित्र धर्म है, श्रुत चारित्र धर्म है, और दान, शील, तप, भावना, परोपकार, जीवदया, कृतज्ञता, माता—पिता—गुरुजन—साधु सन्त आदिकी सेवा धर्म का ही अंग है अर्थात् धर्म है। इस धर्मके पालन करने में निःसन्देह सुख है, शान्ति है और कल्याण है।

इस तरह धर्मके सुविस्तीर्ण अभिप्राय को, धर्म के गंभीर अर्थको और धर्मके सूक्ष्मतम तत्त्वोंको नहीं समझने के कारण कितने लोग शास्त्रसे विरुद्ध धर्मकी प्ररूपणा करते हैं, धर्मके वास्तविक अर्थका अनर्थ करते हैं, कल्पतरुकल्प धर्मवृक्ष पर कुठाराघात करते हैं जैसे—भ्रमकार जीतमलजीने भ्रम० के पृष्ठ ४८ पर लिखा है कि "अठे दश धर्म दश स्थविर कह्या, पिण सावद्य निरवद्य ओलखाणा, अने दश दान कह्या ते पिण सावद्य निरवद्य पिछाणणा। धर्म अने स्थविर कह्या छै पिण लौकिक लोकोत्तर दोनुं छै जिम जम्बूद्वीपपन्नत्ति में तीन तीर्थ कह्या मागध वरदाम प्रभास पिण आदरवा योग्य नहीं तिम सावद्य धर्म स्थविर दान पिण आदरवा योग्य नहीं सावद्य छोड़वा योग्य छे."

आपके इस अपलाप का असली अभिप्राय यह है कि श्रुत और चारित्र धर्म के अर्थात् आपकी राय में संवर और निर्जरा धर्म के अलावा ग्रामादिक आठों धर्म सावद्य हैं यानी ग्रामादिक आठों धर्म को आप पाप बतला रहे हैं, मगर श्रीमानजी को यह नहीं सूझा कि ग्रामादि धर्म के बिना श्रुत—चारित्र धर्म का पालन कैसे हो सकेगा और न यही समझ पाये कि श्रुत चारित्र के अतिरिक्त यदि आठों धर्म पाप हैं तो त्रिलोकदर्शी ने पृथक् पृथक् नाम-

निर्देश क्यों किया ? और न स्थानाङ्ग सूत्र के स्थान ५ का ही देखनेके लिये आपने कष्ट किया। सूत्रपाठ यह है:— " धम्मं चरमाणस्स पंचणिस्सा ठाणा पण्णत्ता तंजहा—छकाये, गणे, राया, गिहपती शरीरं। " —[ स्थानाङ्ग स्थान ५ ]

अर्थात् श्रुत और चारित्र पालन करनेवाले व्यक्ति के ५ पांच सहायक होते हैं, जैसे— छः काया, गण, राजा, गृहपति और शरीर।

वास्तव में बिना ग्रामधर्म के, बिना नगरधर्म के, बिना राष्ट्रधर्म के और बिना संघधर्म के श्रुत चारित्र धर्म का पालन अत्यन्त कठिन और असंभव—सा है और यह बात एकदम प्रत्यक्ष है, जैसे, मान लिजिए कि कोई सच्चा साधु है वह अपने श्रुत चारित्र का पालन करता है, सच्चे धर्म का उपदेश करता है और जब वह संयोग वश ऐसे स्थानमें आ जाय जहां का ग्रामधर्म ठीक न हो, या राष्ट्रधर्म ठीक न हो या नगरधर्म अच्छा न हो अर्थात् साधु के धर्म के प्रतिकूल ग्रामादि धर्म हो तो वहां किसी तरह भी श्रुत चारित्र का पालन कठिन है। इसी तरह कोई नामधारी साधु है मगर श्रुत चारित्र से कोसों दूर है और वहांका ग्रामधर्म, राष्ट्रधर्म अच्छा है तो वहां अवश्य साधु की खबर ली जा सकती है और चाहें तो साधु अच्छे बन सकते हैं या उन्हें उचित दण्ड मिल सकता है। अतः श्रुत चारित्र के अलावा आठों धर्मों को पाप कहना अविवेकता का परिणाम है। धर्म ही की तरह दश विध स्थावरों की भी इन्होंने विरुद्ध प्ररूपणा की है। वास्तव में ये धर्म और थेरे (स्थविर) के जैसे नाम है वैसे गुण है। पाप तो पाप कहलाता है मगर जिसमें धर्म है वह पाप नहीं है अर्थात् धर्म है। मातापिता की सेवा धर्म है। ग्रामादि धर्म मोक्ष में सहायक होने से धर्म है, धर्म की व्याख्या यह है—

धर्मः शर्मसदास्पदं विजयते धर्मं मुनिः संश्रितो
धर्मेणाभिहताः सुदुष्कृतिचयाः धर्माय यत्नं कुरु।
धर्मान्नास्ति परं शुभास्पदमलं धर्मस्य नित्यं जयो
धर्मे सर्वमतिः सदा प्रभवतात् भो धर्म ! दिव्यं दिश ॥

॥ ॐ शान्ति ॥ (समाप्त)

# दो और 'फागु' काव्य

लेखक : श्री. अगरचंदजी नाहटा

'श्री जैन सत्य प्रकाश' के क्रमांक १२६, १२७ में 'फागु' काव्योंके सम्बन्धमें दो लेख प्रकाशित हुए हैं। जिस समय ये लेख प्रकाशित हुए थे, मैं सिलहटमें था अतः विशेष प्रकाश नहीं डाल सका। अब कुछ नवीन जानकारी दी जा रही है—

पूर्व लेखमें जिन काव्यों का परिचय दिया गया है उनमें से निम्नोक्त ५ काव्य हमारे संग्रहकी सं १४९३ की लिखित खरतरगच्छीय स्वाध्याय पुस्तिकामें हैं—
१ स्थूलीभद्र फाग, गा. २७। २ नेमिनाथ फाग, गा. १५, समधर। ३ भरतेश्वर चक्रवर्ती फाग[1] गा. २० । ४ " गा ४५,[2] राजशेखरसूरि। ५ जीरावलि पार्श्वफाग, गा. ३०, मेरुनंदन, सं १४३२।

इसके अतिरिक्त १ पुरुषोत्तम पांच पांडव फाग गा. २४ इस प्रतिमें और है एवं जेसलमेर भंडारकी अन्य एक प्रतिमें २ जिनचंद्रसूरि (जिनप्रबोधसूरि पट्टधर) फागु गा २५ का मध्य त्रुटित (गा. ६ से १०) काव्य और मिला है। इन दोनोंका आदि-अंत नीचे दिया जाता है। नं. २ की पूर्ण प्रति किसी सज्जनको उपलब्ध हो तो हमें सूचित करनेका अनुरोध है।

१ पांच पांडव फागु[3]—

आदि— पंडु नरेसर निय कुमरु, परिणाविय आणंदु।
हत्थिणाउरि पुरि आविययउ, साथि करिउ गोविंदु ॥१॥

अंत— जाइव पांडव कुमर हवे, ते गुणहि समिद्धा।
उत्तिम धम्म पवित्त गुत्त, तिहु भुवण प्रसिद्धा।
राजकरंतउ धरइ जगत्र लिखि तोरथ वंदउ।
जसु वित्थारइ रिद्धिवुद्धि, पावहु चिरु नंदउ ॥२४॥

२ जिनचंद्रसूरि फागु—

आदि— अरे पणमवि सामिउ संतिजु, सिव वाउलि उरि हारु।
अरे अणहिलवाडा मंडणउ, सव्वह तिहुयण सारु।
अरे जिणप्रबोहसूरि पाटहि सिरि संजमसिरि-कंतु।
अरे गाइयउ जिणचंदसूरिगुरु, कमल देवि कउ पुत्तु ॥१॥

अंत— सिरि जिणचंदसूरि फागिहि, गायहि जे अति भावि।
ते वाउल अउ पुहसला, विलसहि सिव सुर साथि ॥२५॥

विशेष - १—पूर्वोक्त लेखमें लब्धरचित नेमिनाथ फागुका उल्लेख है। लब्धिका पूरा नाम लब्धिकल्लोल है। उनकी और भी अनेक रचनाओंमें संक्षिप्त नाम लब्धि आया है। २—अठारहवीं शताब्दी के पूर्वार्ध (ख. राजहर्षरचित) के पीछेका कोई फागु काव्य नहीं मिलता। १९ वीं शताब्दी में इनके स्थान पर छोटे छोटे होरीके पदोंका प्रचार हुआ।

---

[1] इसी प्रकार पद्मरचित नेमिनाथ फागु (गा. १४) भी हमारे संग्रहकी अन्य प्रतिमें है।

[2] प्राचीन गुर्जर काव्य संग्रहके अनुसार इसकी पद्य संख्या ३५ है, पर हमारी प्रतिमें ४-४ पंक्तियोंवाली १८ गाथाओंको ३६ मान कर २७+१८ गाथाओंका अंक ४५ दिया है।

[3] जैन गुर्जर कविओ भा. १, पृ ४२२ में हमारे संग्रहका उक्त प्रतिसे उसका उद्धरण किया है, पर एक तो वहां फागुके बदले रास लिख दिया है, जब कि प्रतिमें फागु लिखा है एवं इसके अंतिम 'चिरुनंदउ' पाठको 'वीरनंदउ' पढकर उसका कर्ता वीरनंदन लिख दिया है, जो ठीक नहीं प्रतीत होता।

# ‘શ્રી જૈન સત્ય પ્રકાશ’નું
## अगियारमा वर्षनुं विषय–दर्शन

### પ્રતિકાર



### સંપાદકીય



### ઇતિહાસ, શિલ્પ, સ્થાપત્ય



### સાહિત્ય.

## ચરિત્ર, કથા, વર્ણન, ઉપદેશ, પ્રકીર્ણ



## તત્ત્વજ્ઞાન



## સ્તુતિ, સ્તોત્ર, સ્તવન આદિ

# બે જિનપ્રતિમાજી પ્રગટ્યાં

થરાદ તાલુકાના લાલપરા ગામના કોળી મેહા પરબતના ખેતરમાંથી. હળ હાંકતાં શ્રાવણ શુદિ ૧૦ ને બુધવારના રોજ સાંજના છ વાગતાં બે જિનપ્રતિમાજી પ્રગટ થયાં હતાં તેમાં ૧ આશરે ૨।। ફુટ ઊંચાં શ્રી આદીશ્વર (અથવા વિમળ નાથ) પ્રભુનાં છે. એનું લંછન સાફ દેખાતું નથી. અને બીજાં આશરે ૧।-૧।। ફૂટ ઊંચાં શ્રી શાંતિનાથ પ્રભુનાં છે. અને તેના ઉપર આ પ્રમાણે લેખ વંચાય છે–

**संवत् १५१०. वर्षे असाड सुद ९ सोमवार श्रीमाली ज्ञातीय...श्री शान्तिनाथजी बिम्बं कारितं प्रतिष्ठितं श्री नागेन्द्रगच्छे श्री पद्मानंदसूरि श्री विजयप्रभसूरि ।**

પહેલા પ્રતિમાજી ઉપરનો લેખ બરાબર ઉકલતો નથી

અત્યારે આ પ્રતિમાજી એટા ગામમાં પરોણા દાખલ રાખવામાં આવ્યાં છે એટામાં દેરાસર નથી, ફક્ત શ્રાવકના બેજ ઘરો છે.

પ્રતિમાજી ભવ્ય અને કળાના નમૂના રૂપ છે.

---

## સુધારો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ના ગયા અંકમાં છપાયેલ પં. લાલચંદ્ર ભ. ગાંધીના 'ભૌગોલિક કોષમાં જણાતી ગંભીર ભૂલ' શીર્ષક લેખના પૃ. ૨૬૯ની છેલ્લેથી બીજી લીટીમાં 'ભસી' છપાયું છે તેના બદલે 'ભરડી' સુધારીને વાંચવું.

---

## કાળધર્મ.

અમદાવાદમાં શ્રાવણ વદિ ૪ ના રોજ, પૂ. આ. મ. શ્રી. વિજયપ્રતાપસૂરિજી મ. ના શિષ્ય પૂ. મુ. મ. શ્રી. ધનંજયવિજયજી મ. કાળધર્મ પામ્યા.

ગોધરામાં ભાદરવા શુદિ ૫ ના રોજ, પૂ. આ. મ. શ્રી. વિજયનેમિસૂરીશ્વરજી મ.ના શિષ્ય પૂ. મુ. મ. શ્રી. ભક્તિવિજયજી કાળધર્મ પામ્યા.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીના ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક**

સમ્રાટ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક : મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

**[૧] ક્રમાંક ૪૩**–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

**[૨] ક્રમાંક ૪૫**–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"x૧૪"ની સાઇઝ, સોનેરી બોર્ડર. મૂલ્ય આઠ આના (ટપાલ ખર્ચનો દોઢ આનો).

લખો–

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

**લવાજમ–વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક–ત્રણ આના**

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપાસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય: જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૧ : અંક ૧૦-૧૧ ] અમદાવાદ : ૧૫-૮-૪૬ [ ક્રમાંક ૧૩૦-૧૩૧

## વિ ષ ય - દ ર્શ ન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# પર્વાધિરાજ આવે છે : આપણે જાગીએ તો સારું !

દેવોનેય દુર્લભ વ્રત–નિયમ અને તપશ્ચર્યાના આરાધનનો અપૂર્વ અવસર–પર્વાધિરાજ પર્યુષણા પર્વ આવે છે. માનવીને બાહ્ય વ્યવસાયો અને દોડાદોડીથી અળગો બનાવી આત્માભિમુખ બનાવીને આત્માની આરસીને સ્વચ્છાતિસ્વચ્છ બનાવવાનો પ્રેરક અને પ્રાણવાન સંદેશો આપનાર આ પર્વ સમગ્ર પર્વોમાં શ્રેષ્ઠ હોઈ પર્વાધિરાજ પદને સર્વથા લાયક છે. અને માનવી માનવી વચ્ચે તેમ જ માનવી અને સંસારના સમગ્ર પ્રાણી-સમુદાય વચ્ચે, સાંસારિક નિત્ય જીવનનો નિર્વાહ કરતાં જાણ્યે અજાણ્યે, કષાયથી પ્રેરાઈને કે ભવિતવ્યતાના બળે વિધિના લેખે કરીને, કોઈ ને કોઈ પ્રકારનો ખટરાગ ઊભો થવો અનિવાર્ય છે. આત્મસ્વભાવનું દર્શન કરાવી, આત્માને માટે દુશ્મન રૂપ એ ખટરાગને દિલમાંથી દૂર કરી વિશ્વબંધુત્વનો સાચો અને સરળ માર્ગ દર્શાવતા આ પર્વાધિરાજ પર્યુષણા પર્વનો, જગતના કોઈ ધર્મમાર્ગમાં, જોટો જડે એમ નથી. જાણે દિલના મળોને સાફ કરવાની કોઈ અજબ જડી–બુટ્ટી ન હોય એવું ખમત–ખામણાનું આ પર્વ સાચે જ અપૂર્વ છે. એ પર્વનું આરાધન કરનારમાં ન હોય દ્વેષ કે ન હોય ઈર્ષ્યા, ન હોય માન કે ન હોય કલહ; એ તો સદાકાળ સહુ આત્માઓ સાથે આત્મિક મૈત્રીના સમતારસમાં ઝીલવાનો અપૂર્વ આનંદ જ માણ્યા કરે.

આવી અપૂર્વ સામગ્રી આપણી પાસે હોવા છતાં, છેવટે આપણે પામર સંસારી માનવીઓ છીએ, એટલે કોઈ કોઈ વાર દિલની મલિનતા આપણામાં ઊભરાઈ આવે તો એથી નિરાશ થવાની જરૂર ન હોય; જરૂર છે માત્ર સાચો રાહ પિછાનવાની અને એ રાહ ઉપર આગે કદમ કરવાની દિલની તમન્નાની! એ તમન્ના હશે તો એક દિવસ જરૂર આપણે આપણી આખરી મંજિલ પર પહોંચવાના.

અને અત્યારના દેશ કાળનું અવલોકન કરતાં, એક બીજાનાં દિલોને નિર્મળ બનાવી સુખદુઃખમાં ખભેખભો મિલાવી, એકદિલ અને એકબોલવાળા સમાજ તરીકે આપણું વર્ચસ્વ ટકાવી રાખવાની જરૂર, આજ કરતાં કદાચ કોઈ કાળે વધુ ઉગ્ર ન હતી. આજે તો જાણે મહાપ્રલયકારી ઝંઝાવાત શરૂ થયો હોય એમ લાગે છે હજુ વર્ષ દિવસ પહેલાં જ તળાજામાં પ્રભુમૂર્તિના ખંડનનું ભીષણ તાંડવ રચાઈ ગયું. હજુ ગઈ કાલે જ જૈનપુરી–રાજનગરમાં આપણા મંદિર ઉપર આક્રમણ થયું અને આપણા પંચમહાવ્રતધારી મુનિવર ઉપર છરીથી હુમલો થયો, અને ગુજરાતના બોરુ ગામમાં જૈન સાધ્વીજી મહારાજ ઉપર ઠાકરડા કોમના માણસોએ હાથ ઉપાડયો. આ પ્રસંગો આપણને જાગ્રત થવાનો ભયંકર ભેરીનાદ ગજવી રહ્યા છે. વખત એવો આવ્યો છે જ્યારે સ્વાર્થી, બલહીન કે સંપ વગરની પ્રજાનો પ્રજા તરીકેનો અવાજ નેસ્તનાબુદ થઈ જશે; અને એકદિલવાળી અને કર્તવ્યપરાયણ એવી મૂઠીભર લાગતા માનવીઓની બનેલી પ્રજા પણ પોતાનું અસ્તિત્વ કાયમ કરી શકશે. આપણા ગૌરવભર્યા ભૂતકાળની જેમ આપણે ઉન્નત અને વર્ચસ્વવાળી જૈન પ્રજા તરીકે જીવવા માગીએ છીએ કે નહીં એનો ફેંસલો કરવાની ઘડી આવી ગઈ છે. આપણે આ ઘડીને બરાબર પિછાનીએ; આપણા આગેવાનો–આપણા પૂજ્ય ગુરુવર્યો આ કટોકટીભરી પળને બરાબર પિછાને અને આવતા પર્વાધિરાજની પાવક જ્વાળામાં આપણા અંદર અંદરના મતભેદો કે મનભેદોના મળને સર્વથા બાળી–જલાવીને આપણે સહુ એકદિલ અને એકબોલવાળી સંપીલી અને બળશાળી જૈન પ્રજા તરીકે આપણું અસ્તિત્વ ટકાવી રાખીએ, અને અમર જૈન સંસ્કૃતિના લાયક વારસદાર તરીકે આપણી જાતને પુરવાર કરીએ.

ર. દી. દે.

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशिंगभाईकी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| | | |
|---|---|---|
| वर्ष ११ | વિક્રમ સં. ૨૦૦૨ : વીરનિ. સં. ૨૪૭૨ : ઈ સ. ૧૯૪૬ | क्रमांक |
| अंक १०-११ | અષાડ-શ્રાવણ વદિ ૩ : ગુરુવાર : જુલાઈ ઓગસ્ટ ૧૫ | १२०-१ |


## ॥ श्रीविघ्नहरस्तोत्रम् ॥

कर्ता—पू. आचार्य महाराज श्रीविजयपद्मसूरिजी

[ आर्याच्छंदः ]

वंदिय वीरजिणिंद, गुरुवरसिरिणेमिसूरिचरणकयं ॥
सिरिविग्घहरत्थुत्तं, प्पणेमि पुज्जप्पसायाओ ॥१॥
तिहुयणविक्खायमहं, अचिंतमाहप्पमणहसिद्धियरं ॥
सिरिसिद्धचक्कमणिसं, थुणंतु भव्वा ! अविग्घट्ठं ॥२॥
सिरिसिद्धचक्क ! भंते ! तुह निच्चलबुद्धिविहियसरणस्स ॥
महकल्लाणं होही, नियमा बहुमाणकलियस्स ॥३॥
तं विण्णवेमि हरिसा, भवे भवे साहणा मिलउ तुज्झं ॥
अनियाणा विहिजोगा, निहिलिट्ठपयाणकप्पयरू ॥४॥
सिरिथंमणपास ! सया, तुह नामं रागविग्घनासयरं ॥
संपत्तिकरी पूया, समाहिबोहिप्पयं सरणं ॥५॥
निम्मलचारित्तयरं, तुह वयणंभोयदंसणं हिअयं ॥
पणिवाओ दुक्खहरो, श्रवणं घणकम्मणिज्जरणं ॥६॥
तेसिं जम्मं सहलं, अच्चंति पमोयपुण्णचित्ता जे ॥
सुमरंति पलोयंति, त्थुणंति वंदंति पइदियहं ॥७॥
पवरधुलेवानयरे, विहियनिवासं पणट्ठभवपासं ॥
नासियकम्मविलासं, नाभिसुयं पुअणिज्जपयं ॥८॥
भवजलहिजाणवत्तं, महप्पहावण्णियं पसण्णमुहं ॥
भविरक्खमहागोवं, सुभावणालद्धमुत्तिपयं ॥९॥
सुमरंताण जणाणं, पूअंताणं थवं कुणंताणं ॥
पासंताणमणुदिणं, मंगलमाला हविज्ज परा ॥१०॥
विग्घाइमसुहकम्मो—दएण तब्बंधओ मक्खिणभावी ॥
तव्विलओ जिणथवणा—सुहभावविसिट्ठसामत्था ॥११॥

चिंतामणिदिट्ठंता, समिद्धसंपायणं सभावाओ ॥
जिणसासणम्मि भावो, पहाणभावेण निद्दिट्ठो ॥१२॥

सिरिसिद्धचक्कथंभण—केसरियातित्थनाहतितयमिणं ॥
विग्घहरं सिद्धियरं, हरेउ विग्घाइ सव्वेसिं ॥१३॥

सुणइ पढेइ सया जे, सुई तिहा भव्व विग्घहरथुत्तं ॥
अंसाओऽवि न विग्घं, तेसिं कल्लाणसंपत्ती ॥१४॥

नहसुण्णजुगक्खिमिए, वरिसे सिरिनेमिनाहजम्मदिणे ॥
सिरिसूरिमंतसरणं, किच्चा सव्वोवसग्गहरं ॥१५॥

पवरम्मि थंभतित्थे, अहुणा खंभायनामसुपसिद्धे ॥
भव्वजिणालयकलिए, पवरायरियाइजम्मथले ॥१६॥

तवगच्छंबरदिणयर—जुगवरसिरिनेमिसूरिसीसेणं ॥
पउमेणायरिएणं, मुइयं सिरिविग्घहरथुत्तं ॥१७॥

चउविहसंघहियत्थं, रइयं लच्छीप्पहस्स पढणट्ठं ॥
भव्वा पढिय पमोया, लहह परमनिव्वुइसुहाइं ॥१८॥

## त्रैलोक्यप्रकाश में "सुर्लाब"

( लेखक—डा. बनारसीदासजी जैन, लाहौर )

लाहौर से इसी वर्ष हेमप्रभसूरि का त्रैलोक्यप्रकाश प्रकाशित हुआ है।[1] इसके संपादककी प्रेरणासे मैंने इसका प्राक्कथन लिखा है। श्लोक नं. ७ का संपादन मुझे संतोषप्रद नहीं जान पड़ा[2]। जब मैंने फुटनोटमें दिये हुए पाठान्तरों पर विचार किया तो मुझे निश्चय हो गया कि यहां तुला तु के स्थान में अुर्लाव, शुर्लाव या सुर्लाब होना चाहिये था। विदित हो कि 'सुर्लाब' शब्द उस्तुर्लाब का रूपान्तर है[3]। उस्तुर्लाब एक ज्योतिष-यन्त्र है जिसका प्रयोग यवनों में विशेष रूप से होता था। यह घडियाल के आकारका पीतलका मोटा और गोल टुकड़ा होता है। इसके किनारों पर अंश, कला आदिके निशान लगे होते हैं। इसे लटकाकर इसके द्वारा आकाश में ग्रहों आदिका स्थान निश्चित किया जाता है।

---

१. संपादक-रामस्वरूप शर्मा; प्रकाशक-कुशल अस्ट्रोलाजिकल रिसर्च इन्स्टिट्यूट; माडल टाउन, लाहौर।

२. तुला तु मुख्ययन्त्राणि तिष्ठन्ति किल ताजिके।
षड्वर्गशुद्धिमाख्यान्ति लग्ननिश्चयमिच्छताम् ॥७॥

फुट नोटमें तुला तु के पाठान्तर—अ्रभाव A, शुलाव A¹ ष्वभाव B, शुभावे Bh श्रीमूलराज जैन ने जून सन् १९४४ में जैन सत्य प्रकाश (क्रमांक १०५) में त्रैलोक्य प्रकाश पर एक नोट छापा था। इस पाठ में उन्होंने भी भूल की है।

३. उस्तुर्लाब, सुर्लाब=An astrolabe. F. Steingass. Persian-English Dictionary London 1930.

# 'વિવાહલઉ' સાહિત્યનું રેખાદર્શન

( લે. પ્રો. **હીરાલાલ ર. કાપડિયા** એમ. એ. )

જૈન સાહિત્ય એની વિવિધતા અને વિપુલતા માટે વિશેષતઃ વિખ્યાત છે. એની આ વિવિધતા વિષયો પૂરતી જ નથી, પણ ભાષાઓ સાથે પણ એ સંબદ્ધ છે. ભારતીય તેમજ અભારતીય અને તેમાં પણ પ્રાચીન અને અર્વાચીન અનેક ભાષાઓમાં જૈન સાહિત્ય આજે ઉપલબ્ધ છે. એનું મુખ્ય કારણ તે જૈન મુનિવરોના દ્વિવિધ વિહારના ક્ષેત્રની અપરિમિતતા છે, અને એ સમુચિત છે, કેમકે અમુક જ ભાગમાં વિહરવું કે સાહિત્યક્ષેત્રના અમુક જ અંગને સ્પર્શવું એવી સંકુચિત મનોવૃત્તિ, ઉદાર, ભાવનાશીલ, વિચારક અને સર્જનાત્મક જૈન પ્રકૃતિ સાથે કોઈ રીતે સંગત થઈ શકે તેમ નથી. આથી તો જૈન લેખકોએ-ખાસ કરીને મુનિવરોએ અનેક દિશામાં પહેલ કર્યાનું માન મેળવ્યું છે. ઉદાહરણાર્થે હું અહીં પ્રાયઃ ગુજરાતી સાહિત્યને અનુલક્ષીને અલ્પ નિર્દેશ કરીશ.

(૧) ઉપલબ્ધ 'રાસ' સાહિત્યમાં **ભરતેશ્વરબાહુબલિરાસ** સૌથી પ્રાચીન છે. એની રચના **શાલિભદ્ર**ને હાથે વિક્રમસંવત્ ૧૨૪૧ માં થયેલી છે.

(૨) વિ. સ ૧૩૩૦માં આશાપલ્લીમાં રચાયેલી **આરાધના** નામની કૃતિ ગુજરાતી ગદ્યાત્મક કૃતિઓમાં પહેલી ગણાય છે, આ **પ્રાચીન** ગૂજરાતી કાવ્યસંગ્રહ (પૃ ૮૬)માં તેમ જ **પ્રાચીન ગૂજરાતી ગદ્યસન્દર્ભ** (પૃ ૨૧૮)માં છપાયેલી છે.

(૩) વિ. સં. ૧૪૧૧માં દિવાળીના દિવસે **પડાવશ્યક** ઉપર બાલાવબોધ રચનારા **તરુણપ્રભસૂરિ**નો લગભગ પ્રથમ ગુજરાતી ગદ્યકાર તરીકે નિર્દેશ કરાય છે. **આપણા કવિઓ** (પૃ ૩૫૦)માં કહ્યું છે કે "નૂનું વ્યવસ્થિત ગદ્ય અનેક કથાઓ દ્વારા તરુણ-પ્રભાચાર્યે મધ્ય ગૂજ. ની ૧લી ભૂમિકામાં રચી આપ્યુ છે."

(૪) ગુજરાતીમાં ગદ્ય-પદ્ય એમ ઉભય પ્રકારની સાહિત્યપ્રવૃત્તિ કરનારા જે ગણ્યા-ગાંઠા સર્જકો થયા છે એમાં **સોમસુન્દરસૂરિ** લગભગ પહેલા છે.[૧] એમનો જન્મ વિ. સં. ૧૪૩૦માં થયો હતો અને દેહવિલય વિ. સ. ૧૪૯૯માં થયો હતો.

(૫-૬) ગુજરાતી સાહિત્યમાં પ્રથમ ઋતુકાવ્ય તેમ જ પ્રથમ બારમાસી કાવ્ય એ જૈન મુનિ **વિનયચન્દ્ર**ની કૃતિ નામે **નેમિનાથચતુષ્પદિકા** છે. એ મુનિનો સમય વિક્રમની ચૌદમી શતાબ્દીનો પૂર્વાર્ધ છે.

(૭) 'ખરતર' ગચ્છના **જિનપદ્મસૂરિ**એ રચેલું **સિરિથૂલિભદ્દફાગુ** 'ફાગુ' કાવ્યોમાં[૨] આદ્ય સ્થાન ભોગવે છે. એ સૂરિ વિ. સં. ૧૪૮૦માં સ્વર્ગે સંચર્યા.

(૮) સૌથી પ્રથમ પ્રાકૃતિક વર્ણનો ગુજરાતીમાં રજુ કરનાર કોઈ હોય તો તે **વિનયપ્રભ** છે એમ વિદ્વાનો કહે. એમણે આ વર્ણનો વિ. સં. ૧૪૧૨માં રચેલા **ગૌતમસ્વામીરાસ**માં આપ્યાં છે.

(૯) વાણુજ્યમૂલક અને રૂપકગ્રન્થિરૂપ વિશિષ્ટતાથી વિભૂષિત આદ્ય ગુજરાતી કાવ્ય તે **પ્રબોધચિન્તામણિ** યાને **ત્રિભુવનદીપકપ્રબન્ધ** છે. એના કર્તા **જયશેખરસૂરિ** છે અને એનો રચનાસમય વિ. સં. ૧૪૬૨ છે.

---

૧ જુઓ **આપણા કવિઓ** (ભા. ૧, પૃ. ૩૩૧)

૨ આ કાવ્યો વિષે મેં "જૈન સત્ય પ્રકાશ" (વ. ૧૧, અં. ૬) માં કેટલોક નિર્દેશ કર્યો છે.

(૧૦) ઉપર્યુક્ત **જયશેખરના** શિષ્ય **માણિક્યસુન્દરે** વિ. સં. ૧૪૭૮માં રચેલ **પૃથ્વીચન્દ્રચરિત્ર** યાને **વાગ્વિલાસ** ગુજરાતીમાં રચાયેલી પહેલી સવિસ્તર ગદ્યાત્મક ધર્મકથા છે. આનો ગદ્ય કાદમ્બરી તરીકે **આપણા કવિઓ** (પૃ. ૩૭૦)માં ઉલ્લેખ છે. આ ચરિત્ર પ્રા. ગૂ. કા. સં. માં તેમ જ પ્રા. ગૂ. ગદ્ય સંદર્ભમાં છપાયેલું છે.

(૧૧) વિ. સ. ૧૪૫૦માં **કુલમંડનસૂરિએ મુગ્ધાવબોધ ઔક્તિક** રચ્યું છે. એ તે સમયની ગુજરાતી ભાષા ઉપર પુષ્કળ પ્રકાશ પાડે છે. આ ઔક્તિકરૂપ સંસ્કૃત વ્યાકરણની, ગુજરાતી માધ્યમ દ્વારા, રચના કરાઈ છે. આ વ્યાકરણ મધ્યકાલીન ગુજરાતીના સીમા પ્રાંત તરીકે દીપે છે. જુઓ **આપણા કવિઓ** (પૃ. ૩૫૬-૭). કોઈ **સંગ્રામસિંહે** આની પહેલાં **બાલશિક્ષા** નામનું ઔક્તિક રચ્યું છે. અને એની નકલ વિ. સં. ૧૩૩૬ જેટલી જૂની મળે છે. ૧૪મા શતકના ઉત્તરાર્ધમાં કે ૧૫મીના પૂર્વાર્ધમાં કોઈ ભટ્ટારક **સોમપ્રભ**સૂરિએ ઔક્તિક રચ્યું છે. એ વિષેનો લેખ સ્વ. **દલાલે** લખ્યો છે (જુઓ પાંચમી સાહિત્ય પરિષદ્ રિપોર્ટ). વિશેષમાં આ લેખમાં **દેવભદ્રના** શિષ્ય **તિલકે ઉક્તિસંગ્રહ** રચ્યાનો ઉલ્લેખ છે. એમાં પણ સંસ્કૃત વ્યાકરણ ગુજરાતી માધ્યમથી સમજાવાયું છે.

(૧૨) 'અપભ્રંશ' ભાષાનું વ્યાકરણ રચનારા તરીકે 'કલિકાલસર્વજ્ઞ' **હેમચન્દ્રસૂરિનું** નામ જાણીતું છે. આની પહેલાંનું કોઈ વ્યાકરણ આ ભાષાને અંગે રચાયેલું હોય તો તે અત્યાર સુધી તો મળ્યું નથી.

**વિવાહલઉ**—સુરતમાં 'વિવાહ' શબ્દ 'સગાઈ' એ અર્થમાં વપરાય છે. આવો અર્થ સંસ્કૃત કે પાઇય ભાષામાં નથી. ત્યાં તો એનો અર્થ 'લગ્ન' થાય છે. આ અર્થમાં જૂની ગુજરાતી ભાષામાં વિવાહલઉ, વિવાહલો, વીવાહલઉ ઇત્યાદિ શબ્દો વપરાયા છે. અહીં હું 'વિવાહલઉ' સાહિત્ય તરીકે જે કૃતિઓ વિષે થોડાક ઉલ્લેખ કરવા ઇચ્છું છું તેમાં કેટલીયેમાં દીક્ષાસુન્દરીને-દીક્ષાશ્રીને પરણવાને મુમુક્ષુ જાય છે એવો ભાવ રહેલો છે. આના સમર્થનાર્થે **જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય** (પૃ.૨૨૬)માંથી **આપણા કવિઓ** (ભા. ૧, પૃ. ૧૯૦) માં ગુજરાતી છાયા સહિત અપાયેલી નીચે મુજબની પંક્તિઓ હું રજુ કરું છું–

" ઇણિ પરિ અંબકુ વરકુમરો પરિણઈ સંજમનારિ "

" પરિણુવા દિક્ખસિરી ચેડ નયરિ જેમેણ પત્તઉ "

" પરિણઇ સંજમસિરિ કુમર વજ્જહિ નંદિય ભૂરા "

'વિવાહલઉ' સાહિત્યરૂપ કૃતિઓમાં જેમ દીક્ષાને કામિની કલ્પી તેની સાથેનાં લગ્નની વાત થઈ છે તેમ મુક્તિને મહિલા માનીને—અરે કેટલીક વાર તો એને 'પણ્યાંગના' ગણીને મુક્ત થનારનાં—સિદ્ધિ પામનારના લગ્ન થયાનો ઉલ્લેખ કરાયો છે. વિશેષમાં આ ઉલ્લેખ કંઈ આજકાલનો નથી.

**કૃતિઓ**—એક સમય એવો હતો જ્યારે ભંડારોમા પાઇય કૃતિઓ તરફ દુર્લક્ષ્ય સેવાતું હતું. સંસ્કૃત ગ્રંથો જ મળે તો એ નોંધવાની વૃત્તિ હતી. આવે સમયે "સું સા પૈસા ચાર" તરીકે વગોવાયેલી ગુજરાતી ભાષામાં રચાયેલી કૃતિઓની તો કોણ દરકાર કરે? સમય જતાં વિદ્વાનોનું લક્ષ્ય પાઇય સાહિત્ય તરફ ખેંચાયું અને આજે તો 'ગુજરાતી'

સાહિત્યને પણ યોગ્ય ન્યાય અપાવા લાગ્યો છે. તેમ છતાં આજે એ સાહિત્ય હજી પૂર્ણ સ્વરૂપમાં જાણમાં આવ્યું નથી એટલે 'વિવાહલઉ' સાહિત્યની જેટલી કૃતિઓ મારા જાણવામાં આવી છે તે હું અહીં નોંધુ છું અને એમાં ઉમેરો સૂચવવા વિશેષજ્ઞોને વિનવું છું. આ કૃતિઓ અકારાદિક્રમે નીચે મુજબ છે:—

| નામ | કર્તા | રચનાવર્ષ (વૈક્રમીય) |
|---|---|---|
| ૧ આદિનાથવિવાહલો | ની'બો | ૧૬૭૫ પહેલાં |
| ૨ આદીશ્વરવિવાહલો | ઋષભદાસ | સત્તરમી સદી |
| ૩ આર્દ્રકુમારવિવાહલુ | સેવક | સોળમી સદી |
| ૪ ઋષભદેવવિવાહલુધવલ | ,, | ૧૫૯૦ પહેલાં |
| ૫ કીર્તિરત્નસૂરિવિવાહલઉ | કલ્યાણચન્દ્ર | ? |
| ૬ ગુણરત્નસૂરિવિવાહલઉ | પદ્મમન્દિર | ? |
| ૭ જમ્બૂઅન્તરગરાસવિવાહલો | સહજસુન્દર | ૧૫૭૨ |
| ૮ જમ્બૂસ્વામીવિવાહલુ | હીરાનન્દસૂરિ | ૧૪૯૫ |
| ૯ જિનચન્દ્રસૂરિવિવાહ | સહજજ્ઞાન | ? |
| ૧૦ જિનેશ્વરસૂરિવિવાહલો | સોમમૂર્તિ | ૧૩૩૧ની આસપાસ |
| ૧૧ જિનોદયસૂરિવિવાહલઉ | મેરુનન્દન | ૧૪૩૨ પછી |
| ૧૨ નેમવિવાહ | કેવળદાસ અમીચંદ | ૧૯૨૯ |
| ૧૩ નેમનાથધવલવિવાહલુ | બ્રહ્મ વિનયદેવસૂરિ | ૧૬૧૫ પહેલાં |
| ૧૪ નેમિનાથવિવાહલો | ઋષભવિજય | ૧૮૮૬ |
| ૧૫ ,, | મહિમસુન્દર | ૧૬૬૫ |
| ૧૬ ,, (નેમિનાથવિવાહગરબો) | વીરવિજય | ૧૮૬૦ |
| ૧૭ પાર્શ્વનાથવીવાહલુ | પેથો | ૧૫૮૧ પહેલાં |
| ૧૮ વેણીવત્સરાજવીવાહલુ | ડાંમરા (દામોદર) | ૧૬૦૭ પહેલાં |
| ૧૯ શાન્તિનાથવિવાહલોધવલ | બ્રહ્મ વિનયદેવસૂરિ | ૧૭મી સદી |
| ૨૦ શાન્તિનાથવીવાહલુધવલપ્રબન્ધ | આણન્દપ્રમોદ | ૧૫૯૧ |
| ૨૧ સુપાર્શ્વજિનવિવાહલો | બ્રહ્મ વિનયદેવ | ૧૬૩૨ |
| ૨૨ સુમતિસાધુસૂરિવિવાહલો | લાવણ્યસમય | સોળમી સદી |

આ કૃતિઓનો ક્રમશ વિચાર કરીએ તે પૂર્વે ત્રણ વાત નોંધી લઈશું.

(૧) **વેણીવત્સરાજવીવહાલુ** એ જ એક અજૈન કૃતિ છે. એની હાથપોથી વિ.સં. ૧૬૦૭માં લખાયેલી મળે છે. એટલે આ કૃતિ ઓછામાં ઓછાં ચારસો વર્ષ જેટલી પ્રાચીન છે. એનો આદિમ અને અંતિમ ભાગ **જૈન ગૂર્જર કવિઓ** (ભા. ૩, ખં ૨, પૃ. ૨૧૨૪–૫) માં અપાયેલ છે.

(૨) ઉપર્યુક્ત તમામ કૃતિઓમાં વિ. સ. ૧૩૩૧ પછી થોડાંક વર્ષોમાં **સોમમૂર્તિ**ને હાથે રચાયેલ **જિનેશ્વરસૂરિવિવાહલો** સૌથી પ્રાચીન છે. એના કરતાં કોઈ જૂની કૃતિ—જૈન કે અજૈનને હાથે રચાયેલી કૃતિ--અત્યાર સુધી તો મળી નથી. એવી રીતે

સૌથી અર્વાચીન જૈન કૃતિ તે **નેમવિવાહ** છે. એના રચનાર **કેવળદાસે** એ કૃતિ અમદાવાદના નગરશેઠ સ્વ. **પ્રેમાભાઈ હીમાભાઇને** અર્પણ કરી છે. એ અમદાવાદના "ગુજરાત યુનીયન પ્રેસ" મા વિ. સ. ૧૯૩૦માં છપાઈ છે.

(૩) આ તમામ કૃતિઓ પદ્યાત્મક છે.

### [ ૧ ] આદિનાથવિવાહલો કર્તા નીંબો

આ કૃતિમાં ૨૪૫ ગાથા છે. એનો ગ્રંથાગ્ર ૪૦૦ શ્લોક જેટલો છે. એ **આદિનાથને** અંગેની કૃતિ છે. જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૯૭૧)માં આની નોંધ કરાયેલી છે. એ ઉપરથી આની એક હાથપોથી શ્રાવિકા **ચપા**ના પઠનાર્થે વિ. સં. ૧૬૭૫માં લખાયાનું આપણે જાણી શકીએ છીએ.

### [ ૨ ] આદીશ્વરવિવાહલો : કર્તા ઋષભદાસ

આનો વિષય ઉપલી કૃતિથી ભિન્ન નથી. એના કર્તા ખંભાતના શ્રાવક છે. એમણે અનેક રાસ રચ્યા છે. તેમા **ઋષભદેવનો રાસ** વિ. સં. ૧૬૬૨માં અને **હીરવિજયસૂરિરાસ** વિ. સ. ૧૬૮૫મા રચાયેલ છે. એ ઉપરથી આપણે પ્રસ્તુત કૃતિને સત્તરમી સદીની કૃતિ ગણીએ તો તે ખોટું નથી.

### [ ૩ ] આર્દ્રકુમારવિવાહલુ : કર્તા સેવક

આ ૪૬ ગાથાની કૃતિ છે. એ **આર્દ્રકુમારને** અનુલક્ષીને રચાયેલી છે. આ **આર્દ્રકુમાર** તે બેબિલોનનો ઈ. સ. પૂર્વે ૬૦૪માં સમ્રાટ્ બનનાર **નેબુચદનેઝારનો** પુત્ર થાય છે એમ કેટલાક માને છે. વિશેષમાં પ્રભાસપાટણના એક તામ્રપત્ર ઉપરથી ડૅા. **પ્રાણનાથ** એમ કહે છે કે આ **નેબુચદનેઝારે નેમિનાથ**ના મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો.

અંચળ-વિધિ ગચ્છના **ગુણનિધાનસૂરિ**ના પ્રસાદથી વિ. સં. ૧૫૯૦માં **આદિનાથદેવરાસધવલ** તેમ જ એ પૂર્વે **ઋષભદેવવિવાહલુધવલબંધ** રચનારા **સેવકે** આ આર્દ્રકુમારવિવાહલુ રચેલ છે. એમણે **સીમંધરસ્વામિશોભાતરંગ** નામની કૃતિ પણ રચી છે.

### [ ૪ ] ઋષભદેવવિવાહલુધવલ કર્તા સેવક

પહેલી બે કૃતિનો વિષય એ જ આનો વિષય છે. **આદિનાથનુ** બીજું નામ **ઋષભદેવ** છે. આ ધવલ એક મહાકાય કૃતિ છે. એમા ચુમ્માલીસ ઢાલ છે. એની રચના ઉપર્યુક્ત **સેવકને** હાથે વિ. સં. ૧૫૯૦ પૂર્વે થયેલી છે એમ એની વિ. સં. ૧૫૯૦ની હાથપોથી ઉપરથી જાણી શકાય છે.

જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૫૮૨-૩) માં આ કૃતિની શરૂઆતની ચાર લીટીઓ અને અંતની સોળ લીટીઓ "ઢાલ ધોડીની, રાગ ગોડી" એવા ઉલ્લેખ પૂર્વક ઉદ્ધૃત કરાયેલી છે. વિશેષમાં પૃ. ૫૮૩-૪ માં આની સોળ હાથપોથીઓ નોંધાયેલી છે. આ કૃતિ કોઈ સ્થળેથી પ્રસિદ્ધ થયેલી જણાતી નથી. જો તેમ જ હોય તો એ સત્વર પ્રકાશિત થવી ઘટે. એની છેલ્લી લીટીઓ હુ અહીં રજૂ કરું છું—

"એહ ધવલ ગાઈ જિન આરાહઈ જેહ નરનારી સદા
તે મગતિં જાઈ સખીય થાઈ બોલઈ સેવક ઈમ સદા."

અહીં વપરાયેલ 'ધવલ' શબ્દ ધવલગીતોની નોંધ **આપણા કવિઓ** ( પૃ. ૨૨૯) માં તેનું સ્મરણ કરાવે છે.

### [ ૫ ] કીર્તિરત્નસૂરિવિવાહલઉ : કર્તા કલ્યાણચન્દ

" જૈન સત્ય પ્રકાશ " ( વ. ૧૧, અં. ૪) માં " અન્યત્ર અપ્રાપ્ય ગ્રંથોકી સૂચી " નામના લેખમાં જે ત્રણ વિવાહલઉ નોંધાયેલા છે તે પૈકી આ એક છે અને એના ચરિત્રનાયક **કીર્તિરત્નસૂરિ** છે. બાકીના બે વિવાહલઉ તે **ગુણરત્નસૂરિવિવાહલઉ** અને **જિનચન્દસૂરિવિવાહ** છે. પ્રસ્તુત કૃતિમાં ચોપ્પન ગાથા છે. એના કર્તા **કલ્યાણચન્દ** તે કોણ તે જાણવું બાકી રહે છે. **દેવચન્દ**ના શિષ્ય કલ્યાણચન્દે વિ. સં. ૧૬૪૯માં **ચિત્રસેનપદ્માવતીરાસ** રચ્યો છે એઓ જ શું આ **કલ્યાણચન્દ** છે !

### [ ૬ ] ગુણરત્નસૂરિ વિવાહલઉ . કર્તા પદ્મમન્દિર

આ ઓગણપચાસ ગાથાની કૃતિ કે એના કર્તા વિષે મને કશી વિશેષ માહિતી નથી, સિવાય કે એ કેવળ નોંધાયેલી છે.

**ધર્મઘોષસૂરિ**એ જે **ઋષિમણ્ડલપ્રકરણ** રચ્યું છે એના ઉપર વિ. સં. ૧૫૫૩માં **પદ્મમન્દિરગણિ**એ સંસ્કૃતમાં ટીકા રચી છે. શું આ ગણિ તે પ્રસ્તુત વિવાહલઉના કર્તા છે ?

### [ ૭ ] જમ્બૂઅન્તરંગરાસવિવાહલો: કર્તા સહજસુન્દર

**જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ** ( પૃ. ૫૩૦, કંડિકા ૭૮૩ ) માં આ કૃતિ વિ. સં. ૧૫૭૨ માં રચાયાનો ઉલ્લેખ છે.

### [ ૮ ] જમ્બૂસ્વામીવિવાહલઉ · કર્તા હીરાનન્દસૂરિ

આ કૃતિની રચના સાચોરમા વિ. સં ૧૪૯૫માં થયેલી છે અને એના રચનાર 'પીપલ' ગચ્છના **વીરપ્રભસૂરિ**ના શિષ્ય થાય છે એ હકીકત આ કૃતિની છેલ્લી કડીઓ ઉપરથી જાણી શકાય છે. જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૪૨૮-૯ ) મા આદ્ય ત્રણ કડીઓ તેમ જ અંતિમ ચાર ( ૫૨ થી ૫૫ ) કડીઓ અપાયેલી છે. આની ઉપાન્ત્ય કડીમાં " રચીઉ હીરાણંદિ જંબૂઅસામિવીવાહલુ એ " એવો ઉલ્લેખ છે. આ તેમ જ ઉપલી કૃતિના ચરિત્રનાયક મહાવીરસ્વામીના પ્રશિષ્ય થાય છે.

હીરાનન્દસૂરિએ વિ. સં. ૧૪૮૫માં **વિદ્યાવિલાસપવાડો** રચ્યો છે અને તે આજે વર્ષો થયાં ગાયકવાડ પૌર્વાત્ય ગ્રન્થમાળામાં સંપાદિત થવાની વાત સંભળાયા કરે. આ સૂરિએ **દશાર્ણભદ્રરાસ** અને કલિકાળ રચેલ છે.

### [ ૯ ] જિનચન્દસૂરિવિવાહ · કર્તા સહજજ્ઞાન

આ કૃતિની નોંધ " જૈન સત્ય પ્રકાશ " ( વ. ૧૧, અં. ૪ ) માં છે એ ઉપરાંત આ વિષે મને વિશેષ માહિતી નથી.

### [ ૧૦ ] જિનેશ્વરસૂરિવિવાહલો · કર્તા સોમમૂર્તિ

આ ૩૩ કડીનું કાવ્ય છે. એની રચના વિ. સં. ૧૩૩૧ પછી થોડેક વર્ષે **સોમમૂર્તિ**ને હાથે થયેલી છે. **જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય** ( પૃ. ૨૨૪-૨૨૭ )માં આ સમગ્ર કૃતિ છપાયેલી છે. વિશેષમાં એમાં ( પૃ. ૧૧૪માં ) આનો સાર

પણ અપાયેલો છે. **આપણા કવિઓ** (પૃ. ૧૯૧) માં આ કૃતિને અંગે નીચે મુજબ ઉલ્લેખ છે:—

"આમાં ચોપાયા અને દોહરા ઉપરાંત ઝૂલણા અને વસ્તુ છંદ ધ્યાન ખેંચે છે... શુદ્ધ ઝૂલણા છંદ સૌથી પ્રથમ મને આ સં. ૧૪૩૧ લગભગના કાવ્યમાં જણાયો છે."

### [ ૧૧ ] જિનોદયસૂરિવિવાહલઉ : કર્તા મેરુનન્દન

જૈન ઐતિહાસિક ગૂર્જર કાવ્યસંચય (પૃ. ૨૩૩-૨૩૭)માં આકૃતિ છપાયેલી છે.

**ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ** ( પૃ. ૩૯૮-૩૯૯ ) માં પણ આ પ્રસિદ્ધ થયેલું છે. એની રચના વિ. સં. ૧૪૩૨ની પછી થોડેક વર્ષે થયેલી છે. એ હિસાબે પ્રાચીનતાની દૃષ્ટિએ એનો ક્રમાંક બીજો છે. **જિનોદયસૂરિ** એ **મેરુનન્દનના** ગુરુ થાય છે અને એમને ઉદ્દેશીને આ કૃતિ રચાઈ છે,

### [ ૧૨ ] નેમવિવાહ : કર્તા કેવળચંદ

આ સૌથી અર્વાચીન કૃતિ છે. એ તેતાલીસ ઢાલમાં **કેવળચંદે** રચી છે. આની પહેલી બે કડી અને છેલ્લી સાત કડી જૈન ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૩૭૬ )માં અપાયેલી છે. આ તેમ જ એની પછીની ચાર કૃતિઓ **નેમિનાથને** અંગેની છે.

### [ ૧૩ ] નેમિનાથધવલવિવાહલુ : કર્તા બ્રહ્મ વિનયદેવસૂરિ

આ કૃતિ ચુમ્માલીસ ઢાલમાં રચાયેલી છે. જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૬૦૬ )માં એની વિ. સં. ૧૬૧૫માં લખાયેલી હાથપોથીની નોંધ છે એટલે આ કૃતિ મોડામાં મોડી આ વર્ષમાં રચાઈ હશે. એના કર્તાએ વિ. સં. ૧૬૩૨માં **સુપાર્શ્વ-જિનવિવાહલો** અને એ સત્તરમી સદીમાં **શાન્તિનાથવિવાહલોધવલ** રચેલ છે.

### [ ૧૪ ] નેમિનાથવિવાહલો : કર્તા ઋષભવિજય

આ કૃતિમાં સત્તર ઢાલ છે. એની પહેલી કડી અને છેલ્લી પાંચ કડીઓ "દેશી" એવા ઉલ્લેખપૂર્વક જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૨૯૨ ) માં અપાયેલી છે. એ ઉપરથી **ઋષભવિજય** તે **વિજયાનન્દસૂરિના** વંશજ **રામવિજયના** શિષ્ય થાય છે અને આ કૃતિ વિ. સં. ૧૮૮૬માં રચાઈ છે એ બાબત જાણી શકાય છે.

### [ ૧૫ ] નેમિનાથવિવાહલો : કર્તા મહિમસુન્દર

'ખરતર' ગચ્છના **સાધુકીર્તિના** શિષ્ય **મહિમસુન્દરે** આ કૃતિ વિ. સં. ૧૬૬૫માં રચી છે.

### [ ૧૬ ] નેમિનાથવિવાહલો : કર્તા વીરવિજય

આ કૃતિની પહેલી ઢાલની બે કડી અને છેલ્લી-બાવીસમી ઢાલની છ કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં, ૧, પૃ. ૨૧૪-૫ )માં છપાયેલી છે. આ કૃતિની બાવીસ ઢાલ છે. આની છેલ્લી ઢાલમાં "તસ શિષ્યે ગરભિ દેશિમાંહે લાલ, ગાયો નેમવિવાહ ઉછાહેં લાલ" એ પંક્તિમાં સૂચવ્યા મુજબ આ કૃતિને **નેમિનાથવિવાહગરબો** પણ કહેવામાં આવે છે. **શુભવિજયના** શિષ્ય **વીરવિજયે** આ કૃતિ વિ. સં. ૧૮૬૦માં ( નભ-ભોજન-ગજ-ચન્દ્ર ) રચી છે.

"શ્રી નેમીસર ભગવાનનો વિવાહલો" એ નામથી આ કૃતિ શિલાલેખમાં છપાઈ છે.

[ ૧૭ ] **પાર્શ્વનાથ વીવાહલુ · કર્તા પેથો**

આ કૃતિ ૨૦૬ ગાથાની છે. જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૪૮૪ )માં આની વિ. સં. ૧૫૮૧ની એક હાથપોથી નોંધાયેલી છે એટલે એનાથી મોડી આ કૃતિ રચાઈ નથી એમ બે ધડક કહી શકાય. ત્રેવીસમા તીર્થંકર પાર્શ્વનાથને–જેમનો ઐતિહાસિક પુરુષ તરીકે સૌ કોઇ સ્વીકાર કરે છે તેમને ઉદ્દેશીને આ કૃતિ રચાયેલી છે.

[ ૧૮ ] **વેણીવત્સરાજ વીવાહલુ · કર્તા ડાંમર ( દામોદર )**

આ કૃતિનો આદિમ અને અન્તિમ ભાગ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૨, પૃ. ૨૧૨૪—૫ )માં અપાયેલો છે. અહીં નોંધાયેલી તમામ કૃતિઓમાં આ એક જ અજૈન કૃતિ છે. એ **દામોદર** બ્રાહ્મણે રચી છે. એની વિ. સં. ૧૬૦૭ની એક હાથપોથી અને બીજી વિ. સં. ૧૬૨૭ની હાથપોથી પૃ. ૨૧૨૫ માં નોંધાયેલી છે. આવી અજૈન પ્રાચીન કૃતિઓ બીજી કઈ કઈ છે તેની તપાસ કરવી બાકી રહે છે.

[ ૧૯ ] **શાન્તિનાથવિવાહલોધવલ કર્તા બ્રહ્મ વિનયદેવસૂરિ**

સોળમાં તીર્થંકર **શાન્તિનાથ**નો વિવાહ એ આ તેમ જ વીસમી કૃતિનો વિષય છે. જૈ. ગૂ. ક. ( ભા. ૩. ખં. ૧, પૃ. ૬૧૧) માં આની પહેલી અને છેલ્લી ચચ્ચાર લીટીઓ અપાયેલી છે. એની રચના **ઉત્તરજ્ઝયણ**ની વૃત્તિ વગેરેને આધારે કરાયેલી છે એવો અંતમાં ઉલ્લેખ છે. વિશેષમા એમાં કર્તાએ પોતાને માટે 'બ્રહ્મ' એનો નિર્દેશ કર્યો છે. ' સોલમ જિનવરનું ધવલ રચિસુ હઉં સારુ " એમ કર્તાએ પ્રારંભમાં નિવેદન કર્યું છે.

[ ૨૦ ] **શાન્તિનાથવીવાહલુધવલપ્રબન્ધ . કર્તા આણન્દપ્રમોદ**

**હર્ષપ્રમોદ**ના શિષ્ય **આણન્દપ્રમોદે** આ કૃતિ વિ.સં.૧૫૯૧માં રચી છે. એમાં એકંદર ત્રેસઠ ઢાલ છે. શરૂઆતની છ લીટીઓ અને ૬૩મી ઢાલની અરાઢ લીટીઓ જૈ. ગૂ. ક. (ભા. ૩, ખં. ૧, પૃ. ૬૦૨— ૩)માં અપાયેલી છે. વિશેષમાં પૃ. ૬૦૩--૪માં 'નગરસરંગસાગર નામા ધવલપ્રબંધ શાતિનાથ વીવાહલું ' એવો ઉલ્લેખ છે.

[ ૨૧ ] **સુપાર્શ્વજિન વિવાહલો બ્રહ્મ વિનયદેવસૂરિ**

આ કૃતિનો ગ્રન્થાગ્ર ૫૮૧ શ્લોક જેટલો છે. એની પહેલી બે કડી અને છેલ્લી સાત કડી જૈ. ગૂ. ક. ( ભા. ૩, ખં. ૧, પૃ. ૬૦૮—૯ )માં અપાયેલી છે. છેલ્લી કડીનો પૂર્વાર્ધ નીચે મુજબ છે:–

" એહ રચ્યઉ વિવાહલઉ એ નાંદઉ જાં જિણધર્મ ભ૦ "

આ કૃતિની રચના ' યુગલ–ભુવન–રસ–ચન્દ્રમા ' એ વર્ષમાં એટલે કે વિ. સં. ૧૬૩૨માં થયેલી છે. આ અઠ્ઠાવન કડીની કૃતિ હોય એમ લાગે છે. એની પંચાવનમી કડીમાં ' વિનયદેવસૂરિ ' એમ કર્તાએ પોતાનું નામ સૂચવ્યું છે. આ કૃતિ સાતમા તીર્થંકર **સુપાર્શ્વનાથ** સબંધી છે.

[ ૨૨ ] **સુમતિસાધુસૂરિવિવાહલો . કર્તા લાવણ્યસમય**

વિ. સં. ૧૫૬૮માં **વિમલપ્રબન્ધ**, વિ. સં. ૧૫૭૫માં **કરસંવાદ અને** વિ. સં. ૧૫૮૫માં **અન્તરિક્ષ પાર્શ્વનાથ સ્તવન** રચનાર **લાવણ્યસમય**ની આ કૃતિ છે.

આ પ્રમાણે સમય અને સાધન અનુસાર મેં 'વિવાહલઉ' સાહિત્ય વિષે સંક્ષિપ્ત નોંધ લખી છે. એટલે અંતમાં આ કૃતિઓને અંગે કેટલીક બાબતો હું તારવણી રૂપે રજૂ કરી આ લેખ પૂર્ણ કરીશ.—

(૧) ચોથી, તેરમી અને વીસમી એ કૃતિઓ ઘણી મોટી ગણાય.

(૨) જૈન કૃતિઓ પૈકી ૧, ૨ અને ૪ એ કૃતિઓ ઋષભદેવને અંગેની, ૧૨–૧૬ નેમિનાથને અંગેની, ૧૭મી પાર્શ્વનાથને અંગેની, ૧૯મી અને ૨૦મી શાન્તિનાથને અંગેની અને ૨૧મી સુપાર્શ્વનાથને અંગેની છે. આમ બાર કૃતિઓ તીર્થંકરોને ઉદ્દેશીને છે. આ પૈકી સત્તરમી સિવાયની કૃતિઓને પૌરાણિક ગણીએ તો બાકીની અગ્યાર ઐતિહાસિક ગણાય. વિશેષમાં આર્દ્રકુમાર અને જમ્બૂસ્વામી એ તો લગભગ મહાવીરસ્વામીના સમયના ગણાય. એ સિવાયના મુનિઓ (જેમનો અહીં નીર્દેશ કરાયો છે.) એમની વચ્ચે ઓછામાં ઓછું એક હજાર વર્ષનું અંતર છે.

(૩) બહુ થોડી કૃતિઓ પ્રસિદ્ધ થયેલી છે.

(૪) ચૌદમા સૈકાની પહેલાંની કોઈ કૃતિ મળી નથી. એ સૈકાની એક જ કૃતિ મળી છે. પંદરમા સૈકાની બે કૃતિ છે આઠમી અને અગ્યારમી. ત્રીજી, ચોથી, સાતમી, સત્તરમી અને વીસમી કૃતિઓ સોળમા સૈકાની છે. સત્તરમા સદીની કૃતિઓ તે બીજી, તેરમી, પંદરમી, અઢારમી, ઓગણીસમી અને એકવીસમી એમ છ કૃતિઓ છે આ કૃતિઓ જૂની ગુજરાતી ભાષાના અભ્યાસીને ઉપયોગી થાય તેમ છે એટલે એ તો એક સંગ્રહરૂપ સત્વર પ્રસિદ્ધ થવી ઘટે.

તા. ૯–૪–૪૬ સુરત

# ફાગુકાવ્યો વિષેની પં૦ લાલચંદભાઈની સૂચના વિષે કંઈક જ્ઞાતવ્ય

લેખક—વૈદ્ય ચીમનલાલ લલ્લુભાઈ ઝવેરી, મહુવા

"શ્રી જૈન સત્ય પ્રકાશ" વર્ષ ૧૧, અંક ૭, પૃ. ૨૧૪, પેરા ૬માં ઉદયરત્ન વાચકને સંઘાડા બહાર કરવા માટેની દંતકથામાં વજૂદ નહીં હોવાનું જણાવી, ઉદાહરણરૂપે બીજાં પણ નવરસાત્મક કાવ્યો મળી આવતાં હોવાથી, પં. લાલચંદભાઈએ એમ માનવું અયુક્ત જણાવ્યું છે.

આ વિષે એ જણાવવું અગત્યનું છે કે એ નોંધાયેલી દંતકથા ઘણે ભાગે સ્વ. શ્રી. મોહનલાલભાઈ દ. દેસાઈને જે સ્થળેથી સાંપડી છે તે જ સ્થળેથી અમને પણ સાંપડી છે. એ સ્થળ બીજું નહી પણ ખેડામાં બે વર્ષ પહેલા અવસાન પામેલા યતિ ભાગ્યરત્નજી જ છે. એ વાતને સાચી માનવી કે કેમ એ એક વિચારવા જેવી વાત છે. અમને પૂરો સંભવ છે કે એ વાત સંદતર જૂઠી તો નથી જ; એમાં કેટલું તથ્ય સમાયેલું છે તે વિચારકોને વિચારવાનું રહે છે. અને અમને ખાતરી છે કે ઉદયરત્નજીએ રચેલાં સ્તવન, સજ્ઝાય, છંદ, પદ, રાસ, પ્રબંધોનો સામટો અભ્યાસ અને નિરીક્ષણ કરનારને એ વાતનો અન્યોક્તિમાં કવિનો બળાપો જરૂર મળી આવવાનો સંભવ છે. આવું નિરીક્ષણ કરનારા શોધકો આપણી જૈન કોમમાં ક્વચિત જ મળે છે, પરન્તુ એ વસ્તુ પણ અગત્યની અને

જરૂરી છે એ તો નિઃસંદેહ છે. 'જૈન ગુર્જર કવિઓ' ભા. ૨ માં તેમને સંઘાડા બહારના નિમિત્તરૂપે નવરસાત્મક સ્થૂલિભદ્રફાગ જણાવ્યો છે, પરન્તુ ભાગ્યરત્નજીને મોઢેથી અમે સાંભળેલી વાતમાં એવું તો નથી. પણ પિંગળકાવ્યાનુશાસનના અભ્યાસ પછી તેમની વિદ્વત્તા, ચાતુર્ય અને બોલવાની છટા વિલક્ષણતાભરી ખીલી આવવાથી તેઓ પોતાથી આગળ વધી જશે અને શ્રાવકો પણ તેમના ભક્ત થઈ જશે તો પોતાનો કોઈ ભાવ પૂછશે: નહી એવા વિચારથી, તેમના ગુરુભાઈ અને સમુદાયના યતિઓ કોઈને કોઈ બહાનું તેમના ગૌરવને ઝાંખપ લગાવે તેવું શોધતા હતા. એટલામાં કવિ ઉદયરત્નજી ઉછરતા કવિ હોવાથી અને વિલક્ષણ જગતના વિલક્ષણ વિચારોથી અપરિચિત હોવાથી, પોતાની વૈરાગ્યભાવના મજબૂત હોવા છતાં, કોઈ સુંદર કવિતા તેમણે કેવળ શૃંગારથી ભરેલી લખી પોતાના યતિસમાજને વિનોદની ખાતર બતાવી. એ હથિયારનો જ યતિસમાજે ગચ્છાચાર્ય પાસે દુરૂપયોગ કરી સમજાવ્યું કે ઉદયરત્નજી વૈરાગ્યવિહીન અને આચારહીન છે. આચાર્યશ્રીએ પણ લાંબો વિચાર ન કરતાં, પતિત ભાવ તરીકે તેમને ગચ્છબહાર કર્યા અને એને માટે અમુક મુદ્દત નક્કી કરી, જે મુદ્દત દરમિયાન ચારિત્રની સુધારણાથી કરી તેમને ગચ્છમાં લેવાનું ઠરાવ્યુ.

આમ લાચાર થયેલા કવિ ઉદયરત્નજી કેટલોક વખત બહાર ગયા, ફર્યા અને સફળ ઉપદેશ તરીકેની અને પવિત્ર ચારિત્રના ધારક તરીકેની કીર્તિ મેળવી ફરી ખેડામાં આવી ગચ્છાચાર્ય પાસે નવરસાત્મક 'સ્થૂલિભદ્રરાસ' અને વૈરાગ્યભાવપૂર્ણ 'ભુવનભાનુ કેવલી રાસ' ધર્યો. તે ઉપરથી આચાર્યે તેમની કવિશક્તિ અને વૈરાગ્ય નિશ્ચલ જોઈ તેમને ગચ્છમાં લીધા અને અમુક શિષ્યો આપી સ્વક્ષેત્રાદેશપટ્ટકના ખેડા ગામનો અર્ધ શ્રાવક સમુદાય અને તેમને માટે આગવો ઉપાશ્રય આપ્યો, તે આજે પણ ખેડામાં ભાવસારવાડાનું દેરાસર, ઉપાશ્રય અને ભાવસાર શ્રાવક ઉપરાંત અર્ધપોરવાડ શ્રાવકો તે જ ઉપાશ્રયના ભક્તો ગણાય છે. તેમની શિષ્યસંતતિમાં યતિઓ અને જ્ઞાનભંડાર હતો. તે કેટલોક અવ્યવસ્થાથી ચુંથાઈ ગયો અને કેટલોક યતિ ભાવરત્નજીને કબજે થયો છે. સંભવ છે કે તેમના અવસાન પછી તે ખેડાની સુમતિરત્નસૂરિ લાયબ્રેરીમાં રાખવામાં આવ્યો હશે.

ઉપર આપેલી નોંધ પ્રમાણે 'સ્થૂલિભદ્ર રાસો' તેમની બહિષ્કૃતિનું નિમત્ત નહોતો. એ વાતમાં કવિને સમાજની ઇર્ષાનો થયેલો કડવો અનુભવ. જો કવિની તમામ કૃત્તિઓ તપાસવાનો અમને સુયોગ્ય પ્રાપ્ત થશે તો તે સવિસ્તર સમાજ સામે મૂકાશે. કવિ ઉદયરત્નજીને જ આમ બન્યું છે એવુ કાંઈ નથી, એ વાતનું સ્પષ્ટીકરણ કવિ નયસુંદર ગણિએ પોતાના 'રૂપકુંવર-રાસ'માં કટાક્ષભરી રીત સ્પષ્ટ જ લખ્યું છે. જુઓ તેમનાજ શબ્દો.—

> કવિત કવિત કરી સહુકો કહે, કવિત ભાવ તો વિરલા લહે;
> સોઈ કવિત જેણે દુશ્મિન દહે, પંડિતજન પરખી ગહગહે, ૩૭ (સં ૧૬૩૭)

જુઓ બીજો કટાક્ષ નલદમયંતી રાસમાં—

> પુણ્યશ્લોક નલનૃપકીર્તન, સુણતાં ગણતાં વાધે ધન;
> દૂર હોય કલિકાલકલંક, વશ થાએ અરિ જે હુએ વંક; દા. ૨/૧ (સં. ૧૬૬૫)

આ બન્ને રાસના રચનાકાળમાં ૨૮ વર્ષનું અંતર છે. રૂપકુંવર રાસ લખતાં જ કવિ જાણે છે કે મારા વિરોધિઓ આ રાસની કવિતા જોઈ મારા પ્રત્યે જરૂર બળી ઊઠશે. પણ તેની દરકાર ન કરતાં કવિ પોતે પોતાનો કૃતનિશ્ચય પાર પાડી રાસ પૂર્ણ કરે છે.

એનું પરિણામ એમણે ધાર્યા મુજબ જ આવે છે, અને પોતાને માથે અછાજતાં કલંકોનો વરસાદ વરસે છે. કવિ એ કલંકોને નલદમયંતી કવિતા વડે ધોઈ નાખી આના વાંચવા સાંભળવાથી પોતાને ધન્યવાદ મળવાની આશા રાખે છે અને તેમના વિરોધિ દુશ્મનો ટાઢા પડી તેમને શરણ લાવવા ઇચ્છા કરે છે.

આ વાત શું ઉદયરત્નજીની વાતને અસંભવિત માનવા દોરી શકે છે ખરી?

જો કે કવિ ઋષભદાસે છલકાનો શૃંગાર વર્ણવવાનો પ્રયત્ન કર્યાનો દાખલો નથી, તોપણ અજ્ઞાન સમાજે તેમને પણ છોડયા નથી, જેથી એ વિષે ઋષભદાસે હીરસૂરિરાસમાં સ્પષ્ટ શબ્દોમાં બળાપો કર્યો છે.

આજે પણ 'રૂપકુંવર રાસ'નો વિલાસાનંદનો વિષય કેટલોક શ્રાવકસમુદાય વાંચે તો તરત જ તેઓ એવો શબ્દ બોલી ઉઠશે કે શું સાધુઓ આવું લખી શકે? તેથી અજ્ઞાન સમાજથી થરથર ધ્રૂજતા જૈન કવિઓએ સુડાબહોંતેરી લખતાં પણ પ્રથમ આ વાત કહી છે, અને રચનાનો હેતુ માત્ર બુદ્ધિની કેળવણી અને વિનોદ બતાવ્યાં છે. આમ બધા કવિઓમાં બનતું આવ્યું છે તો ઉદયરત્નજી માટે બને તેમાં આશ્ચર્ય શું? નમૂના તરીકે ઋષભદાસનાં પણ વાક્યો જુઓ.—

રાસ જોડી હુઓ બહુ જન તારૂ, ૧૨
એક કહે ખરો જબાપો, દે ઉપદેશ ચેતે કાઈ આપો? ૧૩
અંગારમર્દક આચારજ હુઓ, અન્ય તારી પોતે બુડતા જુઓ. ૧૪
નંદષેણ ગણિકા ઘરિ જ્યારે, આપ બુડે અને અન્યને તારે; ૧૫
ઋષભ કહે ભલુ પુછ્યું પરમ, બિંદુઆ જેટલો સાધીએ ધરમ, ૧૬
આણંદ શંખને પુષ્કલી જોય, બરાબરી તસ કુણે નવી હોય; ૧૭
ઉદયન બાહડ જાવડ સાય, તેહના પગની રજ ન થવાય; ૧૮
વીર મારગ લહી કાંઈ પુણ્ય કીજે, ઉગતે સુરે જિનનામ સાહી લીજે; ૧૯

અંતે પોતાના નિત્ય ધર્માચરણ અને ભાવનાઓ વર્ણવી શું કહે છે તે જુઓ—

એક પાલું હુ જૈન આચારો, કહેતા સુખ તો હોય અપારો. ૩૮
પણ મુજ મન તણો એહ પ્રણામો. કોએક સુણિ કરે આતમકામો. ૩૯
પુણ્યવિભાગ હુઈ તવ જ્યારે, , ઇસ્યું ઋષભ કવિ આપ વિચારે. ૪૦
પરઉપગાર કાજે કહિ વાત, મનતણો પણ સંદેહ જાત. ૪૧

કવિ કહે છે કે હીરસૂરિજીનો રાસ વાંચી ઘણા માણસો તરશે, ત્યારે તેમના ઉપર એક જણે ટીકા કરી કે પારકાને ઉપદેશ આપો છો, પણ તમે શું કરો છો? પોતે ડૂબનારા અને પારકાને તારનારા તો બહુયે થયા છે. કવિ કહે છે કે ભાઈ તમે સારું જ પૂછ્યું, પણ મોટાઓના પગની રજ તો મારાથી ન થવાય. સુકૃતાનુમોદનાની તો શાસ્ત્રોએ આજ્ઞા આપી છે, તેથી મારાથી જે બને છે તે આ છે. અને એ બધુ જાણીને કદાચ કોઈને શુભ ભાવનાનું નિમત્ત થાય તો તેના પુણ્યનો ભાગ મને મળે. આ કહીને પણ કવિ એક અપવાદથી ભયભીત થાય છે કે આ તો બધુ તમે બહુ મોટા ધર્મી છો એવું દેખાડવા કહેતા હશો. એ આક્ષેપ સામે બચાવ કરવા કવિ કહે છે કે મારા મનનો સંશય ટાળવા અને કોઈની પુણ્યભાવના થાય તો મને પણ લાભ મળે તો સ્વપરના ઉપકારનું નિમિત્ત બને.

આ બધુ આપણને કવિઓ કેટલી સંકડામણ ભોગવી ચૂકયા છે એ શું સ્પષ્ટ નથી કહેતું?

# ભૌગોલિક કોષમાં જણાતી ગંભીર ભૂલ

(લે. પં. લાલચંદ્ર ભગવાન ગાંધી, પ્રાચ્ય વિદ્યા મંદિર-વડોદરા)

ભૌગોલિક કોષ (પ્રાચીન અને મધ્યકાલીન) એ નામનું (પૃ. ૯૬ અપૂર્ણ) પુસ્તક, અમદાવાદ ગુ. વ. સોસાઈટી તરફથી તેના હીરકમહોત્સવગ્રંથમાળાના નં ૧૬ તરીકે સં. ૧૯૯૧માં પ્રગટ થયેલ છે, જેનાપર લેખક તરીકે ડાહ્યાભાઈ પીતામ્બરદાસ દેરાસરી, બેરિસ્ટર–એટ—લો. નું નામ છપાયેલ છે. ત્યાં આ. સે. ના નિવેદનમાં જણાવ્યું છે કે "શ્રીયુત નંદલાલ ડેના મૂળ અંગ્રેજી પુસ્તક પરથી એની વસ્તુ લેવામાં આવેલી છે, અને તેમાં ઘટતે સ્થળે યોગ્ય સુધારા દાખલ કરી લેખકે તેની ઉપયોગિતામાં ઉમેરો કર્યો છે."

ઉપર્યુક્ત પુસ્તકના પૃ. ૫૩માં **कुण्डगाम**નો પરિચય કરાવતાં ભગવાન મહાવીર સંબંધમાં જે ઉલ્લેખ કર્યો છે તે ગંભીર ભૂલવાળો કોઈ ગેરસમજ ફેલાવે તેવો અનિચ્છનીય છે; તે સુધારવાની આવશ્યક્તા છે. તેના આધારભૂત શ્રીયુત નંદલાલ ડે. એમ. એ. બી. એલ. ના અંગ્રેજી પુસ્તક જિઓગ્રાફિકલ ડિક્ષનરી (The Geographical Dictionary of Ancient & Mediaeval India 1927.) ના પૃ. ૧૦૭ માં કુંડગામ સબંધમાં અંગ્રેજીમાં તો આવું કથન છે—

"Mahavira is said to have been conceived at first in the womb of the Brahmani Devananda, but Indra caused the embryo to be transferred to the womb of the Ksatriya Trisala who was also with child, through the agency of his deer-headed general Harineyameshi, who is no doubt the same as Naigamesha or goat-headed god of the Brahmanas."

(Ep. Ind. Vol. II. PP. 316, 317. Kalpa-Sutra in SBE. Vol XXII, p 227.)"

પરંતુ પૂર્વોક્ત પુસ્તકમાં તેનું ભાષાંતર વિચિત્ર રૂપમાં અર્થને બદલે અનર્થ કરનારૂં જે જોવા મળે છે, તે સખેદ અહિં દર્શાવું છું—

"**कुण्डगाम**× × કહેવાય છે કે મહાવીર પ્રથમ દેવનંદા નામની બ્રાહ્મણીના ગર્ભમાં રહ્યા હતા. પણ ઇન્દ્રે એ ગર્ભને કાઢીને ત્રિશલા નામની ક્ષત્રિયાણીના ગર્ભમાં મૂકયો હતો. તે વખત ત્રિશલાને હરણના જેવા માથાવાળા સેનાપતિ હરિણેયમેશીનો ગર્ભ રહ્યો હતો. આ હરિણેયમેશી અને બ્રાહ્મણોના બકરા જેવા માથાવાળો દેવ નૈગમેશ તે એક જ. (એ. ઈ. પુ. ૨, પા. ૩૧૬, ૩૧૭. સે. બુ. ઈ. માં છપાવલુ કલ્પસૂત્ર પુ. ૨૨ પા. ૨૨૭)"

—ભૌગોલિક કોષ (પ્રાચીન અને મધ્યકાલીન), પૃ. ૫૩

—તેમાં લેખકે વિચાર કર્યા વિના ગેરસમજથી કેવું વિચિત્ર ભાષાંતર કર્યું છે, અને બેહુદું ભરી નાખ્યું છે–તે સમજી શકાય તેમ છે. આપણા ભાષાન્તરકારો–સાક્ષરો એ વિચારી જોવા તસ્દી લેશે? જૈનોના કલ્પસૂત્રમાં મહાવીર–જન્મ સંબંધમાં જે ઉલ્લેખ

મળે છે, તે બહુ સુપ્રસિદ્ધ છે. ઋષભદત્ત બ્રાહ્મણને ત્યાં દેવાનંદા બ્રાહ્મણીની કુક્ષિએ ગર્ભરૂપે ઉત્પન્ન થયેલા ૮૨ દિવસના ભગવાન મહાવીરને, સિદ્ધાર્થ રાજાની પત્ની ત્રિશલા ક્ષત્રિયાણીની કુક્ષિમાં પરિવર્તન કરવાનું ઉચિત કર્તવ્ય જિન-ભક્ત ઇંદ્રે પોતાના એક સેવક દેવદ્વારા બજાવ્યું હતું, જેને પ્રા. માં **हरिणेगमेसी**. સં. માં **हरिणैगमेषी** નામથી સૂચવવામાં આવ્યો છે, તેને પ્રા. **पायत्ताणिआहिवई**= **सं पदात्यनीकाधिपति**-દેવેન્દ્રના પાયદળ સેનાના અધિપતિ તરીકે ઓળખાવવામા આવ્યો છે કલ્પસૂત્રની કિરણાવલી વગેરે વ્યાખ્યાઓમાં '**हरे. इन्द्रस्य नैगममादेशमिच्छतीति हरि-नैगमेषी. केचित् तु हरे रिन्द्रस्य सम्बन्धी नैगमेषीनामा देव**' અર્થાત્-ઇંદ્રના આદેશને ઇચ્છનાર અથવા ઇંદ્રનો સંબંધી દેવ જણાવ્યો છે. ભગવતીસૂત્ર વગેરેમા તેને શક્રદૂત તરીકે પણ સૂચવ્યો છે. આચાર્ય શ્રીહેમચંદ્રે ત્રિષષ્ટિશલાકાપુરુષચરિત (પર્વ ૮, સર્ગ ૭, શ્લો. ૧૧-૧૩) માં બીજા પ્રસંગમાં પણ નૈગમેષી દેવનો ઉલ્લેખ કર્યો છે ત્યાં પ્રદ્યુમ્ન જેવા પુત્રને ચાહતી સત્યભામાને પ્રસન્ન કરવા શ્રીકૃષ્ણે આ દેવનુ આરાધન કર્યું હતું, આ દેવે પ્રકટ થઈ હાર આપ્યો હતો, એ હાર ધારણ કરી શ્રીકૃષ્ણનો સમાગમ કરનારી જાંબવતીને સુપુત્ર પ્રાપ્ત થયો હતો

કલ્પસૂત્રનાં કેટલાક સાચિત્ર પુસ્તકોમાં તેને હરણના જેવા મસ્તકવાળો ચીતર્યો છે. ડૉ. બુહ્લરે મથુરાનાં જૈન સ્મારક અવશેષો (Specimens of Jain Sculptures from Mathura.) માં આ દેવના પ્રાચીન ઉત્કીર્ણ શિલ્પ સાથે, અન્યત્ર મળતા સમાન નામવાળા અને કાર્યવાળા નૈગમેશ, નૈગમેય, મેષાનન-અજાનન છાગવક્ત્ર વગેરે નામ સંબંધમાં વિસ્તારથી ચર્ચા કરી છે.

ડૉ. વિન્ટરનિટ્ઝે રૉયલ એસિયાટિક સોસાયટીના જર્નલમા વૉ. ૨૭ પૃ. ૧૪૯-૧૫૫માં સન ૧૮૯૫મા 'નેજમેશ, નૈગમેશ અને નેમેસો' સબંધમા વિસ્તારથી વિવેકથી ચર્ચા કરતાં ઋગ્વેદ+ અને ગૃહ્યસૂત્રોમા આવેલા એ દેવ સંબંધી પ્રાર્થનાનાં સૂક્તો દર્શાવ્યાં છે. તેથી જણાય છે કે પ્રાચીન સમયમાં એ નામનાં દેવનું સ્મરણ ગર્ભાધાનાદિ-પ્રસંગમાં કરવામાં આવતું હતુ. સુપુત્રની પ્રાપ્તિ માટે રક્ષા માટે એ દેવનું આરાધન ઇષ્ટ મનાતું હતું.

---

+ '**नेजमेष ! परापत सुपुत्रः पुनरापत ।**
**अस्यै मे पुत्रकामायै गर्भमाधेहि यः पुमान् ।**

**यथेयं पृथिवी मह्युत्ताना गर्भमादधे ।**
**एवं तं गर्भमाधेहि दशमे मास सूतवे ॥**

**विष्णोः श्रेष्ठेन रूपेणास्यां नार्यां गवीन्याम् ।**
**पुमांसं पुत्रमाधेहि दशमे मासि सूतवे ॥**''

—ઋગ્વેદ, ખિલ ૩૦, ૧ (મેક્ષમુલર દ્વિતીયાવૃત્તિ વૉ. ૪, પૃ. ૫૪૦) વિ. વિ.

# उपदेशतरङ्गिणी के कुछ शब्द

( लेखक—**श्रीयुत मूलराजजी जैन**, एम. ए., एल-एल. बी. )

उपदेशतरङ्गिणी[1] के कर्ता नन्दिरत्नगणि के शिष्य रत्नमन्दिर गणि हैं। इनका समय विक्रम की सोलहवीं शताब्दी है क्योंकि सं. १५१७ में इन्होंने "भोजप्रबन्ध" की रचना की।[2]

यद्यपि उपदेशतरङ्गिणी मूलतया संस्कृत भाषा में है तथापि इसमें प्राकृत, अपभ्रंश, गुजराती, हिंदी के अनेक पद्य उद्धृत किये गये हैं। गद्यभाग में भी बहुत से ऐसे शब्द हैं जो किसी कोष में नहीं मिलते। ये प्रचलित भाषाओंसे लिये गये प्रतीत होते हैं। यहां कुछ शब्दों पर विचार किया जायगा।

रत्नमन्दिर ने अपने समय के अथवा अपने से कुछ पूर्ववर्ती श्रावकों और तीर्थों का उल्लेख किया है। इससे यह पुस्तक न केवल भाषा की दृष्टिसे प्रत्युत इतिहास की दृष्टिसे भी महत्त्वशाली है।

१. खुन्द

एकदा स्तम्भपुरे केऽपि सितपटा झोटिङ्गभट्टेन मलिककबीरदीनपार्श्वे आकारिताः। निम्मङ्गनिरीहत्वेनाऽऽसनादिदानेऽपि भूमावुपविष्टाः। भट्टः कथयति—**खुन्द** ! सितपटाः कर्तारं न मानयन्ति। ( उप० तरं० पृ० ४८)

**खुंद**— यह संस्कृत का शब्द नहीं। इसे झोटिङ्ग भट्ट ( हिन्दू ) अपने स्वामी मलिक कबीरदीन (मुसल्मान) को संबोधन करने में बोलता है। यह फारसी **खावंद**[3] का संक्षिप्त रूप है। खावंद भी खुदावंद[4] का रूपान्तर प्रतीत होता है। जिनप्रभसूरिकृत

---

१. शाह हर्षचंद भूराभाई द्वारा वीर सं. २४३७ में बनारस से प्रकाशित।

२. जातः श्रीगुरुसोमसुन्दरगुरुः श्रीमत्तपागच्छप-
स्तत्पादाम्बुजषट्पदा विजयते श्रीनन्दिरत्नो गणिः।
तच्छिष्योऽस्ति च रत्नमन्दिरगणिर्भोजप्रबन्धो नव-
स्तेनाऽसौ मुनिभूमिभूतशशभृत्संवत्सरे निर्मितः॥
( उप० तरं०, प्रस्तावना पृ. १)

३. खावंद—A master; superior. F. Steingass' Persian English Dictionary. London 1930.

४. खुदावंद—A king, prince; a lord, master, तत्रैव.

ऋषभस्तवन[५] में और विक्रमसिंहरचित पारसी भाषानुशासन[६] में फा० ष्वांद (ख्वांद) का अर्थ स्वामी किया है। ख्वांद और खुंद दोनों खावंद के संक्षिप्त या भ्रष्ट रूप हैं।

## २. श्रीकरी

धारापद्रनगरे लघुकाश्मीराभिधाने पश्चिममण्डलीकबिरुदः श्रीश्रीमालज्ञातीयः सं० आभूः। यस्य यात्रायां सप्तशतदेवालयाः, एकसहस्रपञ्चशतदशोत्तर जिनबिम्बानि; ४ सहस्रशकटानि, पञ्चसहस्राणि तुरंगमाणां, २२ शतोष्ट्राः, ९० सुखासनानि, ९९ **श्रीकर्यः**, ७ प्रपाः, ४२ जलवाबलीवर्दाः.... (उप० तरं०, पृ० २४५)

द्विसहस्रश्वेताम्बर तपोधनाः, ११ शतदिगम्बराः, १९ शत**श्रीकर्यः**, ४ सहस्रतुरंगमाः, द्विसहस्रोष्ट्राः... (उप० तरं०, पृ० २४७)

यहां श्रीकरी डोली या पालकी जैसा कोई वाहन प्रतीत होता है। यह शब्द MW[७] में नहीं मिला। विक्रमसिंह के पारसी भाषानुशासन में 'छत्रु नाऊमी' का पर्याय 'सीकरी' दिया है[८] जो श्रीकरी का रूपान्तर दिखाई देता है। कदाचित् सीकरी देशी शब्द हो जिस को संस्कृत रूप देने के लिये श्रीकरी बना दिया।

उपदेशतरङ्गिणी में सीकरी शब्द भी आता है—वांकावीरपधारणहार **सीकरी**—घोरंधार (उप० तरं०, पृ० ५३), पर यहां सीकरी का अर्थ निश्चित नहीं हो सका।

## ३. जोत्कार

तत्प्रतिबोधनोपकारकरणार्थं दूरदेशान्तरस्थभागिनेयरूपं कृत्वा तद्गृहं गतः। मातुलान्या जोत्कारः कृतः। पृष्टं—मातुलः क्वास्ति। (उप० तरं०, पृ० २०१)

प्रसंग से स्पष्ट प्रतीत होता है कि यहां जोत्कार का अर्थ प्रणाम है। परंतु यह संस्कृत का शब्द नहीं प्रत्युत प्राकृत जोक्कार को संस्कृत रूप दिया गया है जिससे गु० जुहार शब्द बना है। इसकी व्युत्पत्ति पर विस्तृत विचार हो चुका है।[९] कदाचित् इसका संबन्ध हिंदी जी, जीउ, जू (सं० जीव) से हो—जैसे—रामजी, कृष्णजीउ, हरिजू। इस दशामें जोत्कार के ओ का समाधान हो जाता है। अथवा यह शब्द झुक—जूख—से बना हो क्योंकि प्रणाम भी झुकने को ही कहते हैं।

---

५. जैन साहित्य संशोधक, पूना, खंड ३, पृ. २१–५९।

६. ओरियंटल कालेज मेगजीन, लाहौर। फर्वरी १९४६। पृ० २३, श्लो० २१

७. Monier Monier-Williams: Sanskrit-English Dictionary. Oxford, 1899.

८. फुटनोट ६; पृ. ५, श्लो० ३८।

९. जैन सत्य प्रकाश, व. ९, अं. ७, क्रमांक १०३, पृ. ३५१–४।

## સમગ્ર આગમો લખાવનારા

# બે સંઘવી ભાઈઓની પ્રશસ્તિ

### સં૦—શ્રીયુત પં. અંબાલાલ પ્રેમચંદ શાહ, મુંબઈ

ભગવાન્ મહાવીરસ્વામી પછી લગભગ ૧૦૦૦ વર્ષે જૈન સિદ્ધાંતગ્રંથો વ્યવસ્થિત રીતે ગ્રંથારૂઢ થયા. ત્યાં સુધી જૈન શ્રમણો એ ગ્રંથોને મુખ્યતઃ કંઠાગ્ર રાખતા. પણ ઉપરાઉપરી પડતા દુષ્કાળો અને પરદેશીઓના આક્રમણથી થતી ઉથલપાથલો—રાજ્યક્રાંતિઓથી એ ગ્રંથોને સ્મરણમાં રાખવાનું અને પરિષદરૂપે એકત્ર મળવું કે ગણ—સમુદાયમાંથી વિખૂટા પડતાં ધાર્યા મુજબ એકઠા થવું દુષ્કર બનવા લાગ્યું. આથી સિદ્ધાંતગ્રંથોનું શૃંખલાબદ્ધ યથાસ્થિત સ્મરણ પણ વિસરાવા લાગ્યું, ત્યારે શ્રી દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણે તત્કાલીન પરિસ્થિતિને ધ્યાનમાં લઈ વલભીપુરમાં શ્રમણસંઘને એકઠો કર્યો અને સિદ્ધાંતગ્રંથો લખવાની પરિપાટી શરૂ કરી. એ પછી તો લેખનકળાનો પ્રવાહ સહસ્રમુખે વિસ્તાર પામ્યો. આમ જે લેખનકળાનો નવો પુણ્ય—ઉદ્યોગ ફાલ્યો ફૂલ્યો તેમાં લેખનકળાનાં સાધનો, લેખકો, સંશોધકો, લખાવનારા દાનવીરો અને એને માટેનાં મોટા મોટા ભાંડાગારો પણ ભિન્ન ભિન્ન નગર અને ગામોમાં વધવા લાગ્યાં. યદ્યપિ દેવર્દ્ધિગણિ ક્ષમાશ્રમણના સમયમાં લખાયેલા ગ્રંથોમાંનો એક પણ ગ્રંથ કોઈ પણ ભંડારમાંથી આપણને પ્રાપ્ત થઈ શક્યો નથી, પણ તેની પરંપરાપ્રાપ્ત નકલો આજે આપણને ઉપલબ્ધ થાય છે.

લેખનપરંપરાનો વ્યવસાય તાડપત્ર ઉપરથી કાગળ ઉપર આવ્યો અને છાપખાનાંઓ થયાં ત્યાં સુધી ઉત્તરોત્તર વધતો જ ગયો. આજે જુદાં જુદાં નગરોના જ્ઞાનભંડારોમાં હજારો પ્રતિઓ એને જ પરિણામે સંગ્રહાઈ રહી છે. કેટલાક ભંડારો તો મુસ્લીમ આક્રમણમાં નષ્ટભ્રષ્ટ બન્યા અને તેમાં આપણાં મહામૂલાં રત્નો સમા કેટલાયે ગ્રંથો, જેમાંના કટલાકનાં નામો આપણને કેટલીક ટિપ્પણીઓમાંથી મળે છે, તે ભસ્મસાત્ થઈ ગયા, છતાં આજે જે ગ્રંથો સચવાઈ રહ્યા છે તે ભારતીય ઇતિહાસના ઉજ્જવળ સીમાચિહ્નો રૂપે ભાત પાડી રહ્યા છે; એટલું જ નહિ એની સાધન—સામગ્રી બની રહ્યા છે. અને જૈન સંસ્કૃતિની તો જીવનોપયોગી જ્ઞાનવિજ્ઞાનની સાધનસંપત્તિ એમાં જ સંગ્રહયેલી પડી છે.

આ ગ્રંથલેખનની આંતર વ્યવસ્થા જેમ જૈન શ્રમણોએ કરવા માંડી તેમ બાહ્ય વ્યવસ્થાને દાનવીર શ્રાવકોએ પૈસા આપી સમૃદ્ધ બનાવી. આ આંતર અને બાહ્ય વ્યવસ્થા કરનારાઓનાં નામો જાણવાનું એકમાત્ર સાધન એ ગ્રંથોની અંતે કેટલીક ગદ્ય—પદ્ય પ્રશસ્તિ—નોંધોમાં મળી આવે છે. આવી એક વિસ્તૃત પ્રશસ્તિ નીચે આપવામાં આવે છે; જેમાં **ખીમસિંહ** અને **સહસા** નામના બે સંઘવી ભાઈઓએ સં. ૧૫૩૮માં સમગ્ર આગમગ્રંથો લખાવ્યાની નોંધ તેમ જ તેમણે કરેલાં બીજાં સુકૃતોની સૂચિ પણ જાણવા મળે છે. અને તે લખાતા ગ્રંથોની આંતર વ્યવસ્થા કરનારા શ્રી સોમજય મુનિ અને વિજયમંદિર ગણિનાં નામો પણ એમાં જોડાયેલાં મળી આવે છે. આ પ્રશસ્તિ અમદાવાદના 'ડેલા' ના ભંડારમાં **व्यवहारसूत्रटीका** અને **व्यवहारचूर्णि**ના અંતે આપેલી જોવાય છે.

## ॥ प्रशस्ति ॥

अस्ति स्वस्तिपदं श्रीगूर्जरमण्डलमखण्डलक्ष्मीकम् ।
तत्राणहिल्लपाटकपुरं पुरन्दरपुरमिवाऽऽढ्यम् ॥ १ ॥

आसीत् तत्र निवासी पुण्याभ्यासी च जिनमतोद्भासी ।
प्राग्वाटबृहच्छाखामुकुटश्रीः श्रेष्ठिछाडाकः ॥ २ ॥

काबाह्वयस्तत्तनुभूरनुभूतागण्यपुण्यनैपुण्यः ।
पत्नी फदूरदूषितमतिगतिर्यतिभक्तिभृत् तस्य ॥ ३ ॥

अनयोस्तनयौ सनयौचित्यादिमादरौ विदुरौ ।
सदयौ सादा-राजडनामानौ प्रथितमहिमानौ ॥ ४ ॥

ललतूर्ललना सादाभिधस्य देवाह्वयश्च तनुजन्मा ।
गोमतिरतिदानमतिर्युवतिः श्रीराजडस्य पुनः ॥ ५ ॥

सत्कुलकमलविकाशन-जिनशासनगगनभासनदिनेशौ ।
श्रीभीमसिंह-सहसासंघाधिपपुङ्गवौ जयतः ॥ ६ ॥

धन्याद्यस्य घनाईगृहिणी स्पृहणीयगुणगणा प्रगुणा ।
पुत्रौ देना-नोनासंज्ञौ विज्ञौ स्फुरत्प्रज्ञौ ॥ ७ ॥

वारू सारूप्यधरा प्रियाः प्रियाऽन्यस्य धीर (रे) यौ ।
तनयौ समधर-ईसरसंज्ञौ दुहिता मच्छाईश्च ॥ ८ ॥

अथ कनकाईलोलीविडवूर्जाबोणरित क्रमात् वध्वः ।
पुत्राश्च सोनपालाऽमीपालौ पूनपाल-हेमराज-धरणाद्यौ (द्याः) ॥ ९ ॥

पूरोर्जासूर्बासू इत्यभिधानाः प्रधानधीनिधयः ।
अनयोश्च विश्वसाराः स्वसारः पूता गुणोपेताः ॥ १० ॥

पितृविहितातुच्छोत्सवमभङ्गवैराग्यरङ्गसंगेन ।
पूरो पुनरुरीकृतदीक्षा श्रीसाधुलब्धिरिति नाम्नी ॥ ११ ॥

यौ सारपरीवारौ धर्माधारौ सदाचारौ ।
सविशुद्धव्यवहारौ सविचारौ भृशमुदारौ च ॥ १२ ॥

जयचन्द्रमुनीन्द्रैः स्थापितवन्तौ प्रवर्त्तनीपदवीम् ।
तां श्रीसंघदुकूलादि-कमडिदानादिमहपूर्वम् ॥ १३ ॥

श्रीमच्चम्पकनेरपावकगिरौ प्रात्तुङ्गशृङ्गेऽर्हत् (त)-
चैत्यं तत्र च बिम्बमार्हतमतिप्रौढं प्रतिष्ठां तथा ।
तस्योच्चैर्मुनिदृग्-शर-क्षिति (१५२७) मिति (ते) वर्षे सहर्षोत्सवं
पौषस्यासितपञ्चमीसुदिवसे यौ कारयाञ्चक्रतुः ॥ १४ ॥

सोत्कर्षं शिखि-शम्भु-नेत्रविषय-क्ष्मा(१५३३)संख्यवर्षे सदा-
प्यन्नावारितदानमानविधिभिः श्रीसंघसम्माननैः ।
सुक्षेत्रार्थनिवेशनैर्जिनमतं प्रोद्भासयन्तौ च यौ
श्रीशत्रुंजय-रैवतादिषु महायात्रोत्सवं चक्रतुः ॥ १५ ॥
तौ श्रीधर्मधुरन्धरौ विधुरतां संप्रापयन्तौ सदा
सत्रागारविधानदीनजनताऽऽधारप्रदानैः कलिम् ।
श्रीसाधर्मिकभक्तियुक्तिसुकृतामक्तिप्रसक्तौ निजं
नाम क्ष्मावधिनैकपुण्यकरणैः संस्थापयन्तौ ध्रुवम् ॥१६॥
सम्यग्दर्शनमोदकान्जनमनो नासदृशं मोदका-
श्चक्राणौ प्रचुरांस्तथा गुरुतरान् सदरूप्यटङ्कोदरान् ।
कुर्वाणौ प्रतिमाप्रतिष्ठितिपदप्रौढप्रवेशोत्सवा-
स्तीर्थोद्धारपरोपकारगुरुसत्कारप्रकारादिव ॥ १७ ॥
साधु परिधापयन्तौ गच्छमतुच्छं विशेषवेषगणैः ।
सममखिलमवनिमण्डलमपि यशसा वाससा महसा ॥ १८ ॥
प्राप्तप्रौढितपोगणप्रगुणिताऽत्योन्नत्यनित्यश्रिया
श्रीसूरीश्वरसोमसुन्दरगुरुप्रष्ठाः प्रतिष्ठास्पदम् ।
सूरिश्रीमुनिसुन्दराह्वगणभृत् श्रीचन्द्रगच्छोर्मिभृ-
च्चन्द्रश्रीजयचन्द्रसूरिगुरवस्तत्पट्टविद्योतन· (ना·) ॥१९॥
तत्पट्टे गुरुरत्नशेखरवरस्तेषां च पट्टेऽधुना
लक्ष्मीसागरसूरयो विजयिनः सौभाग्यभाग्यान्विता· ।
श्रीमान् ( मत् ) सोमजयाह्वयाश्च गणभृत्कोटीषु कोटीरता-
भाजस्तत्परिवारसारमपरेऽनूचानपादा इह ॥ २० ॥
तेषां धर्म्मरसोर्मिनिर्मितगिरं श्रुत्वा सकर्णाबुभौ
चित्कोशे द्रविणैर्जिनोक्तसमयांस्तैर्लेखयन्ताविमाम् ।
वर्षेऽलीलिखतां वसु-त्रि-शर-भू (१५३८) संख्ये प्रतिं प्रीतिदां
श्रीसंघाधिपभीमसिंह-सहसासंज्ञौ [व] दान्याविह ॥ २१ ॥
एतांस्तु नव्यलिखितान् श्रीमत्सूरीन्द्रसोमजयगुरवः ।
शोधनविधिना ग्रन्थान् समान् समीचीनतां निन्युः ॥२२॥
एतल्लेखनविषयोपक्रममसमं व्यधुर्धुतालस्याः ।
चित्कोशसर्वचिन्ता विविधा विजयमन्दिरगणीन्द्राः ॥२३॥

श्रीखीमसिंह-सहसासंघपतिभ्यामुदारचरिताभ्याम् ।
लेखित एष विशेषाक्षरैरशेषोऽपि जिनसमयः ॥ २४ ॥

प्रतिदिनमवहितमनसा मुनिजननिवहेन वाच्यमान इह ।
विबुधैश्च शोध्यमान सर्वजनानन्दकृन्नन्द्यात् ॥ २५ ॥

॥ इति प्रशस्तिकाव्यानि ॥

सं. १५३८ वर्षे पत्तनवास्तव्य सं. खीमसिंह—सं. सहमाभ्यां पु० समधर—देवदत्त-नोता, ईसरसुत हेमराज—सोनपाल—धरणा—अमीपाल—पूनपाल—आसपालप्रमुख-कुटुम्बयुताभ्यां लिखितमिदं पुस्तकम् । आचन्द्रार्कं नन्दतात् । शुभं भवतु । विश्वनाथ-लिखितम् । लेखक-पाठकयोः शुभं भवतु । कल्याणमस्तु ।

## વંશવૃક્ષ




## ભાવાર્થ

ગૂર્જર મંડલમાં અણહિલપુર પાટણ નામે નગર છે. ત્યાં પુન્યશાળી જિનમતાનુ-યાયી પ્રાગ્વાટ બૃહત્ શાખામાં શિરોમણિ છાડાક નામે શ્રેષ્ઠી વસતો હતો. તેને કાબા નામે પુત્ર હતો. તેને સરળ હૃદયા ને સાધુભક્ત કદૂ નામે પત્ની હતી. તેમને સાદા અને રાજડ નામે બુદ્ધિશાળી પુત્રો હતા. તેમાં સાદાની પત્નીનું નામ લલતૂ હતું. તેનાથી દેવા નામે પુત્ર થયો અને રાજડને દાનશીલા ગોમતી નામે પત્ની હતી. તેમને ખીમસિંહ અને સહસા નામે સંઘવીઓમાં શિરોમણિ બે પુત્રો હતા. ખીમસિંહને ધનાઈ નામે ગુણશાલિની ° હતી. તેમને દેતા અને નોતા નામે બુદ્ધિશાળી પુત્રો હતા. સહસાને વારૂ નામે પત્ની

હતી અને તેને સમધર અને ઈસિર નામે બે પુત્રો અને મલ્હાઈ નામે પુત્રી હતી. દેતાને કનકાઈ, નોતાને લાલી, સમધરને વડધૂ અને ઈસિરને જીવિણી નામે પત્નીઓ હતી. દેતાને સોનપાલ અને અમીપાલ નામે પુત્રો હતા. અને નોતાને પૂનપાળ, સમધરને હેમરાજ અને ઈસિરને ધરણા નામે પુત્રો હતા. સોનપાલ અને અમીપાલને પૂરી, જાસૂ, બાસૂ નામે બહેનો હતી. (૧-૧૦) પિતાએ મોટો ઉત્સવ કરવાથી જેનો વૈરાગ્યરંગ અભંગ છે તે પૂરી નામે પુત્રીએ દીક્ષા લઈ સાધુલબ્ધિ નામ ધારણ કર્યું. શ્રેષ્ઠ પરિવાર વાળા, ધર્મના આધાર, સદાચારી, વિચારશીલ અને અતિ ઉદાર તે ખીમસિંહ અને સહસા નામના બંને ભાઈઓએ સંઘને દુકૂલ-રેશમી વસ્ત્ર અને કાંબળીના દાનપૂર્વક મોટો ઉત્સવ કરી શ્રી જયચંદ્ર મુનીન્દ્ર દ્વારા પ્રવર્ત્તની પદવીમાં સ્થાપિત કરી. (૧૧-૧૩)

ચાંપાનેર—પાવાગઢના ઉત્તુંગ શિખર પર અરિહંત ભગવાનનું ચૈત્ય અને તેમાં તેમણે ભગવાનની અત્યંત પ્રૌઢ પ્રતિમાની પ્રતિષ્ઠા મોટા ઉત્સપૂર્વક સંવત્ ૧૫૨૭ ના પોષ વદિ પાંચમના દિવસે કરાવી. (૧૪) સંવત્ ૧૫૩૩માં સારા ક્ષેત્રોમાં માનપૂર્વક મોટી સત્રશાળાઓ ખોલાવી જિનમતને શોભાવતા તે બંને ભાઈઓએ શત્રુંજય અને રૈવત-ગિરનારની મોટી યાત્રાઓનો ઉત્સવ કર્યો. (૧૫)

તે બંને ધર્મધુરંધર બંધુઓ સત્રાગારો બનાવીને તેમ જ ગરીબ મનુષ્યોને આધાર આપવા વડે કલિને પણ વિધુર બનાવતા હતા. તેમણે સાધર્મિકભક્તિ અને પુણ્યકાર્યમાં ચિત્ત લગાડીને અનેક પુણ્યકાર્યો કરવાથી પૃથ્વી રહે ત્યાં સુધી પોતાનું નામ ધ્રુવ-અમર કર્યું. તેમણે મનુષ્યોના મનને રુચે તેવા ઘણા, અત્યંત મોટા અને રૂપાના ટંકા યુક્ત લાડવાઓ સરખા સમ્યગ્દર્શનરૂપ લાડવાઓ બનાવ્યા, અને તીર્થોદ્ધાર, પરોપકાર અને ગુરુમહારાજના સત્કાર પ્રકાર વડે જાણે પ્રતિમાઓની પ્રતિષ્ઠા, પદવીપ્રદાન અને પ્રવેશોત્સવો પણ કરાવ્યા. વિશિષ્ટ પ્રકારના વેષ-વસ્ત્ર સમૂહ વડે શ્રેષ્ઠ ગચ્છને સારી રીતે આચ્છાદિત કરતા તે બંનેએ વસ્ત્રની સાથે જ સમગ્ર પૃથ્વીમંડળને યશવડે જલદીથી જ વ્યાપ્ત કરી દીધી. (૧૬-૧૮)

પ્રૌઢતાને પ્રાપ્ત કરનારા તપાગણમાં ઉન્નતિ અને નિત્ય લક્ષ્મીને વધારનારા શ્રેષ્ઠ ગુરુ શ્રી સોમસુંદરસૂરિ જેઓ પ્રતિષ્ઠાના સ્થાન રૂપ છે તેમના ગણધર સમા મુનિસુંદરસૂરિ અને ચંદ્રગચ્છરૂપ સમુદ્રમાં ચંદ્ર સમા શ્રી જયચંદ્રસૂરિ ગુરુ તેમની પાટને શોભાવે છે. તેમના ગુરુ શ્રી રત્નશેખરસૂરિ અને હાલ તેમની પાટે સૌભાગ્યશાળી શ્રી લક્ષ્મીસાગરસૂરિ જય પામે છે. તેમના ગણધરોમા પણ શ્રેષ્ઠ સોમજય ગુરુ છે. તેમને પણ મોટો પરિવાર છે અને બીજા પણ શ્રેષ્ઠ સાધુઓ અહીં છે. (૧૯-૨૦)

તે ગુરુઓની ધર્મરસથી રસાયેલી વાણી સાંભળીને આ બંને ભાઈઓએ ચિત્કોશ-જ્ઞાનભંડાર માટે શ્રીજિનેશ્વર પ્રભુના સિદ્ધાંતોને પૈસા આપી લખાવવા માંડ્યા. સંવત્ ૧૫૩૮માં દાનવીર સંઘવી શ્રી ખીમસિંહ અને સહસાએ અહલાદ ઉપજાવે તેવી પ્રતિઓ લખાવી. ૨૧ આ નવીન લખાયેલા ગ્રંથોને શ્રી સોમજય ગુરુએ સંશોધનવડે શુદ્ધ બનાવ્યા. આ લેખન વિષયની શરૂઆત શ્રી વિજયમંદિરગણિએ આલસ છોડીને કરી અને ચિત્કોશની સમગ્ર ચિંતા તેમણે જ રાખી. (૨૨-૨૩)

ઉદારચરિત સંઘપતિ શ્રી ખીમસિંહ અને સહસાએ જિનેશ્વર ભગવાનના સમગ્ર સિદ્ધાંતગ્રંથો વિશિષ્ટ અક્ષરોથી લખાવ્યા. પ્રતિદિન સાવધાન ચિત્તથી મુનિગણ વડે વંચાતો અને વિદ્વાનોથી શોધાતો (આ સિદ્ધાંત) સર્વ મનુષ્યને આનંદ કરનાર થાઓ !

# निर्भ्रान्त तत्त्वालोक

[ दान-शील-तप-भावनादिधार्मिक विशिष्टव्याख्यानरूपो निबन्धः ]

प्रणेता-पूज्य मुनिमहाराज श्रीवल्लभविजयजी.

[ क्रमांक-१२७ से क्रमशः ]

काक (कौआ) में गहेरा कालापन है और हंस में स्वभाव से ही उजलापन है, दोनों की गंभीरता में बहुत कुछ अंतर है और दोनोंकी बोलीमें बडा भारी अन्तर है, फिर भी जहां यह विचार किया जाय कि कौन काक है और कौन हंस है, हे मित्र, उस देशको नमस्कार है।

पहेले कहा जा चुका है कि धर्म सर्वोत्कृष्ट मंगल है अर्थात् मोक्षसाधक है और वह अहिंसारूप है, संयमरूप है और तपःस्वरूप है; यह दशवैकालिक सूत्र में कहा गया है, इसी तरह भगवानने धर्मके विशेष लक्षणको उत्तराध्ययन सूत्र में भी कहा है कि—ज्ञान, दर्शन, चारित्र और तप ये मोक्ष के मार्ग हैं, अर्थात् धर्म है। उत्तराध्ययनका मूल पाठ इस तरह है—

**नाणं च दंसणं चेव चरित्तं च तवो तहा।**
**एसमग्गुति पन्नत्तो जिणेहिं वरदंसिहिं ॥**

—उत्तराध्ययन सूत्र, अ० २८, गा. २

यहां ज्ञान, दर्शन, चारित्र और तप को मोक्षमार्ग कहा है अर्थात् धर्म कहा है। धर्मका यह लक्षण भी पूर्वोक्त ज्ञान, दर्शन, चारित्र अथवा श्रुत और चारित्र के अनुकूल ही है, क्योंकि तप चारित्र का ही भेद है, किन्तु कर्मोंके क्षय करने में तप का स्थान सब से ऊंचा है, अर्थात् प्रधान है यह जनाने के लिए ही इस गाथामें चारित्र से पृथक् तप को कहा है। टीकाकारने भी इसी तरह लिखा है कि—

**इह च चारित्रभेदत्वेऽपि तपसः पृथगुपादानं अस्यैव क्षपणं प्रति असाधारणहेतुत्वमुपदर्शयितुम् ॥**

अतः सिद्ध हुआ कि सम्यग्ज्ञान, सम्यग्दर्शन और सम्यक्चारित्र ही वीतरागकी आज्ञा (धर्म) है अथवा संक्षेप से ये ही श्रुत और चारित्र के नामसे कहे जाते हैं, इससे भिन्न अल्पज्ञकल्पित संवर-निर्जरा रूप लक्षण व्यभिचरित होनेसे वास्तविक लक्षण नहीं है।

धर्मका विषय अति गहन है, शास्त्रकारोंने अपने अपने यथाबुद्धिबलोदयसे धर्मका लक्षण अनेक प्रकारसे किया है, किन्तु धर्मके सभी लक्षणोंका समन्वय सम्यग्दर्शनज्ञानचारित्र में हो जाता है। यह दूसरी बात है कि किसीने धर्म के लक्षण में विशेष कुशलता दर्शाने के लिये लघुता ग्रहण की और किसीने शब्दाडम्बर को ही पसन्द किया; किन्तु धर्मके वास्तविक

लक्षण के लक्ष्य में आकर जिस किसी कलाकुशल विद्वानने जो कुछ अल्प या अधिकरूपसे धर्मका लक्षण किया है वे सभी लक्षण सम्यग्दर्शन सम्यग्ज्ञान और सम्यक्चारित्ररूप धर्मके लक्षणों में घटित हो जाते हैं। धर्मप्रेमी जिज्ञासु पाठकों के मनोविनोदार्थ यहां भिन्न भिन्न शास्त्रकारोंके कहे हुए धर्मलक्षण का भी कुछ दिग्दर्शन काराया जाता है।

शब्दको प्रधान मानने वाले वैयाकरणलोग धृञ्=धारणार्थक धातु से "धर्म" शब्दकी सिद्धिको बतलाते हैं। अर्थात् वैयाकरणोंके मत में धृञ्=धातु धारण अर्थ में है, उस धृञ्-धातु से 'उणादि' मन् प्रत्यय करनेसे 'धर्म' शब्द बनता है। फिर 'धरति लोकान् ध्रियते वा लोकैरितिधर्मः' अर्थात् जो लोगोंको धारण करता है अथवा जो लोगोंके द्वारा धारण किया जाता है उसे धर्म कहते है। इस तरह वैयाकरणलोग धर्म शब्दकी व्युत्पत्ति करके धर्मका लक्षण करते है। वैयाकरणोंके अनुगामी कोशकारोंने भी धृञ् धातु के प्रसिद्ध अनेक अर्थको ग्रहण करके धर्मके पर्याय अपने अपने निबन्धों में लिखे है, जैसे—अमरकोशमें लिखा है। कि—

"धर्मः पुण्ययमन्यायस्वभावाचारसोमपाः"—(अमरसिंह)

अर्थात् पुण्य, यम, न्याय, स्वभाव, आचार और सोमप ये छः पर्याय धर्म के हैं, ये सभी पर्याय धर्म के विशिष्ट अर्थ के द्योतक हैं। पुण्य, यम, न्याय, स्वभाव और आचार ये पांचों तो अत्यन्त प्रसिद्ध हैं और सोमपका भी नाम धर्म ही है, क्योंकि अमृतको उत्पन्न करनेवाला नाम कहलाता है, सोमका अधिकतर प्रयोग चन्द्रमा में हो किया जाता है। चन्द्रमा मे अमृतका भाग अधिक है, चन्द्रकिरणोंसे जीवनदायिनी औषधियोंकी पुष्टि होती है, इसी लिये चन्द्रमा का नाम अमृतदीधिति अमृतकिरण सुधादीधिति औषधीश आदि है। उन्हीं नामों में चन्द्रमाका सोम नाम भी सार्थक है और उस सोम (अमृतोत्पादक) जैसी वस्तुका जो पालन या रक्षण करता है उसका नाम सोमप है, इसी लिये धर्मका नाम सोमप भी रखा गया है, इसी तरह विश्व और मेदिनी कोश में भी धर्मका पर्याय लिखा हुआ है, जैसे—

"धर्मोऽस्त्री पुण्य आचारे स्वभावोपमयोः क्रतौ।
अहिंसोपनिषन्न्याये ना धनुर्यमसोमपे॥

अर्थात् पुण्य, आचार, स्वभाव, उपमा, क्रतु, अहिंसा, उपनिषद्, न्याय, धनुः, यम और सोमप ये ११ धर्मके पर्याय हैं, वैयाकरण और कोशकारों की उक्तियोंका पर्यालोचन करनेसे भी सम्यग् ज्ञान दर्शन चारित्र ही धर्मका लक्षण होता है।

दर्शनशास्त्रकारोंने भी यथामति भिन्न भिन्न भाषाशैलीसे धर्मका लक्षण किया है, किन्तु सभी दार्शनिकों के यथाकथित धर्मलक्षण सम्यग्दृष्टिज्ञानचारित्रके अन्तर्गत हो जाते हैं। जैसे—कर्मप्रधानवादी मीमांसकों ने 'नोदनालक्षणो धर्मः' ऐसा धर्म का लक्षण किया है,

इन के अभिप्राय में 'नुद' धातु प्रेरणा अर्थ में हैं, उससे नोदना शब्दकी सिद्धि होती है अतः प्रेरणालक्षणात्मक ही धर्म है यह मीमांसकों का मन्तव्य है। इस प्रेरणालक्षणात्मक धर्म के उपर जैमिनि का सुन्दर लम्बाचोडा 'पूर्वमीमांसासूत्र' है, मीमासाशास्त्र के अधिक जिज्ञासुको 'शाबरभाष्यसहित' जैमिनीयसूत्र (पूर्वमीमांसा) देखना चाहिये। हां तो मीमांसाशास्त्रकारों की राय में भी प्रेरणालक्षणात्मक ही धर्म है, किन्तु मीमांसा के 'नोदनालक्षणो धर्मः' इस प्रथम सूत्र के आदिम तीन अक्षरों के ही गंभीर अर्थपर विचार करें तो कहना पडेगा कि मीमांसा के धर्मलक्षण भी सम्यग्ज्ञान-दर्शन-चारित्र रूप धर्मलक्षण के अन्तर्गत है। क्योंकि विना सम्यग्ज्ञान सम्यग्दर्शन और सम्यक्चारित्रके प्रेरणा सार्थक नहीं हो सकती अथवा यों कहिये कि विना सम्यग्ज्ञान दर्शनचारित्र के सच्ची प्रेरणा का अभाव ही रहता है अतः मीमांसकों के प्रतिपादित धर्मका लक्षण भी सम्यग्ज्ञानदर्शनचारित्ररूप धर्म के लक्षण के अन्तर्गत ही है।

तर्कवादी न्यायशास्त्रकारों ने विशेष रूप से हितकारक क्रियाकलाप को धर्म कहा है, किन्तु कोई भी क्रियाकलाप विशेषरूप से हितकारक नहीं हो सकता है जब उसको अच्छी तरह जान लिया जाय, देख लिया और अच्छी तरह किया जाय। अतः तर्कवादियोंके द्वारा निरूपित 'विहितक्रियाजन्यो धर्मः' अथवा 'ज्ञान विहित क्रियाजन्यो धर्मः' यह धर्म का लक्षण भी सम्यग्ज्ञानदर्शनचारित्र रूप धर्मलक्षण के अन्तर्गत ही हो जाता है। इसी तरह कोई कोई आत्मानुकूल अर्थ (प्रयोजन)को ही धर्म मानते है। इनके मन्तव्य में आत्मा के अनुकूल जितने प्रयोजन हैं वे सभी धर्म है। धर्ममर्म और कवियोंने भी इस बातकी पुष्टि की है जैसे—

> "श्रूयतां धर्मसर्वस्वं श्रुत्वा चैवावधार्यताम्।
> आत्मनः प्रतिकूलानि परेषां न समाचरेत्" ॥

अर्थात् धर्मका सर्वस्व (सबकुछ, लक्षण या स्वरूप)को सुनो और सुनकर हृदय मेरक्खो, धर्म का सर्वस्व क्या है उसको पद्यके उत्तरार्ध से उत्तर करते हैं कि अपनी प्रतिकूल (विपरीत) जो बात हो वह दूसरों के लिये नहीं आचरण करनी चाहिये यानी अपनी (आत्मा की) अनुकूल बात को ही दूसरों के लिये भी आचरण करनी चाहिये, यही धर्म है अर्थात् आत्मानुकूलसिद्धि अर्थ (प्रयोजन) ही धर्म है, यही धर्म का सर्वस्व है, धर्म का स्वरूप है। यह उपर्युक्त श्लोकका सारांश है। अब आत्मानुकूल प्रयोजन ही धर्म जिन धर्मशास्त्रकारों के मत में है उनका भी धर्मलक्षण का सिद्धान्त सम्यग्ज्ञानदर्शनचारित्ररूप धर्मलक्षणके अन्तर्गत हो जाता है, क्योंकि— विना सम्यग् ज्ञान सम्यग् दर्शन और सम्यक् चारित्रके कोई भी प्रयोजन आत्मा के अनुकूल नहीं हो सकता है। अतः इससे भी यही सिद्ध हुआ सम्यग्ज्ञानदर्शनचारित्ररूप ही धर्म है। इसी तरह अन्य दर्शनकारों के यथाकथित धर्मलक्षण सम्यग्ज्ञान सम्यग्दर्शन और सम्यक्चारित्र के ही अन्तर्गत हो जाते है, तुलना और समन्वय करनेके लिये बुद्धि में क्षमता प्रतिभा

गंभीरता और निःपक्षपातता भी चाहिये। अतः सिद्ध हो गया कि सम्यग्ज्ञान, सम्यग्दर्शन और सम्यक्चारित्र सर्वोत्कृष्ट धर्म-लक्षण है।

धर्म की व्याख्या अत्यन्त विशाल, गंभीर और बडे बडे प्रसिद्ध शास्त्रोंमें वर्णित है।

धर्म की प्रतिकूलता से लोगों का भाग्य भी प्रतिकूल हो जाता है और धर्म की अनुकूलता से प्रतिकूलता भी अनुकूलता में परिणत हो जाती है। संक्षेप में यों कहें कि विश्वकी समस्त वस्तु धर्मके आधार पर स्थिर है तो भी कुछ अत्युक्ति नहीं होगी।

कितने लोगोंने तो धर्मकी अनेक रीतिसे व्याख्या करते करते धर्मके महत्त्वको पार न पाकर अन्त में 'विश्वं धर्मे प्रतिष्ठितम्' अर्थात् 'जो कुछ है सब धर्म में ही प्रतिष्ठित है' ऐसा कहा है। और दूसरे विवेकशाली विद्वानोंने माता पिता स्त्री पुत्र मित्र आदि से भी धर्म की अधिकता दिखलाई जैसे—

धर्मो विशिष्टः पितृमातृपत्नीसुहृत्सुतस्वामिसहोदरेभ्यः।
सनातनोऽयं सह याति मृत्यौ दुःखापहोऽमी पुनरीदृशाश्च ॥
धर्मो महामङ्गलमङ्गभाजां धर्मो जनन्युद्दलिताखिलार्त्तिः।
धर्मः पिता पुरितचिन्तितार्थो धर्मः सुहृद्वर्त्तितनित्यहर्षः ॥

सारांश यह कि पिता माता पत्नी मित्र स्वामी और भाई से भी धर्म अधिक है, क्योंकि धर्म सनातन (सर्वदा रहनेवाला) है और ये मातापिता आदिक अस्थिर है, धर्म मृत्यु के पश्चात भी साथ जाता है और ये मातापितादिक यहाँ रह जाते है। धर्म दुःख को वास्तविकरूप से नाश करनेवाला है। शरीरधारियों (खासकर मानवशरीरधारियों) के लिये धर्म महामंगल है अर्थात् शाश्वत सुख को देनेवाला यानी मोक्षका मार्ग है। धर्म ही समस्त पीडाको दूर करनेवाली माता है तथा धर्म ही अभिलषित अर्थ को पूरा करनेवाला पिता है एवं धर्म ही हृदयको आनन्द देनेवाला मित्र है। इसी तरह कोई दूसरे कवि कहते हैं कि—

**"व्यसनशतगतानां क्लेशरोगातुराणां**
**मरणभयहतानां दुःखशोकार्दितानाम्।**
**जगति बहुविधानां व्याकुलानां जनानां**
**शरणमशरणानां नित्यमेको हि धर्मः"॥**

अनेक व्यसनों (विषय-वासना)से युक्त, क्लेश और रोग से आतुर, मरण के भय से हत, दुःख और शोक से पीडित एवं अनेक प्रकार से व्याकुल तथा जिन्हें कहीं शरण नहीं है ऐसे अशरण जनोंके लिए असार संसारमें नित्यशरण एक धर्म ही है।

इसी प्रकार काव्यकला-कुशल एक तीसरे कविका अभिलाप सुनिये:—

तावच्चन्द्रबलं ततो ग्रहबलं ताराबलं भूबलं
तावत्सिद्धयति वाञ्छितार्थमखिलं तावज्जनः सज्जनः ।
मुद्रामण्डलतन्त्रमंत्रमहिमा तावत्कृतं पौरुषं
यावत्पुण्यमिदं सदा विजयते पुण्यक्षये क्षीयते ॥

इसका भावार्थ यह है कि चन्द्रमा का बल, ग्रहोंका बल, ताराओं (नक्षत्रों)का बल और भू (पृथिवी)का बल तब तक रहता है एवं सभी इप्सित वस्तुकी सिद्धि तब तक होती है, और तभी तक लोग सज्जन कहे जाते हैं और तभी तक सभी मुद्राओं की तत्रों की तथा मंत्रों की महिमा रहती है एवं तभी तक पुरुषार्थ रहता है और तभी तक मनुष्य सब जगह विजय को पाता है जब तक पुण्य (धर्म) रहता है और धर्मके नाश होने से सभी बल सभी ऐश्वर्य सभी सम्पत्तियां नष्ट हो जाती हैं।

इसी तरह चौथे कवि भी धर्मके महत्त्वका वर्णन करते हुए बतलाते हैं—

"कुलं विश्वश्लाघ्यं वपुरपगदं जातिरमला
सुरूपं सौभाग्यं ललितललनाभोग्यकमला ।
चिरायुस्तारुण्य बलमविकलं स्थानमतुलं
यदन्यच्च श्रेयो भवति भविनां धर्मत इदम्" ॥

अर्थात् संसार में प्रशंसा के लायक कुल, नीरोग शरीर, उत्तम जाति, सुन्दर रूपरंग तथा सौभाग्य एवं सुन्दर स्त्री तथा भोगनेयोग्य सम्पत्ति, दीर्घायु, युवावस्था अविकल (पूर्ण) बल और प्रभूत स्थान ये सभी चीजें तथा अन्य भी जो सुखशान्ति कारक श्रेय (माङ्गलिक) पदार्थ है वे सभी पदार्थ भावुक धर्मप्रेमियों को धर्म से ही होते हैं अर्थात् धर्मनिष्ठ आदमी को सांसारिक और पारलौकिक सभी उत्तमोत्तम सुख प्राप्त होते हैं।

इसी प्रकार एक पांचवें कवि कहते हैं कि—

"तोयेनेव सरः श्रियेव विभुता सेनेव सुस्वामिना
जीवेनेव कलेवरं जलधरश्रेणीव वृष्टिश्रिया ।
प्रासादास्त्रिदशार्चयेव सरसत्वेनेव काव्यं प्रिया
प्रेम्णेव प्रतिभासते न रहितो धर्मेण मर्त्यः क्वचित्" ॥

अर्थात् जैसे नदी जल के विना नहीं शोभती, लक्ष्मी के विना प्रभुता नहीं शोभती, अच्छे राजा के विना सेना नहीं शोभती, जीव के विना देह नहीं शोभता, वर्षा के विना मेघ—घटा नहीं शोभती, देवपूजा के विना मन्दिर नहीं शोभता, रस के बिना काव्य नहीं शोभता, और प्रेम के विना स्त्री नहीं शोभती है उसी तरह धर्म के विना मनुष्य कहीं भी किसी तरह भी नहीं शोभता है, अर्थात् मनुष्यों के सर्वथा शोभाका स्थान धर्म ही है और धर्म ही मनुष्यजीवन का सार है।

(क्रमशः)

# અષ્ટકર્મ-સ્તવન

સં પૂજ્ય મુનિ મહારાજ શ્રી. જયંતવિજયજી

( દુહા )

પ્રવર રૂપ પરમાત્મા, ચિદાનંદ ભગવાન;
પ્રણમું પરમ પ્રમોદસું, જિમ હોય નિર્મળ જ્ઞાન ॥ ૧ ॥
અશ્વસેનનૃપકુલતિલો, વામા માત મલ્હાર;
સ્વામી પ્રભાવતિ વલ્લહો, નીલવરણ તનુ સાર ॥ ૨ ॥
જન્મ પુરી વણારસી, નવ કર ઉંચી કાય;
ધરણેંદ્ર ને પદ્માવતી, સેવે નિશદિન પાય ॥ ૩ ॥
વાંછિત પૂરણ સુરતરૂ, શ્રી શંખેશ્વર પાસ;
શરણાગત સેવકતણી, સાંભળીએ અરદાસ ॥ ૪ ॥
આઠ કર્મ હેલાં કરી, તેં જીત્યા જિનરાજ,
તિમ છોડવી મુજને જિન લહું શિવપુરરાજ ॥ ૫ ॥

( ઢાલ ૧—કપૂર હોય અતિ ઉજલો રે—એ દેશી )

નાણાદંશણાવરણીયની રે, મોહની આઉખું નામ;
ગોત્ર અંતરાય એ આઠને રે, જીત પ્રભુ ગુણધામ રે,
ભવિકા સેવો શંખેશ્વર પાસ, જિમ છુટો કરમના પાસ રે ॥ ભ૦ ॥
ઇહ ભવ લિલ વિલાસ રે, ભ૦, પરભવ અવિચલ વાસ રે ॥ ભ૦ ॥ ૬ ॥
અનાદિ અનંત સંસારમેં રે, ભમ્યો અનંતો કાલ;
આઠ કર્મે કરી હું સદા રે, બંધાણો મિથ્યા જાલ રે ॥ ભ૦ ॥ ૭ ॥
જ્ઞાનાવરણી થિતિ સાગરૂ રે, કોડા કોડી ત્રીસ અપાર;
પાટા સરિખો જિન કહે રે, મત્યાદિક પાંચ અપાર રે ॥ ભ૦ ॥ ૮ ॥
દર્શનાવરણી નવ વિધ રે, પંચ નિદ્રા દરશન ચ્યાર;
થિતિ ત્રીસ કોડાકોડની રે, દષ્ટાંતે જિમ પ્રતિહાર રે ॥ ભ૦ ॥ ૯ ॥
સાતા અસાતા દ્વિવિધ વેદની રે, ત્રીજું કહું ત્રીસ કોડાકોડી;
મધુલીપી ખડગધાર સમું રે, પ્રભુ મુજને એહથી છોડ રે ॥ ભ૦ ॥ ૧૦ ॥
પચવીશ કષાય ત્રણ મોહની રે, સિત્તેર કોડાકોડીની થીતિ;
અડવીસે ભેદે મોહની રે, મદિરા સમ ધરો ચિત્ત રે ॥ભ૦ ॥ ૧૧ ॥
આયુ કરમ ચાર ભેદથી રે, દેવાદિક ગતિ જેહ;
તેતીસ સાગર થિતિ જાણવી રે, હિંડે સરીખું કરમ એહ રે ॥ભ૦॥ ૧૨ ॥
એકસો ને ત્રણ ભેદથી રે, નામ કરમ જિનવાણ;
ચિતારા સરિખું સહી રે, વીશ કોડાકોડી થીતિ જાણ રે ॥ભ૦॥ ૧૩ ॥
ઉંચ નીચ દોય ભેદથી રે, ગોત્ર કરમ કુંભાર સમાન;
વીસ કોડાકોડી સાગરૂ રે, ઉત્કૃષ્ટી થિતિ માન રે ॥ ભ૦ ॥ ૧૪ ॥

દાન લાભ વીર્ય ભોગશું રે, ઉપભોગથી અંતરાય;
સાગર થિતિ ત્રીસ કોડાકોડની રે, ભંડારી સરિખું કહાય રે ॥ભ૦॥ ૧૫ ॥
બાર મુહૂર્ત જઘન્યથી રે, વેદની થીતી હોય;
અઠાર મુહૂર્ત થીત જાણવી રે, નામ કરમ વલી ગોય રે ॥ભ૦॥ ૧૬ ॥
નાણ દંસણાવરણી મોહની રે, આઊખો ને અંતરાય;
જઘન્ય થકી એ પાંચને રે, અંતર્મુહૂર્ત હોય રે ॥ ભ૦ ॥ ૧૭ ॥
ઘાતી કરમ નાણ દંસણા-વરણ મોહની ને અંતરાય;
નામ આયુ ગોત્ર વેદની રે, ચાર અઘાતી કેવાય રે ॥ ભ૦ ॥ ૧૮ ॥

( ઢાલ ૨-પ્રથમ ગોવળ૦-એ દેશી )

જીણે કરીને જીવડો જી, બાંધે અડ વિધ કર્મ;
બંધહેતુ તે જિન કહે જી, છાંડી લહે શિવ સર્મ રે,
જીવડા તે બંધ હેતુ નીવાર. ( આંકણી )
સત્તાવન ભેદિ તજો જી. જીમ ન પડો સંસાર રે ॥ જીવડા૦ ॥ ૧૯ ॥
પાંચ મિથ્યાત્વ બાર અવિરતી જી, જીમ પંચ વિષય કષાય;
જોગ પન્નરસું મેલતાં જી, સત્તાવન્ન બંધ હેતુ થાય રે ॥ જી૦ ॥ ૨૦ ॥
અભિગ્રહને અણુભિગ્રહિ જી, સંશય ત્રીજું ધાર;
અનાભોગ આભિનિવેશકં જી, એ પાંચ મિથ્યાત્વ વિચાર રે ॥જી૦ ॥૨૧॥
ભુ જલ જલણ વાયુ વનસ્પતિ જી, વલી છઠ્ઠી ત્રસકાય;
છએ કાયના વધ થકી જી, ભેદષટ્ક એ થાય રે ॥ જી૦ ॥ ૨૨ ॥
કાન ચક્ષુ ને નાસીકા જી, જીહ ફરસેંદ્રિય સાર;
પણ ઇંદ્રિ મન અણસંવરે જી, અવિરતિ બાર પ્રકાર રે ॥ જી૦ ॥ ૨૩ ॥
ક્રોધ માન માયા લોભ ચારના જી, પ્રત્યેકે ભેદ ચાર;
સંજલનો પ્રત્યાખ્યાનીયો જી, અપ્રત્યાખ્યાનીઓ ત્રીજો પ્રકાર રે ॥જી૦॥૨૪
અનંતાનુબંધીયો મેલતાં જી, એ સોલ ભેદ કષાય;
જેહના ઉદયથી પ્રાંણીયા જી, નરગ નિગોદે જાય રે॥ જી૦ ॥ ૨૫ ॥
પખપ ચોમાસ વરીસની જી, જાવજીવની થિત્તિ;
દેવ માણુસ તિરિ નારકી જી, ચારઇનિ ઉદઈ ગત્તી રે ॥ જી૦ ॥ ૨૬ ॥
સંજલણો યથા ખ્યાતને જી, બીજો સરવ વિરત્તિ;
દેશ વિરતિ ત્રિજો હણે જી, અનંતાનુબંધી સમકિત્ત રે ॥ જી૦ ॥૨૭॥
હાસ્ય રતિ અરતિ ભય શોગથી જી, દુગંછા સું છ થાય;
પુરૂષ સ્રી નપું વેદથી જી, એ નવ નોકષાય રે ॥ જી૦ ॥ ૨૮ ॥
સત્ય અસત્ય સત્યામૃષા જી, અસત્યામૃષા મન જોગ;
ઇણ પરે ચ્યારે જાંણવા જી, વચનતણા વલી યોગ રે ॥ જી૦ ॥૨૯॥
ઉદારિક ઓદારિક મિશ્રથી જી, ક્રિય વૈક્રીય મિશ્ર યોગ;
આહારક આહારક મિશ્રથી જી, કાર્મણ પન્નર યોગ રે ॥જી૦॥૩૦॥

બંધ હેતુ એ આદરે જી, કરમ બાંધે બહુ જીવ;
જન્મ જરા મરણે કરી જી, પાડે બહુલી રીવ રે ॥ જી૦ ॥ ૩૧ ॥
ઇમ કરમ બંધી ભારી થયો જી, તુંબડિ દ્રષ્ટાંતિ સાર;
આઠ જાલી માટી લેપથી જી, બૂડે વાર મઝાર રે ॥ જી૦ ॥ ૩૨ ॥
નિબડ બંધ હેતુ જીવને જી, જાલિ સરિખો ધાર;
આઠ કરમ રૂપ લેપથી જી, બૂડે તે ભવ વાર રે ॥ જી૦ ॥ ૩૩ ॥
સ્થિતી પરિપાકી પ્રાંણીયા જી, લઘુતા પામે સાર;
ઊરધ ગામી તવ થયો જી, બૂડે તે ભવ વાર રે ॥ જી૦ ॥ ૩૪ ॥

( ઢાલ ૩-નાયક મોહ નચાવીયો-એ દેશી )

ભગતવત્સલ વીતરાગ જી, સુણજો વિનતી મુઝ રે;
આઠ કરમ રહિત હુઈ, નામ જપે જે તુજ્જ રે ॥ ભ૦ ॥ ૩૫ ॥
અનાદિ સાત સંબંધથી, ભવિકને કરમ તે હોઇ રે;
કંચનોપલ દ્દષ્ટાંતસું, શુક્લ ધ્યાનાનલિ જુદાં સોય રે ॥ ભ૦ ॥ ૩૬ ॥
જિમ બહુ કાલનાં ખાણીમાં, કંચન માટી સંયોગ રે;
જુદાં થાય જેમ અગ્નિથી, તેમ જીવ કરમનો યોગ રે ॥ ભ૦ ॥૩૭॥
યથાપ્રવૃત્તિ કરણે કરી, ઇમ પામે સંસારનો પાર રે;
પલ્યોપલ દ્દષ્ટાંતથી, માર્ગાભિમુખ થયો સાર રે ॥ ભ૦ ॥ ૩૮ ॥
કોટંબિક નર કોઈ મોટા, ધાન્યના પાલા માંહી રે;
થોડુ થોડુ ધાન્ય જ ઘાલીએ, ઘણુ ઘણુ કાઢે ત્યાંહી રે ॥ ભ૦ ॥ ૩૯ ॥
કેતે દિન પાલો ઠાલો, તેહ અનુક્રમે થાવે રે;
ઘણા કાળ સંચ્યાં તે કરમ, અનાભોગપણે ખપાવે રે ॥ ભ૦ ॥ ૪૦ ॥
આયુ વરજી સાત કરમની, સ્થિતિ એક કોડાકોડિ ઉણી રે; •
પલ્યોપમ અસંખ્યાતે ભાગે, ગ્રંથી પાસે આવે પ્રાણી રે ॥ભ૦ ॥૪૧॥
કરમજનિત જે જીવનો, રાગદ્વેષ પરિણામો રે;
દુરભેદ કર્કશ ગ્રંથિ તે, ભેદિ અપૂરવકરણે તામો રે ॥ ભ૦ ॥ ૪૨ ॥
વિર્યોલ્લાસ વિશેષથી, ઇમ અનિવૃત્તિકરણ અનંત રે;
ઉપસમ સમકિત અનુક્રમે, પામે સુખ અનંત રે ॥ ભ૦ ॥ ૪૩ ॥
દેવ અરિહંત સુસાધુજી ગુરૂ, કેવલી ભાખિત ધર્મ્મ રે;
એ તત્ત્વ પામતો થકો, હું પામ્યો વંછીત શર્મ્મ રે ॥ ભ૦ ॥ ૪૪ ॥
માર્ગાનુશારી સંવેગ પખ્ખી, દેશવિરતી સર્વવિરતી રે;
ભવસ્થિતિ પરિપાક પામી, અનુક્રમે તે મુગતિ રે ॥ ભ૦ ॥ ૪૫ ॥
પુણ્યપ્રકૃતિના ઉદય થકી, પામ્યો પાસ જિણેસર દેવો રે;
હવે પ્રભુ દેજો પ્રેમે કરી, ભવોભવ તાહરી સેવો રે ॥ ભ૦ ॥ ૪૬ ॥
બારેજા પુરમાં રહીને, તવન રચ્યું ચોમાસો રે;
ભણે ગણે જે નિતુ સાંભલે, તેહ ઘરિ મંગલમાલો રે ॥ ભ૦ ॥ ૪૭ ॥

# મોંઘા વાત્સલ્યનાં મોંઘાં મૂલ્ય

## [ આર્યરક્ષિતનું ઋણવિમોચન ]

લેખક—પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

સુરસાલ અને કલદ્રુપ અવન્તિદેશમાં દશપુર નામનું નગર હતું. એ નગરના વિશિષ્ટ વિભાગરૂપ બ્રહ્મપુરીના એક વિશાલ ગૃહમાં સોમદેવ નામનો બ્રાહ્મણ જ્ઞાતિનો કુલીન વિદ્વાન વસતો હતો. તે વેદ અને વેદાંતનો પારંગત તથા ક્રિયાનિષ્ઠ હોઈ શાન્ત, સરલ ને સહિષ્ણુ હતો. દશપુરના રાજા ઔદ્રાયણનો તે રાજપુરોહિત હતો. પુરોહિતના પદ પર આવ્યા બાદ એણે અલ્પ સમયમાં જ ભારે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી હતી. તેની સૌમ્ય મન્ત્રણાથી ઔદ્રાયણનું રાજ્ય સુસ્થ, સુખી અને સંપન્ન બન્યું હતું. ન્યાયનિષ્ઠ એ પુરોહિતની પ્રેરણાથી બ્રાહ્મણધર્મ અને શ્રમણધર્મ બન્ને અમુકાંશે આધ્યાત્મિક વિભિન્નતા ધરાવતાં છતાંયે વ્યવહારના ક્ષેત્રમાં તેઓ સમભાવથી વર્તતા હતા. આ પુરોહિતની સ્ત્રીનું નામ હતું રુદ્રસોમા.

રુદ્રસોમા પણ પોતાના પતિ સોમદેવના સમાન જ સર્વોચ્ચ કુલ–જાતિમાં જન્મેલી હતી. તેના પિયરમાં જૈનધર્મનો પરિચય હોવાથી તે જૈન સંસ્કારથી ઘડાયેલી હતી. અતિશય શ્રદ્ધાની સાથે તે જૈન ક્રિયાનો આદર કરતી હતી. જૈનદર્શનવાદને માટે તેને યોગ્ય પણ અત્યન્ત અભિમાન હતું. દયા અને ઔદાર્યથી તેનું હૃદય કોમળ અને મહાન બનેલું હતું. કર્મના સિદ્ધાન્તની શ્રદ્ધા તેના હૈયામાં ભારોભાર ભરેલી હતી. વિનીતતા એ એનું જીવન હતું અને પાતિવ્રત્ય એ એનો શણગાર હતો. સોમદેવની સહચારિણી થયા બાદ એ પતિના જીવનમાં બધીય રીતે ઓતપ્રોત થઈ ગઈ હતી, અને તે પણ અલ્પ સમયમાં જ. સોમદેવ અને રુદ્રસોમા એ બન્ને પતિ–પત્ની મહાનુભાવ અને ઉદાર હોવાથી તેમને તેમના પારલૌકિક પ્રશ્નમાં કદીય ધાર્મિકભેદજન્ય બાધા આવી ન હતી અને આવવાનો સંભવ પણ ન હતો.

રુદ્રસોમા અત્યન્ત રૂપવતી, લાવણ્યવતી અને સર્વાંગ શોભાવતી હતી. તેના નયનમાં સ્થિર સ્નેહની સ્નિગ્ધતા અને મુખમાં અનુકૂલ વચનામૃતની મીઠાશ હતી. કુટુમ્બમાં સૌ કોઈથી એનાં પગલા પનોતા મનાતાં હતાં. કોઈને એ સરસ્વતી સરખી તો કોઈને લક્ષ્મીશી તો વળી કોઈને એ પુનીત પાર્વતી જેવી લાગતી. એ સન્નારીએ સાર્વદિક વિનીતતાથી, સુશીલતાથી અને સદ્‌ભક્તિભાવથી પોતાના પતિને અને સર્વ સ્વજનોને જીતી લીધાં હતાં, કહો કે એ સર્વ સ્વયમેવ જિતાઈ ગયાં હતાં.

સોમદેવ ને રુદ્રસોમા પરસ્પર પ્રેમાળ અને પવિત્ર હતાં. એઓ સદાગ્રહી અને સ્વમાનશીલ હોવા સાથે સત્યપ્રિય અને પરમતસહિષ્ણુ હતાં. એમનાં વર્તન ભવ્ય અને દિવ્ય હતાં. આ સર્વથી એમનો ગૃહસંસાર સુખી અને પ્રશંસનીય બન્યો હતો. એમના એ ઉમદા ગૃહસંસારના સ્વાભાવિક ફળ તરીકે એમને આર્યરક્ષિત અને ફલ્ગુરક્ષિત નામે બે પુત્રો અને અમુક પુત્રીઓની પ્રાપ્તિ થઈ હતી. રુદ્રસોમાનું માતૃપદ આદરપાત્ર અને ગૌરવવંતું બન્યું હતું.

બુદ્ધિના ભંડાર આર્યરક્ષિતને ઉપનયનનો સંસ્કાર થયા પછી એણે વેદાધ્યયનનો આરંભ કર્યો, અને પિતાની પાસેની સર્વ વિદ્યા શીખી લીધી. પણ જાણે એ આટલા અભ્યાસથી

ત્રૃપ્ત ન થયો હોય તેમ એ વિશેષ વિદ્યાની પ્રાપ્તિ માટે તે સમયમાં સર્વવિદ્યાના ધામ સમા પાટલીપુત્ર નગરમાં ગયો. ત્યાં મીમાંસાદિ ચાર વિદ્યા અને વેદ ઉપનિષદાદિનું તેણે અધ્યયન કર્યું. લૌકિક બધીય વિદ્યાઓનો વેત્તા તે હવે પોતાના નગર આવવાને પાછો ફર્યો. એનું પ્રયાણ અતિશીઘ્ર હતું. જ્યારે તે દશપુરના પાદરમાં આવ્યો ત્યારે લગભગ સંધ્યાનો સમય થવા આવ્યો હતો. તેથી તેણે તે રાત્રિ નગરની બહાર જ નિર્ગમન કરવાનો વિચાર કર્યો, અને પોતાના આગમનના સમાચાર પોતાના પિતાને પહોંચાડી દીધા. પિતાએ આ સમાચાર ઔદાયણ રાજાને જણાવ્યા અને નગરમાં પણ તેની જાહેરાત થઈ ચૂકી. રાત્રિ વ્યતીત થઈ, નગર શણગારાઈ ચૂક્યું અને જોતજોતામાં સામૈયાની સર્વસામગ્રી તૈયાર થઈ ગઈ. નગરના પૂર્વદિશાના દરવાજા તરફની પ્રવૃત્તિ અત્યારે અભૂતપૂર્વ હતી. મન્ત્રીઓ, શેઠશાહુકારો, નાગરિકોના મોટા સમૂહ સાથે દશપુરનો રાજા અને સોમદેવના સર્વ સંબંધીઓ આર્યરક્ષિતનું સ્વાગત કરવા તેની સામે ગયા. અને તેને હાથી પર બેસાડી આડંબર સહ પુરપ્રવેશ કરાવ્યો. પુરપ્રવેશ કરતાં તેને નિરખતાં લોકોના નયનો ધરાતાં ન હતા. અત્યારે આ આખુય નગર એ મહાપંડિતના ગુણગાનથી ગાજી ઊઠ્યું હતુ. નગરના મુખ્ય મુખ્ય વિભાગોમાં થઈ જ્યારે તે બ્રહ્મપુરીના વિભાગમાં આવી પહોંચ્યો ત્યારે ત્યાં માનવમેદિની સમાતી ન હતી. લાજાથી વધાવાતો અનુક્રમે તે પોતાના વિશાલગૃહની બાહ્યશાળાની આગળ આવી પહોંચ્યો. ત્યાં સૌભાગ્યવતીઓના સ્વસ્તિકાદિ માંગલ્યોપચાર થયા બાદ તેણે અશોકપલ્લવાદિથી શણગારેલી બાહ્યશાલામાં પ્રવેશ કર્યો સભા યથાયોગ્ય રીતે વ્યવસ્થિત થયા બાદ શ્રોત્રિયગણે આશીર્વાદના મન્ત્રો ઉચ્ચાર્યા અને બ્રહ્મવિદ્યાર્થીઓએ વાગ્દેવતાની શ્લોક પ્રશસ્તિઓ ગાઈ સંભળાવી. આ પછી રાજાએ, નગરશ્રેષ્ઠીએ અને ધનાઢ્ય નાગરિકોએ ચતુર્દશવિદ્યાવિશારદ આર્યરક્ષિતને ઘણા જ આદર સત્કારપૂર્વક પુષ્કળ ધન વસ્ત્રાદિથી સત્કાર્યો. આજ પહેલાં આવો આદર-સત્કાર ભાગ્યે જ કોઈ વિદ્વાનને મળ્યો હશે આર્યરક્ષિતના ચરણે યથાયોગ્ય ભેટણાં ધરી માનવસમુદાય ધીરે ધીરે ઓસરાવા લાગ્યો. ત્યારે પણ એનાં સ્વજન, સંબંધી, મિત્ર અને આડોશીપાડોશીઓનો મોટો સમૂહ તેને ઘેરીને ઊભો હતો. સમૂહમાં એનાં પૂજનીય વડીલો પણ હતાં. ઔચિત્યાનુસાર એ સર્વને એણે પ્રણામાદિથી સત્કાર્યા અને પછી સભાને વિસર્જન કરતો તે ત્યાંથી ઊઠ્યો. બ્રહ્મયુવતિઓનાં પ્રશંસાત્મક ગીતો અને કુલવૃદ્ધાઓનાં આશીર્વાદાત્મક ઓવારણાંને ઝીલતો એ ત્યાંથી ગૃહાંગણમાં આવ્યો એને એવી શ્રદ્ધા હતી કે, મારી વાત્સલ્યભરી માતા મને આતુર નયનોથી નિરખવા અને મારા પ્રણામને ઝીલી અંતરનો ઊંડો આશીર્વાદ દેવા અત્યારે જરૂર અહીં કૌટુમ્બિક સ્ત્રીઓની વચ્ચે આવીને ઊભી હશે. પણ દશપુરની જનતા અને રાજથી પૂજાયેલા એણે આ વખતે અહીં, પોતાના માટે જગતમાં સૌથી વિશેષ પૂજનીય એવી પોતાની જનેતાને ન જોઈ. ઊભેલાં સ્ત્રીજન પ્રત્યે યોગ્યતાથી વર્તતો તે માતાનાં દર્શન કરવા ત્યાંથી સીધો ઘરની અંદર ગયો. સમતાના સરવરિયામાં ઝીલતી માતાને એણે ત્યાં જોઈ અને પ્રેમભક્તિથી પોતાનું મસ્તક તેના ચરણમાં નમાવી દીધું.

'શરદાં શતં જીવ'—ગંભીર માતાએ આશીર્વાદ ઉચ્ચાર્યા. આ પછી તેણે ક્ષેમકુશળના સમાચાર પણ હૃદયના ઊંડાણમાં છૂપું વાત્સલ્ય હોતાં છતાંય એક પાષાણની જેમ ગંભીર ભાવે જ પૂછી લીધા. આર્યરક્ષિતને માતાની આ ગંભીરતા અસહ્ય થઈ. પછી.

આર્યરક્ષિતે વિચાર્યું: પ્રાણ સમા મારા વિયોગને સહન કરવો એ મારી માતાને લેશ પણ પાલવે તેમ ન હતું, છતાં તેણીએ મારા હિતની ખાતર ધૈર્યને ધારણ કરી એ વિયોગને સહી લીધો. મારા પ્રવાસના આટલા લાંબા સમય સુધી તેણે નિદ્રામાં પણ સ્વપ્ન વશ બની સતત મારું નામ સ્મર્યા જ કર્યું હશે. તેના સુતવિરહના દુઃખનો ખ્યાલ કરતાં પણ ગમે તે ઓછા પરિચિત સજ્જનનું હૈયુંય કમ્પી ઊઠે. આમ છતાં આજે મારી વિદ્યાનો પ્રભાવ, રાજાદિ તરફથી કરાયેલો ગૌરવમહિમા અને તેથી પ્રાપ્ત થયેલી અતુલ લક્ષ્મી વગેરેથી પણ મારી માતાનો મારા તરફનો પ્રેમસાગર ઉછાળા મારતો નથી થઇ શક્યો; અત્યારે તેનામાં હોવો જોઈએ તેવો કાંઈ પ્રેમજન્ય સંભ્રમ નથી, તેમ તે આ અવસરે જેવી જોઇએ તેવી આનંદિત પણ જણાતી નથી. ત્યારે તેને પુરપ્રવેશથી લઈ અત્યાર સુધી જે કાંઈ સુંદરતામાં પરિણમ્યું હતું તે સુંદર ન લાગ્યું. માતાની મીઠાશની પાછળ જ સારા જગતની મીઠાશ રહેલી છે એવી તેની સમજે તેને અત્યારે મુંઝવી નાખ્યો. એની અગાધ બુદ્ધિ માતાની આ અનવસર ગંભીરતા અને ઉદાસીનતા કયા કારણને લઈને હશે એ સમજી લેવાને વધારે વિચાર કરવા સ્તંભી નહિ. તેણે માતાને જ પ્રશ્ન કર્યો:

"પૂજ્ય માતા, તારા આ બાલકને તારી શી આજ્ઞા છે? માતાના લહાવની લહરીઓ અને હર્ષના ઉછાળા સદાય બાલક મનાતા તેના પુત્રના ઉદય અને સમુન્નતિના ચંદ્રને જ સવિશેષ અવલંબે છે. ધન, મહત્તા કે અન્ય કાંઈ પણ તેવું ન નિરખતાં કેવળ 'આવતાં'ને જ નિરખતી માતા પુત્રને નિરખતાં જ આનંદથી ઉભરાઈ જાય છે. સ્વજન–સંબંધી, આડોશી–પાડોશી, પરિચિત–અપરિચિત સૌ કોઈ આજે હર્ષના હેલે ચડયાં છે, ત્યારે તું શા માટે શાન્ત ને સ્થિર છે? તારી આ ગંભીરતા ને ઉદાસીનતાની ઓથે રહેલી ઇચ્છાને આજ્ઞારૂપે ઉઠાવવા તારા આ પુત્રનું આજ્ઞાંકિત મસ્તક સદાય નમેલું જ છે, ને હશે. માતા! તું ગમે તે ઇચ્છી શકે છે, ગમે તે બોલી શકે છે અને તારા આ આજ્ઞાંકિત પુત્રને તું ગમે તે ફરમાવી શકે છે. તારા કલ્યાણપ્રદ હાથનો આશીર્વાદ દઈ માતા! તું મને મારું જે કાંઈ કર્તવ્ય હોય તે જણાવી દે. માતા! તું સ્પષ્ટ કર, તારો શો મનોરથ છે!" હમણાં જ પુષ્કળ લક્ષ્મી ને માનમહત્તાને વરેલા વિદ્વાન મહાનુભાવ આર્યરક્ષિતે જાણે પોતાની સંસ્કારી વિનીતતાને માતાના ચરણકમલ નીચે પાથરી દીધી.

રુદ્રસોમાએ પુત્રની વિનીતતાના વાસા પર પોતાનું હાથ–હૈયું પંપાળ્યું. એની ઉદાસીનતાની ભૂમિમાંથી એના મનોરથતરૂનો અવંધ્ય ફણગો ફૂટતો એણે જોયો. એના અંતરમાં પરમ તોષજન્ય શાન્તિ પ્રગટી હતી, પણ હજી તે ગંભીર તો પૂર્વના જેવી જ હતી, કેમકે પોતે કરવા ધારેલા કર્તવ્ય–સૂચનની ગંભીરતાનો એને પૂરેપૂરો ખ્યાલ હતો. પણ પ્રૌઢાવસ્થાની લગભગ મધ્યમાં વર્તતી અતિ સ્થિર એવી એ વિચારવંતી ને વિવેકવંતી આર્ય નારી હતી. 'સિદ્ધાન્ત જેટલો સુંદર અને આદર્શ જેટલો ઉમદા, તેટલો જ તેનો ઉપદેશ જોખમી અને સાધના દુષ્કર'—એ રહસ્યને તે સમજતી હતી. લગભગ બાવીશ વર્ષની વયે પહોંચી ચૂકેલા પોતાના વિદ્વાન યુવાન પુત્રને આજ્ઞા કરવાનો પોતાનો અધિકાર કેટલો મર્યાદિત છે એ તેની બુદ્ધિની બહાર ન હતું. પગમાં પડેલી વિનીતતા સ્વયમેવ ફરમાન ઉઠાવે અને વિનીતતાનો લાભ લઈ યથેચ્છ ફરમાન કરવું, એ બે વચ્ચેનો ભેદ તે બરાબર સમજતી હતી. અંતર સ્પષ્ટ કરતાં પોતાને અને પોતાનાં વહાલાં સ્વજનને કેટલો

કેટલે મહાન ત્યાગ કરવાનું આવી પડશે તેથી એ સર્વથા સુજ્ઞાત હતી. વ્યવહારકુશલ એ રુદ્રસોમા સમજતી હતી કે, '**प्राप्ते तु षोडशे वर्षे**' પિતાને પણ પુત્ર પ્રતિ મિત્ર બનવાનું સુભાષિત છે. માતા તો સંતાનોને સદાય સોડમાં જ સંતાડી રાખે છે અને 'ભાઈ, બહેન'ના મીઠા સંબોધનથી તેમને સંસારના સમ વિષમ રાહ દર્શાવી કર્તવ્યની સૂચના કરે છે. અત્યારે આપણે રુદ્રસોમાને એક વાત્સલ્યભરી અને પરમહિતૈષિણી માતા તરીકે એવી જ રીતે સૂચન કરતી અને સલાહ આપતી અહીં જોઈ શકીશું.

"બેટા! તારી કુલીનતા પિતૃઆજ્ઞાને ઉઠાવી કુલાચારને યોગ્ય વિદ્યાનું પરિશીલન કરે એમાં હસ્તપ્રક્ષેપ કરવાનો મને અધિકાર હોય જ નહિ. અને મેં એમા કદિ હસ્તપ્રક્ષેપ કર્યો પણ નથી. પણ સિદ્ધાન્ત અને આદર્શની બાબતમાં મારું હૃદય જે તેને સત્ય લાગે તે પ્રમાણે વર્તતું હોય તો તેને હું અટકાવી શકું નહિ. એ હૃદયને તેના નિશ્ચિત સત્યનો આગ્રહ હોવો જ જોઈએ. મારા જીવનમાં એ સત્યના આગ્રહની આડે આવતું સર્વ કાંઈ સહન કરવાને હું સદા તૈયાર જ હતી, પણ સૌભાગ્યવશ એની આડે આજ સુધી કાંઈ આવ્યું નથી. આ માટે તારા પિતાની અને તારા કુલની હું ઓછી ઉપકૃત નથી. ઓ! મારા વિદ્વાન પુત્ર! તારા પિતાની જેમ હું પણ વાગ્દેવતાની પ્રશંસક અને યથાશક્ય પૂજારણ છું. પણ એ વાગ્દેવતા હૃદયની દયાળુ અને અને સર્વરીતે સમન્વય શીલા હોવાની મારી માન્યતા છે. '**अहिंसा परमो धर्मः**' '**मा हिंस्यात् सर्वभूतानि**' એ ઔત્સર્ગિક સુશ્રુતિના અનુચિત અપવાદના નામે વિશાળ વિભાગમાં પશુઓનાં બલિદાનથી વિનશ્વર સ્વલ્પ લાભો બતાવનારી વિદ્યાનો મહિમા કે ગૌરવ અનાર્ય ઉર જ કરી શકે. રાક્ષસીનું રૂપ ધરનારી વાગ્-દેવતાનો આદર કરવામાં મારું આર્ય હૃદય સંકુચિત બને. અને ભાઈ! તારા બાહ્ય વૈભાવ ને માનમહત્તાને નિરખતા છતાંય મારું એ હૃદય અનુલ્લસિત કે ઉદાસીન રહે તો તે માટે હું નિરુપાય છું. જગતકારુણ્યના અને વિશ્વબંધુત્વના ભાવથી ઉછાળા મારતા તથા સર્વ દર્શનવાદની નદીઓનો પોતાના વિશાળ પેટાળમાં યોગ્ય રીતે સમન્વય સાધતા એવા 'દૃષ્ટિવાદ'ના મહાસાગરને પાર કરી મારો પુત્ર આવ્યો હોત તો જરૂર હું, મારા જીવનની સવિશેષ સફળતા માની, હર્ષોલ્લાસથી સમાતી ન હોત. પણ એવાં સદ્ભાગ્ય ભવિતવ્યતાને આધીન હોય છે. છતાં તારૂં આ લોકનું જ નહિ પણ ઉભય લોકનું હિત ચાહનારી હું-તારી માતા-પશુરક્તને રેલાવનારી અધૂરી વિદ્યાના કરતાં કોઈ વિશિષ્ટ દૃષ્ટિવાદની વિદ્યાથી તને અલંકૃત થયેલો જોવાની હોંશ રાખું તો તે સ્વાભાવિક છે. પુત્રને માટે પુણ્યાનુબંધી પુણ્યથી સ્વર્ગાપવર્ગની પ્રાપ્તિના મનોરથ સેવનારી માતા હિંસાદિ પાપથી થનારો તેનો અધઃપાત ન જ સાંખી શકે." પોતાના પુત્રને દૃષ્ટિવાદની વિદ્યાથી વિભૂષિત થયેલો જોવાના મનોરથ સેવતી રુદ્રસોમા કોઈ ગર્ભિત વિચારથી આટલું બોલી અટકી જાય છે. તેને પોતાનું હૃદય વધારે સ્પષ્ટ કરવાની જરૂર જણાતી નથી. પણ વણસ્પષ્ટકર્યુંય માતૃ-હૃદય આર્ય હૃદયો ઉકેલી શકે છે. આર્યરક્ષિત એ હૈયાને કેવી રીતે ઉકેલે છે તે જોઈએ.

"માતા! પુત્રના કલ્યાણાર્થે કરાતો તારો ત્યાગ મહાન છે. આટલો લાંબા કાળનો વિરહ સહન કર્યા બાદ હજી દૃષ્ટિવાદની વિદ્યાથી અલંકૃત થયેલો મને જોવા એ વિરહને લંબાવવા તારું ધૈર્ય કામ કરી રહ્યું છે. આર્ય નારીઓ પિતાના, પતિના ને પુત્રના હિતકલ્યાણાર્થે શું

શું નથી ત્યજતી ! મારી પઠિત વિદ્યાઓથી તું ન સંતોષાતી હોય કે ન આનંદથી ઉભરાતી હોય તો એ વિદ્યાઓનો મારા માટે કાંઈ પણ અર્થ નથી. તું દૃષ્ટિવાદ શીખવાની વાત કરી રહી છે. એ વિદ્યાનું નામ આજ સુધી મેં કદી સાંભળ્યું નથી, પણ માત ! તું બોલી જા કે, એ વિદ્યા હું ક્યાંથી મેળવી શકું ? એ વિદ્યા દેનારા પરમગુરુ કોણ છે ? " આર્ય રક્ષિતે માતાના મોંઘા વાત્સલ્યના મૂલ્ય મૂલવાની પ્રબળ આતુરતાથી કહ્યું અને પ્રત્યુત્તર મેળવવાની ઇચ્છાએ એ તેના સંતોષ ને પ્રસન્નતાને પામેલા પણ શ્રદ્ધાથી સુદૃઢ અને કર્તવ્યની દુષ્કરતાથી ગંભીર બનેલા એવા મુખ તરફ જોઈ રહ્યો. દૃષ્ટિવાદના વિદ્યાભ્યાસની પાછળ પોતાના વડીલ પુત્રનો, પોતાનો, પોતાના પતિનો અને આખાય કુટુમ્બનો ઉદ્ધાર તથા પરમ મહોદય સંભવિત છે એ વાતથી વિદુષી રુદ્રસોમા જ્ઞાત હતી કે અજ્ઞાત હતી એ નાજુક પ્રશ્નને અહીં સ્પર્શ કરવાની આવશ્યકતા નથી. પણ આર્યરક્ષિત તો એથી અજ્ઞાત જ હતો. દૃષ્ટિવાદની સાથે પરમ ત્યાગ સંકળાયેલો છે એ એને અત્યારે અંધારામાં જ રહેલું છે. અત્યારે તેનું કાર્ય એક જ હતું અને તે માતાના મનોરથની પૂર્તિ. એ કાર્ય કરતા અન્ય કોઈ લાભાલાભ કે સુખદુઃખના પ્રશ્નનો વિચાર કરવાની પણ તેને અત્યારે આવશ્યકતા જણાવી નથી. **'मनस्वी कार्यार्थी न गणयति दुःखं वा न च सुखम्.'** રુદ્રસોમા પણ આ જ સુભાષિતને અમલમાં મૂકતી ઓવારણા લેતી એ બોલીઃ—

" પુત્ર ! આજે હું ધન્ય છું. તારા જેવા પુત્રને પામી મારી કૂખ શરમાતી નથી. કેમકે મારા સૂચનને અનુસરવાનો અને મને સંતોષ કરવાનો તું મહાન મનોરથ સેવી રહ્યો છે. એ દૃષ્ટિવાદના અધ્યાપક લોકોત્તર મહાન ગુરુ શ્રી તોસલિપુત્રાચાર્ય આપણા જ ઇક્ષુવાટમાં આશ્રય મેળવીને રહેલા છે. હંસની જેમ તેમના ચરણકમલનો આશ્રય કરવાથી તેઓ તને દૃષ્ટિવાદ પઢાવશે." આમાનું અંતિમ વાક્ય બોલતાં બોલતાં એ પરમાર્હત મહામના બ્રાહ્મણીની આંખમાંથી એક અશ્રુનું બિન્દુ સરી પડ્યું; એ અશ્રુ મનોરથપૂર્તિના હર્ષનું હશે કે ભાવી આવી પડનારા પુત્રવિરહના શોકનું હશે ? સાવચેતીથી કે બીન સાવચેતીથી સરી પડેલા એ અશ્રુબિન્દુને આર્યરક્ષિતે નિરખ્યું હશે કે નહિ એ આપણે જાણતા નથી કે એ જાણવાની જરૂર પણ નથી. પણ તેણે માતાના સૂચનનો સ્વીકાર આવી રીતે કર્યોઃ—

" માતા ! આવતી કાલે પ્રભાતે હું તારા મનોરથને અનુકૂલ પ્રવૃત્તિ આદરીશ. " આ શબ્દો ઉચ્ચારીને દૃઢપ્રતિજ્ઞ એ મહાનુભાવ એકવાર ફરીથી માના ચરણમાં મસ્તક નમાવી તેના મોંઘેરા આશીર્વાદ ઝીલતો ત્યાંથી ઊઠ્યો અને તેણે આવશ્યક કાર્યોને આટોપી લીધાં. તેની-આજની રાત્રિ દૃષ્ટિવાદ સંબંધી વિચાર કરતાં કરતાં જ સૂતી, આજની રાત્રિનાં એનાં સમણા પણ દૃષ્ટિવાદનાં સુસમણા જ હતાં.

રાત્રિ વ્યતીત થઈ; જાણે આર્યરક્ષિતના પુણ્યનો પ્હો ફાટી ઉજ્જ્વલ ભાવિનું પ્રભાત પ્રગટ્યું. સમગ્ગામ માતા રુદ્રસોમાને પૂછીને તે પૂર્વોક્ત ઇક્ષુવાટ તરફ જવા નીકળ્યો. એના પિતાના મિત્ર એને સામે મળ્યા. પિતૃસમ વત્સલ એ પિતૃમિત્રના હસ્તમાં શેલડીના નવ આખા સાંઠા અને એક સાંઠાનો ખંડ હતો. આર્યરક્ષિતને એ પ્રથમ પરમ શકુન હતું. પોતાને ભેટ કરવાને માટે લવાતા આ શુભ શકુનરૂપ શેલડીના સાંઠાઓના દર્શનથી એ વિદ્વાન મહાશયે નિશ્ચય કરી લીધો કે, હું દૃષ્ટિવાદના નવ અધ્યયન કે એવું જ કાંઈ નવ

વિભાગરૂપ હશે તે અને દશમાનું થોડુંક કાંઈક ભણી લઈશ. 'હું શરીર ચિન્તાને માટે જઈ રહ્યો છું' એવા કથનપૂર્વક એણે પિતૃમિત્રને સૂચના કરી કે, તમે આ શેલડીના સાંઠાઓ મારાં માતુશ્રીને સમર્પજો અને કહેજો કે તમારા પુત્રને મારું જ પ્રથમ દર્શન થયું હતું. આ પછી આર્યરક્ષિત ઇક્ષુવાટમા ચાલ્યો ગયો. અને તે પિતૃમિત્ર મહાબ્રાહ્મણે આર્યરક્ષિતને ત્યાં જઈ શેલડીના સાંઠા સમર્પવા પૂર્વક આર્યરક્ષિતની માતાને જણાવ્યું કે, તમારા પુત્રને અત્યારે બહાર નીકળતાં મારું જ પ્રથમ દર્શન થયુ હતુ. આ સાંભળતાં રુદ્રસોમાને ખાતરી થઈ કે, પોતાનો પુત્ર દૃષ્ટિવાદનાં નવ પૂર્વ અને દશમા પૂર્વનો કાંઈક ખંડ શીખી લેશે. આથી તેણીને પરમ આત્મસંતોષ અને આનંદાનુભવ થયો. પણ આ બધુ એને અંતરમાં જ સમાવી કેવલ મૌનનો જ આશ્રય લેવાનો હતો. કેવી પરિસ્થિતિ ઉપસ્થિત થાય છે એ તરફ સવિશેષ ધ્યાન આપતી તે પોતાના ઉચિત કાર્યમાં પ્રવૃત્ત થઈ ગઈ. આ પછી સોમદેવ પુરોહિતના ગૃહને આશ્રયી બનેલી બાબતોનો ખ્યાલ આપણને જૈન ઇતિહાસકારો કાંઇ પણ આપતા નથી. સંસારના અનુભવીઓને જ એ મોહનુ વાતાવરણ ઉકેલવા દો. પણ એ વાતાવરણ ઉત્પન્ન થયા પહેલાંનો સ્વલ્પ સમય, ચાલો, આપણે તોસલીપુત્રાચાર્યના ઉપાશ્રયની પાસે જ પસાર કરીએ.

આર્યરક્ષિત ઇક્ષુવાટમા સ્થિત ઉપાશ્રયના દ્વારે ગયો અને એણે સ્થિર બુદ્ધિએ બહાર ઊભા જ વિચાર કર્યો કે, સર્વથા અજાણ્યો એવો હું આ આચાર્યના પ્રતિશ્રયમાં કેવી રીતે પ્રવેશી શકું ? એમના પ્રતિ આદરવા યોગ્ય એવા કોઈ પણ જાતના ઉચિતને હુ જાણતો નથી. જાણીતા જને પણ વગર ઉચિતે રાજાઓની જેમ ગુરુઓની પાસે એકદમ સમીપમા જઈ શકાય નહિ તો પછી હું તો સર્વથા અજાણ્યો અને ઉચિતથી અવિદિત છું. મારી માતાએ મને શ્રમણોનો ઉપાસક બનીને દૃષ્ટિવાદ શીખવાનું કહ્યુ છે. પણ એ શ્રમણોપાસકનું પ્રાથમિક ઉચિત જાણ્યા સિવાય હું કઈ રીતે શ્રમણોના સંસર્ગમાં આવી શકું ! માટે હું અહીં કંઇક સ્થિરતા કરું અને પ્રાભાતિક વદનના માટે આવતા શ્રમણોપાસકોમાંથી કોઇની સાથે ઉપાશ્રયના અંદર પ્રવેશ કરું. બુદ્ધિપૂર્વકના વિવેકે આર્યરક્ષિતને અહીં દ્વાર આગળ જ અટકાવી રાખ્યો છે, અને ત્યા રહ્યો છતો તે માલકોશાદિ રાગોથી સ્વાધ્યાય કરતા શ્રમણોના શમરસભર્યા સ્વરને શ્રવણોમા પડતો હરણની જેમ એકતાન બની ગયો છે.

આ સમયે ઢઙ્ઢર નામનો શ્રમણોપાસક સાધુઓને વંદન કરવાને માટે ત્યા આવ્યો અને તેણે ત્રણ 'નિસ્સહી' કરી ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો. આ પછી 'ઇરિયાવહી' પ્રતિક્રમી તેણે વિધિપૂર્વક આચાર્યાદિ સર્વ સાધુઓને વન્દન કર્યું અને તે આસન પ્રમાર્જી આચાર્યની આગળ બેઠો. ઢઙ્ઢરની પાછળ ઉપાશ્રયમા પ્રવેશેલા આર્યરક્ષિતે એ શ્રાવકનો આચરેલો સર્વ સમાચાર બરાબર અવધારી લીધો અને મહાબુદ્ધિશાળી એણે એ શ્રાવકની જેમ જ પાઠ ઉચ્ચારવા પૂર્વક અભિનય કરી આચાર્યાદિને વાંદ્યા. એણે ત્યા ઉપવિષ્ટ ઢઙ્ઢર શ્રાવકને વંદન ન કર્યું, કેમકે એ આમ્નાયથી તે અપરિચિત હોઇ અજ્ઞાત હતો. આથી જ તોસલિપુત્રાચાર્યે જાણી લીધું કે—આ કોઈ નવીન શ્રાવક છે. એમણે ત્યા ઉપવિષ્ટ આર્યરક્ષિતને 'ધર્મલાભ' રૂપ આશીર્વાદ દઈ પૂછ્યુ કે, "મહાનુભાવ ! તમને ધર્મની પ્રાપ્તિ ક્યાથી થઈ ?"

"આ શ્રમણોપાસકથી મને હમણાં સમાચરિત ધર્મની પ્રાપ્તિ થઈ છે, બીજા કોઇથી નહિ," આર્યરક્ષિતે યથાતથ્ય નિરૂપણ કર્યું.

તોસલિપુત્રાચાર્યે સમીપમાંના સાધુઓ તરફ નજર નાખતાં તેઓએ સ્પષ્ટ કહ્યું કે:—

" ભગવન્! રુદ્રસોમા શ્રાવિકાનો આ વેદવિદ્યાપારંગત વિદ્વાન પુત્ર છે. ચૌદ વિદ્યા સ્થાનના ઉપાધ્યાય એવા એમને રાજાએ હાથીની અંબાડીએ બેસાડી ઘણા જ આડંબર-પૂર્વક આ નગરમાં પ્રવેશ કરાવ્યો હતો. તેઓ પ્રથમ ગુણસ્થાનમા રહેલાઓના અગ્રેસર છે. આશ્ચર્યની વાત છે કે, શ્રાવકનો આચાર તેમનાથી સમાચરાય છે કેમ ! "

" હાલમા હું નિશ્ચયથી શ્રાવક છું. જીવોને શું નવીન ભાવપરિણામ ન જાગે ? પ્રભો ! નિર્વિવેકી એવા મેં અત્યારસુધી હિંસાનાં ઉપદેશક શાસ્ત્રોનો અભ્યાસ કર્યો, કે જેથી હું નરકાદિ દુર્ગતિનું ભાજન બનુ. ભગવન્! હવે મને આપ પ્રસાદ કરી દૃષ્ટિવાદનો અભ્યાસ કરાવો, " આર્યરક્ષિતે પોતાની ભાવુકતાને યોગ્ય પ્રાર્થના કરી.

" મહાનુભાવ ! જો તારી ઇચ્છા દૃષ્ટિવાદનો અભ્યાસ કરવાની હોય તો તું દીક્ષાનો અંગીકાર કર અને એટલે પછી તને ક્રમશઃ દૃષ્ટિવાદનો અભ્યાસ કરાવવામાં આવશે, " શાન્ત અને યોગ્ય સમજીને આચાર્યે આર્યરક્ષિતને આવી રીતે માર્ગનિદર્શન કર્યું.

આર્યરક્ષિતને કોઈ પણ રીતે પોતાનું કાર્ય સિદ્ધ કરવું જ હતુ. એ જાણતો હતો કે, કોઈ પણ વિદ્યા તેના આમ્નાયગત વિધિ વગર યોગ્ય રીતે હસ્તગત થઈ સિદ્ધ—સફળ થતી નથી. માતાના અને હવે તો મારા પણ મનોરથ પૂરવા ખાતર મારે ચારિત્ર અંગીકાર કરવું જોઈએ એવી ભાવનાથી તેણે ઉતાવળ કરતાં કહ્યું:—

" તો આપ મને અત્યારે જ પ્રવ્રજ્યા આપી દો. મારા માટે સર્વ મનોરથ પૂરનારી એ દુષ્કર નથી. પણ મારા—બાલકના પર કૃપા કરીને આપે આ સ્થળને છોડી વિહારનું કષ્ટ ઉઠાવવુ પડશે, કેમકે રાજા અને નગરના લોકો મને અહીં દીક્ષિતાવસ્થામાં રહેલો જોઈ અત્યન્ત અનુરાગથી તેઓ મારી પ્રવ્રજ્યાને છોડાવી પણ દે. "

શ્રીતોસલિપુત્રાચાર્યે વિચાર્યું કે—આર્યરક્ષિતનું કહેવું બરાબર છે. અજ્ઞાત દુનિયાનો ઉંધમાત શું ન કરે ? મોહમાં પડેલાં સ્વજનો પણ ભાગ્યે જ દીક્ષિતના હિતનો વિચાર કરે છે. આ વિદ્વાન બ્રાહ્મણ કુલીન છે, વિનમ્ર છે, સંયમભારસહ અને શાસનપ્રધાન પુરુષ બનવાને યોગ્ય છે. એનું અપહરણ કરીને પણ શાસનની સેવા બજાવવાની આ એક મહાન તક છે. પુખ્ત વયનાંને તેનાં વડીલોની સમ્મતિ મેળવવાની તક આપવી જોઈએ; પણ એમાં એકાંત નથી. સંજોગો અને શાસનના મહાન લાભો વિચારવા જોઈએ. જેનું પરિણામ સુંદર છે એ કાર્ય કદી પણ અસુંદર હોઈ શકે જ નહિ. વિશ્વકલ્યાણના સવાલ આગળ બધી-ય વાતો નિરર્થક અને અવ્યવહારુ છે. આ ભવ્ય મહાનુભાવની અંતઃકરણ પ્રવૃત્તિને પ્રમાણ માની આદર આપવામા સર્વનું શ્રેય જ થશે. " જ્ઞાનોપયોગ અને તેના સહચારી ઉપરોક્ત વિચારના અંતે શ્રીતોસલિપુત્રાચાર્ય દશપુર નગરની એ સુપ્રસિદ્ધ ઇક્ષુવાટિકાથી તરત જ વિહાર કરી ગયા. તેઓએ પોતાની સાથે આર્યરક્ષિતને પણ દેશાન્તર કરાવ્યું. ભગવાન શ્રી મહાવીરના શાસનમાં શિષ્ય બનાવવાની ખાતર આવી રીતે અપહરણ કરવાનો વ્યવહાર આ પહેલી વાર જ થયો. પ્રવ્રજ્યાના પંથે જવા ઇચ્છનાર, આજ્ઞા મેળવવા યોગ્ય જનોની આજ્ઞા મેળવવાનો પ્રયત્ન કરે, અને જૈનાચાર્ય જો તે પ્રવ્રજ્યાર્હ હોય તો તેને દીક્ષિત

કરે, પણ તેની નિષ્ફેટિકા–અપહરણ કરવાનું ઉત્સર્ગમાં ન હતું. તે આ વખતે મિથ્યાત્વ બહુલ અને જૈન પ્રવ્રજ્યા વિરોધી દ્રવ્યક્ષેત્રાદિના કારણે વ્યવહૃત થયું. મહાવીર નિર્વાણ સ. ૫૪૪ માં મતાન્તરે મ. નિ. ૫૭૧ માં આર્યરક્ષિતને દીક્ષિત કરવામાં આવ્યા.

દીક્ષિત થયા બાદ શ્રમણ શ્રીઆર્યરક્ષિતે પોતાના ગુરુ તોસલિપુત્રાચાર્ય પાસે યોગતપોવિધાનાદિપૂર્વક અગિયાર અંગ વગેરેનો અભ્યાસ એક બારાખડીની માફક, અર્થાત્ અતિ શીઘ્રતાથી કરી લીધો. ગુરુમહારાજ પાસે દૃષ્ટિવાદનું પણ જેટલું જ્ઞાન હતું તેટલું તેમણે મેળવી લીધું. આ પછી દૃષ્ટિવાદના વિશેષ અભ્યાસની ખાતર તેઓએ ગુરુવર્યની આજ્ઞા લઈ દશ પૂર્વધર શ્રીવજ્રસ્વામીજીની પાસે જવા વિહાર કર્યો. તેમણે ઉજ્જયિનીમાં યુગપ્રધાન શ્રી ભદ્રગુપ્તાચાર્યને અંતિમ નિર્યામણા કરાવી અને તે પછી શ્રી વજ્રર્ષિના પાસે જઈ પોતાને દૃષ્ટિવાદનો અભ્યાસ કરાવવા તેમને વીનવ્યા. શ્રીભદ્રગુપ્તાચાર્યની સૂચના મુજબ ભિન્ન ઉપાશ્રયમાં રહી અભ્યાસ કરાવવાનું શ્રીવજ્રસ્વામીજીએ સ્વીકાર કરતા શ્રીઆર્યરક્ષિતે તેમની પાસે સંપૂર્ણ નવ પૂર્વનું અધ્યયન કરી અને દશમા પૂર્વના અભ્યાસની શરૂઆત કરી.

આ દશપુર નગરમા આર્યરક્ષિતની માતા રુદ્રસોમાના સ્થિતિ વર્ષોના પુત્રવિરહથી શોકઘેરી બની ગઈ હતી તેની આંખો પોતાના પુત્રનું મુનિમહત્ત્વ, જ્ઞાનગૌરવ અને આધ્યાત્મિક ઉન્નતિ નિરખવા તલસી રહી હતી. પોતાના પુત્રરૂપ સૂર્યનો પ્રકાશ પોતાના અને પોતાના પતિ ઉપર જ નહિ પણ પોતાના પિયર અને શ્વશુર કુલના સર્વ સ્વજનો ઉપર પણ પથરાયેલો જોવા તે સતત ભાવના ભાવી રહી હતી. રત્નગર્ભા એ માતાએ પતિ સોમદેવની સંમતિ મેળવી પોતાના દ્વિતીય પુત્ર ફલ્ગુરક્ષિતને શ્રી આર્યરક્ષિતજીની પાસે મોકલ્યો. એણીએ મીઠો અને અનુકૂલ પણ ઉપાલંભભર્યો સંદેશો કહાવ્યો કે:—

"ઓ મારા કુલદીપક પુત્ર! અમે ઘણાય સંદેશા કહાવ્યા છતાં તું ગયો તે ફરી આવ્યો જ નહિ. શું અમોને સર્વથા વિસરી ગયો? તે મોહને મૂકી દીધો, પણ તેની સાથે અમારી વત્સલતા બુદ્ધિને પણ શું અવગણી? અપૂર્વ વૈરાગ્યવતા છતા પણ શ્રીવર્ધમાને અભિગ્રહ કરીને ભક્તિપૂર્વક માતા પર કરુણા દાખવી હતી. સ્નેહબુદ્ધિ ન હોય તો પણ મારા પર ઉપકાર કરવાની ખાતર તું જલદી આવી જા. તું જે માર્ગે ગયો છે તે માર્ગે હું પણ મારા પગલાં માંડીશ. મારી પાછળ તારા પિતા, ભાઈ, બહેન, બનેવી વગેરે ઘણુંય સ્વજનો તારા જ પથે પળશે. જરૂર એક વાર તું આવી જા અને અમને કૃતાર્થ કર."

ફલ્ગુરક્ષિતે શ્રી આર્યરક્ષિતજીની પાસે પહોંચી માતાએ કહાવેલા સર્વ સંદેશો તેમને સંભળાવ્યો અને પોતાના તરફથી પણ કહ્યું કે:—

"વડીલ ભાઈ! કુટુંબને જોવા ઉત્કંઠા જ ન થાય એટલા બધા કઠિન હૈયાના તમે કેમ બની શક્યા! શોકના કાદવમાં ખૂચી ગયેલા બાંધવોના ઉદ્ધાર કરવા એ અત્યારે તમારા માટે યુક્ત છે. વળી તમે જાણો છો કે, હું કોઈ પણ રીતે તમારો વિયોગ સહન કરી શકું તેમ નથી. આજ આવે કાલ આવે એવી આશાએ ને આશાએ દિનદિન ગાળતાં

અમારાં દુઃખનાં વર્ષો કેવાં વીત્યાં હશે એની કલ્પના તો કરો." **માતૃદેવો ભવ, પિતૃદેવો ભવ** " એવાં સૂત્રો શું સાવ વિસારે જ મેલ્યાં ? ઓ ભાઇ! તમારા વિશ્વબંધુત્વમાં શું અમને સ્થાન નથી ? તમને વિશેષજ્ઞને હું વિશેષ શું જણાવું ? સૌ કોઈ તમારી દોરવણી માગી રહ્યાં છે. માટે દશપુર ચાલો અને સંબંધીઓને પ્રતિબોધિત–પ્રવ્રજિત કરો."

માતાના સંદેશાથી અને સંદેશો લઈ આવેલા ફલ્ગુરક્ષિત લઘુ ભ્રાતાનાં વચનોથી આર્યરક્ષિત મુનિજીને દશપુર જવાની મનોવૃત્તિ થઈ. તેમણે શ્રી વજ્રસ્વામીજીની પાસે આ વિષેની આજ્ઞા માગી, ત્યાં જવાનો પોતાનો ખાસ અભિપ્રાય અને આગ્રહ પણ જણાવ્યો. પરન્તુ દશમા પૂર્વનું જ્ઞાન સંપૂર્ણતયા આપવાની ખાતર તેઓ શ્રી આર્યરક્ષિતજીને સુમધુર વચનોથી રોકતા જ રહ્યા. જ્ઞાનની લાલચે અને જ્ઞાનદાતાના આગ્રહે તેઓ ખસી ન શકતાં ફલ્ગુરક્ષિતને કહે છે કેઃ—મહાનુભાવ! કુટુમ્બમા સૌ કોઈ દીક્ષા લેવાની ઇચ્છા રાખે છે, અને તું મને છોડીને જવાની ના પાડે છે. જો તું મારા સિવાય રહી ન શકતો હોય તો પછી શા માટે દીક્ષા અંગીકાર ન કરે ? તું જ પહેલાં સર્વસત્ત્વ હિતકારી એવું ચારિત્ર અંગીકાર કર."

આર્યરક્ષિતજીનાં આ વચનો સાંભળી ફલ્ગુરક્ષિતે દીક્ષા લેવાની 'હા' ભણી એટલે તરત જ તેને પ્રવ્રજિત કરવામાં આવ્યો. ધન્ય છે એમની સાચી ને કલ્યાણકારિણી બાંધવતા ! આ પછી પણ ફલ્ગુરક્ષિતની પ્રેરણા ચાલુ જ હતી. 'કૌટુમ્બિક ઉદ્ધારને માટે દશપુર તરફ ચાલો ' એ તેનો શબ્દો વખતોવખત શ્રી આર્યરક્ષિતજીના કાને અથડાતા જ રહેતા. દશમા પૂર્વનો અભ્યાસ સાગર સમો વિસ્તૃત છે. તેમાંથી હજુ બિન્દુમાત્રનું જ પાન કરાવ્યું છે. એક તરફ દુષ્પ્રતિકાર માતાપિતાનાં આહ્‌વાન છે. બીજી તરફ મહાન ગુરુની જ્ઞાનાભ્યાસના માટે લોકોત્તર વાત્સલ્યભરી આજ્ઞા છે. કિંકર્તવ્યતાના સંકટ વચ્ચે તેણે જ્ઞાનાભ્યાસ ચાલુ જ રાખ્યો, પણ એ ભાગી ગયેલા ઉત્સાહની ભક્તિ તેમની દશપુર જવાની વારંવારની પૃચ્છાના કારણે વધુ વખત ટકી શકે એમ ન લાગતાં શ્રી વજ્રસ્વામીએ ઉપયોગ દીધો; શ્રુતહાનિના સમયને નિરખ્યો. એમણે આર્યરક્ષિતના જ્ઞાનભ્યાસના માટે વધુ આગ્રહ કરવો છોડી દીધો. આર્યરક્ષિત પણ પોતાની સ્થિતિનો વિચાર કરતાં એ કાળબળને સમજપૂર્વક આધીન થયા અને આજ્ઞા મેળવી ફલ્ગુરક્ષિત ભ્રાતામુનિની સાથે પોતાના દીક્ષાગુરુ તોસલિપુત્રાચાર્ય પાસે પાટલીપુત્ર ગયા. ગુરુએ તેમને ગણાધીશ આચાર્ય બનાવ્યા. આ પછી ગુરુ સ્વર્ગસ્થ થયા અને શ્રી આર્યરક્ષિતચાર્યે દશપુર તરફ વિહાર લંબાવ્યો.

શ્રી આર્યરક્ષિતાચાર્ય મુનિ ફલ્ગુરક્ષિતની સાથે દશપુરની ઇક્ષુવાટિકાના ઉપાશ્રયે પધાર્યા છે એ સમાચારથી આજે દશપુરમાં આનંદોત્સાહનુ મોજું ફરી વળ્યું છે. મહા આડંબર ભર્યા સામૈયાથી દશપુરનો રાજા, દશપુરની સર્વ જનતા, એ શ્રમણોનાં સર્વ સ્વજન સંબંધીઓ વગેરે શ્રી આર્યરક્ષિતાદિને વંદન કરવા જાય છે. રુદ્રસોમા! આજે તારે સોનાનો સૂરજ સમુદિત થયો છે. તારી ભાવનાનો કલ્પતરું આજે સંપૂર્ણ મહોરીને ફળ્યો છે. તેના રસાસ્વાદનું પાન કરવાને તું ઉતાવળી ઉતાવળી પુણ્યપગલાં માંડતી પુત્રના દર્શનનાં પાન કરવા દષ્ટિને દોડાવી રહી છે. સ્વભાવથી સરલ પુત્રવત્સલ પિતા સોમદેવ! તું પણ તારું

સર્વસ્વ પુત્રોમાં જ માને છે અને સૌમ્ય-અતિસૌમ્ય વિવેકિની ગૃહદેવતા ગૃહિણીની સાથે એ સલુણા સામૈયામાં એક અગ્રેસર બની આગળ ધપે છે.

રુદ્રસોમાની વાટિકા એક મહાતીર્થ બની ગઈ, રાજા વગેરેએ એ મહાતીર્થના અત્યારના અધિષ્ઠાતા શ્રી આર્યરક્ષિતાચાર્યને વંદન કર્યું-સ્તવન કર્યા, યથાયોગ્ય સૌ કોઈએ તેમનાં પૂજન પણ કર્યાં. રુદ્રસોમા અને સોમદેવના અંતરની લાગણીઓ અમાપ હોઈ અવિવેચનીય હતી. સર્વે સ્વજનોનો આદર અનિર્વચનીય હતો.

પર્ષદાએ યથાયોગ્ય સ્થાન લીધા બાદ શ્રી આર્યરક્ષિતાચાર્યે ધર્મોપદેશ શરૂ કર્યો. ભગવાન શ્રી મહાવીરનાં મહામૂલાં વચનોનો તેમાં પ્રતિધ્વનિ હતો. સંસારના અનાદિ મોહના છેદનના તેમાં સચોટ અને સુસ્પષ્ટ સુરવરો હતા. પ્રવૃત્તિનિવૃત્તિનાં અવિવેક મિશ્રિત મૂળિયાંનું એમાં સમુન્મૂલન હતુ. એ ધર્મોપદેશ વેદવાદનો સદર્થપૂર્વક સમન્વય સાધી આર્હતી દૃષ્ટિવાદનાં પૂરકોથી તેની અધૂરાશનાં છિદ્રોને આચ્છાદતી હતી. ભિન્ન ભિન્ન નયગ્રાહી વિરોધાભાસોને સમજાવી પટાવી માલકોશાદિ રાગથી રંગાયેલી એ દેશના વિચાર, વાણી અને વર્તનની વ્યવસ્થિત સંકલિત દશાનુ સૂચન કરી તેનો ઉત્તરોત્તર ક્રમ દર્શાવતી હતી. વિનશ્વર સાંસારિક સંબંધોના કરતાં અવિનશ્વર આત્મસત્તાની એકતાનું મહત્ત્વ પરમાધિક હોવાનું એ ફરી ફરી સૂચન કરતી હતી. એ ધર્મોપદેશના અક્ષરે અક્ષરે આધ્યાત્મિક ભાવનાના ભાવ લખાયા હતા.

શ્રી આર્યરક્ષિતાચાર્યની આવી આવી નિવૃત્તિના મહાધ્યેય તરફ લઈ જતી દેશનાને શ્રવણ કરી દશપુરનો રાજા સમ્યક્ તત્ત્વનો જ્ઞાતા અને શ્રદ્ધાળુ બન્યો. સોમદેવનાં સ્વજનોમાં વિરક્ત ભાવનાનુ વાતાવરણ ફરી વળ્યું. પુત્રોને ગૃહસ્થાશ્રમમાં નિયોજી વાનપ્રસ્થની સ્થિતિમાં પ્રવેશવાની ઇચ્છાવાળા સોમદેવ રુદ્રસોમાની સંસારની જળાથી છૂટી થઈ પ્રવ્રજ્યા સ્વીકારની વૃત્તિને નિરખતાં તે તેની દીક્ષામાં સમ્મત થયો. પુત્રી, જનમાતા, અન્ય સંખ્યાબંધ સ્વજનો તથા નાગરિકો, ભ્રાતા ગોષ્ઠામાહિલ અને પોતાના પતિદેવ સોમદેવ વગેરે સમૂહની સાથે મહાભાગ્યશાળી રુદ્રસોમાએ શ્રી આર્યરક્ષિતાચાર્યની પાસે જૈની દીક્ષા અંગીકાર કરી. જૈનદર્શનના સર્વોપરી પદને પામેલા એક સુપુત્રે પોતાની માતાના મોંઘા લોકોત્તર વાત્સલ્યનાં મોઘાં લોકોત્તર મૂલ્ય મૂલવી પોતાનુ દુષ્પ્રતિકાર ઋણવિમોચન કર્યું. ધન્ય એ માતાને! ધન્ય એ પુત્રને! હજારો વાર નમસ્કાર હો એ બન્નેના પરમ પવિત્ર પાદારવિન્દોમાં!

[ ટાઈટલના બીજા પાનાથી ચાલુ ]

અનર્થદંડથી ઘણું ઓસરવું, ક્રોધ માન માયા લોભનું કારણ મિલે ઇચ્છરોધા કરવો તે અભ્યંતર તપ છે. અપ્રસસ્થ જોગથી પ્રણામ સારા કરીને ઓસરવું તે અભ્યંતર તપ છે બાકી અર્થ અનેક ઘણા છે તે સર્વે કાગલ મધ્યે લિખ્યામે કેતલા આવે ? ભાઇજી, તમે, સા ઝવેર કુસલાણી તથા બહુ હમણે ટોલાવાલા જિનશાસનના રાગી થયા છો, તે સર્વેને એક વાર શ્રીસૂરેત આવીને મલીએ એહવો મનોરથ થય છે પાંખ તથા લબધ હોય તો આવીઈ, તે તો હવે ગરઢપણ અવસ્થા થઇ છે, તિણે કરી અવરાય નહી મિલવાનો મનોરથ તો ઘણો રહે છે અમો જાણતા હતા જે સંઘવી તારાચંદ ફતેચંદના સંઘ મધ્યે શ્રી સિદ્ધાચલક્ષેત્રે ભેલા થાસ્યુ, તે પિણ અંતરાય જોગે તમારૂ મિલવાનું કારણ બનૂ નથી હવે તો ભાઈજી, તમો દેવયાત્રા કરવાને શ્રી રાજનગર અવરાય તો મિલવો થાય. અમારૂ મન પિણ શ્રી સૂરેત તિમને મિલવાનો મન ઘણો રહે છે પિણ સ્યે અવરાય ?

સજન ફુલજો ફુલજો, વડ જિમ વસ્તર જોહ; માસાં વરસાં જો મિલ્યાં, રંગને હવે રહેજ્યોહ.
ઉદાસીનતા સરલતા. સમતા રસ ફલ ચાખ; પર કાથલીમાં મતી પડે, નિજગુણ નિજમાં રાખ.
ઇચ્છાઅગ્ર આપયી ઉપજે, ત્રસ્ની આપ જ લાય; આપે આપ વિચારતા. આપ હી બુઝ જાય.
કંચન તજવા સ્પલ હૈ, એ પરનારીકા નેહ; પર નિંદા ને ઇરિખા, દુરલભ તજવો તેહ.
ગુરુ દીવો ગુરૂ દેવતા. ગુરુ વિન ઘોર અંધાર. જે પ્રાણી ભવજલ પડ્યાં, કિમ ઉતરસે પાર
પંડિત સરસી ગોઠડી, મુઝ મન ખરી સોહાય, આલજે બોલાવતા, માણુકા આપી જાય.
બલીહારી પંડીત તણી, જસ મુખ અમીય ઝરંત; તાસ વચન શ્રવણે સુણત, મન રતી અતી કરંત.
એક અક્ષર વકંડા, જો ગુરૂ તો સાદેય, અધારે અજુવાલડુ, ફિરી ફીરી જોતી કરેય.
ચૂકે નાહી ચતૂર નર સાધે આતમ કાજ, ભવ સાયર તરવા ભણી, એસે ધરમ જિહાજ,
આતમસાર વિલોકણુ કરે, પુદ્ગલને તે નવિ ચિત્ત ધરે. ઇણિ વિધે સાધે સુધાત્મા, તે જીવ હુવે પરમાત્મા.
આતમદ્રષ્ટે જે જિન જોવે જંગલમા પિણ મંગલ હોવે: પુદગલદૃષ્ટે જે જગધંધા, ડામાડોલ કરે જ્યું અંધા.
મન મંજુસ ગુણ રતન હૈ ચપકર દીની તાલ, ગ્રાહક હોય તવ ખોલીએ, કુંચી વચન રસાલ.

બીજું સા શ્રી ભાઇદાસ, સા મોતીલાલ તથા જિનમાર્ગના રાગી જીવ હોય તે સર્વેને અમારા પ્રણામ કહેજો, તથા કહેજો જે જિનાગમ જિનથાપના પરમ આધાર છે. તેહની શ્રદ્ધા વિશેષ રાખજ્યો. સા પાનાચંદ વજાને કહેજો જે અમો શ્રી સૂરેત થકી અમદાવાદ આવ્યા તાર પછી તમારો કાગળ કોઇ આવ્યો નથી. તે કાગલ લિખ્યાનો આલસ કરો મા. અમો કાગલ તમને વિશેષે પહિલા લિખ્યા છે. ધર્મ સ્નેહ વીસરસો મા, અને દેવાધિદેવની યાત્રા કરતાં અમોને સંભારજો, અમો પિણ અવસરે સંભારીયે છે. શેઠ ભાઈદાસ નેમીદાસને પ્રણામ વંચાવજો શેઠ ગોડીદાસનો ક્ષયોપશમ કોઇ રીતે ઘણો સારો થયો છે. સં૦ ॥ ૧૮૨૭ ના કારતી સુદ ૭ વાર સુક્રે પં. સાધુજીને અમારી વંદના કહેજો. તથા કહેજો જે ક્ષયોપસમ કયો છે તે દિન દિન વિશેષ કરજો, મુકાને અમારા પ્રણામ કહેજો, અમને સંભારે તેને અમારા ધર્મસનેહ કહેજો. અમ સરખો કા૦ જે જોઇયે તે વલતા કાગલ સં૦ કાગલ લિખ્યાનો આલસ કરસ્યાં મા




વર્ષ ૧૧ : અંક ૭ ] અમદાવાદ : ૧૫-૪-૪૬ [ ક્રમાંક ૧૨૭

## વિ ષ ય - દ ર્શ ન





લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# તેરમી સદીની શિલ્પકળાનો નમૂનો અને

## ગૂર્જરમંત્રી વસ્તુપાળ-તેજપાળ

લેખકઃ— શ્રીયુત વૈદ્ય શ્રી મનસુખલાલ લલ્લુભાઈ ઝવેરી

જે શિલ્પકળાના નમૂનાનું આજ અમે અહીં પ્રકાશન કરીએ છીએ તે એક સુંદર કળાના નમૂના રૂપ હોવા છતાં ઉપાસકો તેને ભગવાન પાર્શ્વનાથની મૂર્તિ તરીકે પિછાને છે. આ ગર્ભાગારના દક્ષિણ ખૂણામાં બેસાડેલી નાની કરખા ભવ્ય મૂર્તિની સુંદરતા અને ગર્ભિત હેતુ તરફ આજ સુધીમાં કોઈનું ધ્યાન ખેંચાયું નથી એ પરમ શોચનીય છે. આ મૂર્તિ દોઢ ફુટ લાંબા એક ફુટ પહોળા અને પોણો ફુટ જાડા શ્વેત આરસમાંથી કોતરીને તૈયાર કરેલી છે પાસાણમાં એક ઈંચની પડી મૂકી તેના ઉપર ત્રણ કમળો ઉપસાવેલાં છે, જેમાંનું મધ્ય કમળ સહસ્ર પાંખડીનું છે. એ કમલ ઉપર પદ્માસને પ્રભુની મૂર્તિ છે. જ્યારે બન્ને બાજુ ખડ્ગધારીહસ્તદ્વયવાળી મનુષ્યાકૃતિઓ છે. ભગવાન અને આ બન્ને નરો ઉપર સુંદર છત્રો ગેતરી મધ્યમાંથી આસોપાલવનાં ત્રણ ત્રણ પાંદડાંઓ કોતરેલાં છે.

ઉપર વર્ણવેલા આદર્શવાળી મૂર્તિ કયા ભગવાનની હોવી જોઈએ તેના નિશ્ચય માટે લાંછન વગેરેનું ચિહ્ન જોવામાં આવતું નથી, પરન્તુ ઘણું કરીને તો આ મૂર્તિ ભગવાન ઋષભદેવની હોવા સંભવ છે. કેમ કે આવો જ બીજો નમૂનો શત્રુંજય તીર્થમાં રાયણપાદુકા પાસેના વસ્તુપાળ સ્વર્ગારોહ ચૈત્ય વિના બીજે કોઈ ઠેકાણે જોવામાં આવતો નથી. આ બન્નેમાં ફેર માત્ર ભગવાનનાં આસનોનો છે. શત્રુંજય ઉપરની મૂર્તિ ખડ્ગાસનસ્થ છે જ્યારે આ મૂર્તિ પદ્માસનસ્થ છે. તેથી ચોક્કસ અનુમાન થાય છે કે આ મૂર્તિના વિધાતા પણ મંત્રી વસ્તુપાળ-તેજપાળ હોવા જોઈએ. શત્રુંજય ઉપરની મૂર્તિની આજુબાજુના સેવક પુરુષો નમિ વિનમિ હોવાની માન્યતા લાંબા વખતથી ચાલે છે તેથી આ મૂર્તિમાં પણ એવું જ અનુમાન બાંધતાં વિલંબ થાય તેવું નથી. પરન્તુ મારું માનવું એવું છે કે આ બન્ને મૂર્તિઓમાં જે પુરુષોની આકૃતિઓ ઉપજાવવામાં આવી છે તે મહામંત્રી વસ્તુપાળ-તેજપાલની કેમ ન હોય! ધન્ય છે આવા શિલ્પ સ્થાપકોના સર્જકોને, કે જેઓએ આવું ભવ્ય સ્થાપત્ય સર્જાવ્યું.

---

## શેઠશ્રી પ્રતાપસિંહ મોહોલાલભાઈના અવસાન અંગેનો સમિતિની વ્યવસ્થાપક કમિટિનો ઠરાવ.

"શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિની વ્યવસ્થાપક કમિટિના એક સભ્ય રા. રા. શેઠ શ્રી પ્રતાપસિંહ મોહોલાલભાઈના તા. ૨૮-૩-૪૧ ના રોજ થયેલ અત્યંત શોકજનક અને દુઃખદ અવસાન અંગે આ સમિતિ ઊંડા શોકની અને હાર્દિક દિલગીરીની લાગણી અનુભવે છે. સ્વર્ગસ્થ શેઠશ્રીએ જે કુનેહ, ધર્મપ્રેમ અને ઉત્સાહપૂર્વક નિઃસ્વાર્થપણે બાર વર્ષ સુધી સમિતિની વ્યવસ્થાનું કામ સંભાળ્યું છે તેને માટે સમિતિ પોતાના હાર્દિક આભારની લાગણી વ્યક્ત કરે છે. શેઠ શ્રી પ્રતાપસિંહભાઈના અવસાનથી ગુજરાતભરમાં વિખ્યાત એમના કુટુંબને જ નહીં પણ જૈન સમાજને પણ એક બુદ્ધિશાળી, ધર્મની ધગશવાળા અને દૂરંદેશી દૃષ્ટિવાળા આગેવાન સદ્‌ગૃહસ્થની મોટી ખોટ આવી પડી છે. સ્વર્ગસ્થ શેઠશ્રીના કુટુંબીજનો ઉપર જે અણધાર્યું અને આકરું સંકટ આવી પડ્યું છે તેમાં સમિતિ પોતાની સંપૂર્ણ સમવેદના અને સહાનુભૂતિ વ્યક્ત કરવા સાથે તેમના આત્માને શાંતિ ઇચ્છે છે."

॥ अर्हम् ॥

अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित

श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशींगभाईकी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| वर्ष ११ | વિક્રમ સં. ૨૦૦૨ : વીરનિ. સં. ૨૪૭૨ : ઈ. સ. ૧૯૪૬ | क्रमांक |
| --- | --- | --- |
| अंक ७. | ચૈત્ર શુદિ ૧૪ : સોમવાર : ૧૫ મી એપ્રીલ | १२७ |


મુનિરાજ શ્રી અમૃતવિજયજી વિરચિત

ત્રેસઠ શલાકા પુરુષ આયુષ્યાદિ

## બત્રીસ સ્થાનક વિચારગર્ભિત સ્તવન

સંપાદક—પૂજ્ય મુનિમહારાજ શ્રી રમણિકવિજયજી

અમે પાટણથી વિહાર કરી રણુંજ આવ્યા. ત્યાં ઉપાશ્રયમાં લખેલાં છૂટાં પાનાંનું એક પોટકું હતું, તેમાંથી કેટલાંક સ્તવનાદિનાં છૂટાં પાનાં મળી આવ્યાં છે. તેમાં એક પાનું "ત્રેસઠ શલાકા પુરુષ—આયુષ્યાદિ બત્રીસ સ્થાનક વિચારગર્ભિત સ્તવન" મળી આવ્યું છે. તેના કર્તા શ્રી અમૃતવિજયજી મહારાજ છે, અને ખુદ કર્તાએ સ્વહસ્તે લખેલ છે. આ સ્તવન સં. ૧૮૩૦ માં રચેલું છે, અને એ પાનાની નીચે "સંવત ૧૮૩૦ ચૈતર સુદ ૩" એટલો ઉલ્લેખ પણ છે.

આજ જાતનાં બીજાં બે સ્તવનો જુદા જુદા કર્તાના મને પાલણપુરથી મળી આવ્યાં છે; જેમાંના એકના કર્તા શ્રી દયાકુશલજી છે. તેની ઢાલ ૬ ને ગાથા ૬૦ છે. રચનાસંવત ૧૬૮૨ છે. બીજા સ્તવનના કર્તા શ્રી આણંદવર્ધનજી છે, અને તે સળંગ ૧૫ ગાથામાં છે. એનો રચનાકાલ પણ ૧૭મી સદીનો જ છે. કારણ કે આ પાનું પં. રવિવર્ધન કે જે એક મહાન કલાધર લેખક છે, તેમના હાથે લખાયેલું છે અને એ સત્તરમી સદીમાં વિદ્યમાન હતા.

આ સ્તવનમાં પ્રવચનસારોદ્ધાર ને રત્નસંચય ગ્રન્થની સાક્ષી આપે છે. પ્રવચન-સારોદ્ધારમાં આ વિષય દ્વાર ૩૬ ગાથા ૪૦૬ થી ૪૨૯ સુધીમાં છે. તેમ જ આવશ્યકસૂત્રમાં પણ આ વિષય આવે છે. વિશેષ જાણવા ઇચ્છનારે આવશ્યકસૂત્ર આદિ ગ્રન્થો જોવા.

આ સ્તવન કરતાં બીજાં બે સ્તવનો કે જેનો ઉલ્લેખ મેં ઉપર કર્યો છે, તે પ્રાચીન હોવા છતાં મારી પાસે આ સ્તવન પહેલું આવેલું હોઈ એને સૌ પહેલાં પ્રસિદ્ધ કરવામાં આવે છે, અને બીજાં બે જે પ્રાચીન છે તેમને આ પછી પ્રસિદ્ધ કરવામાં આવશે.

—સંપાદક.

દુહા—શાસનનાયક વીરજી, પદપંકજ પ્રણમેવી;
ત્રેસઠ સિલાકા પુરુષનો, કહું સંબંધ સંખેવ ॥ ૧ ॥
જિન ચક્રી હરિ બલ વલી, પ્રતિહરિ અનુક્રમ એહનો;
ચીસ ને વલી ચઉ બાર નવ, નવ નવ જેહ સંખે ગેહ ॥ ૨ ॥
એ ત્રેસઠ અધિકારિયા, મોક્ષનગરના જાણ;
બત્રીસ ઘરમાંહિ હુઆ, પંક્તિ પંચ પ્રમાણ ॥ ૩ ॥
તેત્રીસ રેખા ઊર્ધ્વ કરી, તિમ ખટ ત્રીછી તાંણી;
ઇમ બત્રીસ ઘર સ્થાપના, કરીઈ ચતુર સુજાણ ॥ ૪ ॥
પ્રથમ પંક્તિ જિનની, અપર ચક્રી હરિ તનુમાન;
પાંચમી આયુની કહી, સુણીઈ થઈ સાવધાન ॥ ૫ ॥

ઢાલ ૧—(ભોલીડા રે હંસા રે વિષય ન રાચીઈ—એ દેશી)

પહેલી પંક્તિ રે બત્રીસ જેહની, ત્રીજી માંહિ રે તેહ;
જે જે ઘરમાં રે જિનની થાપના, તે તે લહીયે રે ગેહ
પહેલી પંક્તિ રે ઈણી પરિ જાણીઈ ॥ ૧ ॥
ઋષભાદિ દેઈ ધર્મ જિણુંદ લગિ, થાપીજે ઘરમાંહિ;
વલી બે શાનિક છોડી ત્રણમાં, શાંતિ કુંથુ અર જાહિં. પહેલી. ॥ ૨ ॥
વલી પરિહરીયે રે ત્રિણ કોઠા પ્રતિ, અનુક્રમે તિમહિ જ હોય;
તેહમાં મલ્લિ સુવ્રત જિન થાપીયે, એક પદમાં નહિ કોય. પહેલી. ॥ ૩ ॥
આગલી બે ઘરમાં નમિ નેમજી, ઠવિયે દુગ પરિહાર;
પાસજીણુંદજી રે વીર જગતપતી, જુગલ સદનમાં રે સાર. પહેલી. ॥ ૪ ॥
ચોવીસ જિનની રે ઈણીપરે થાપના યંત્રમાંહિ નયકાર;
થાપી અમૃત કહે એ વિવેકથી, કરવા ભવિ ઉપગાર. પહેલી. ॥ ૫ ॥

ઢાલ ૨—( જીરે જી સામી સહ્યા—એ દેશી)

ચક્રવરતની થાપના, બીજી પંક્તિ માંહિ;
ભરત સગર ચક્રી ઠવે, દોય ઘરમાં ઉછાંહિ. સમજો સુગુણા એ વાતને. ॥ ૧ ॥
તદનંતર ગૃહ તેરમાં, તહાં વલી પણ ધામ;
મઘવા સનતકુમારથી, શાંતિ કુંથુ અરનામ. સમજો૦ ॥ ૨ ॥
ષા (ખા) લી એક આગલિ ઠવો, ચક્રિ સુભૂમ નિકેત;
વલી વસતિ નહિ દોયમાં, પદ્મ ચક્રિ એક ચેત. સમજો૦ ॥ ૩ ॥
એક પદ મુકિ આગલિ, થાપીજે દોય ઠામ;
ચક્રવરત હરિષેણજી, જય ચક્રિ નામ. સમજો૦ ॥ ૪ ॥
એક તજો વલી એકમાં, ચક્રિ બ્રહ્મદત્ત;
દુગ હરિયે એ વિવેકથી, કહે અમૃત લહો તત્ત. સમજો૦ ॥ ૫ ॥

ઢાલ ૩—( મોતીડાની દેશી )

હવે ત્રીજી પંક્તિમાં વિચાર, હરિ બલ પ્રતિહરિનો અધિકાર;
દશ ઘર મુંકીને પદ પંચ, તેહમાં કેશવ પ્રમુખનો સંચ.
મોહના મનરંગી પ્યારા સમજો સુવિચારા. ॥ ૧ ॥
ત્રિપિષ્ટ અચલાશ્વ ગ્રીવ એ જાણો, દ્વિપિષ્ટ વિજય તારક ચિત આણો;
સ્વયંભૂ ને ભદ્ર મેરક ત્રણ કહીયે, પુરુષોત્તમ સુપ્રભ મધુ લહીયે. મોહના. ॥ ૨ ॥

સિંહ સુદર્શન નિશુંભ પ્રચાધ, ઠવણા પંચ ઘરમાં કાધ;
પાંચ શૂન્ય ઘર એકમાં હોય, પુંડરીક આનંદ બલિ પ્રતિ જોય. મોહના. ॥ ૩ ॥
વળી એક શૂન્યને એકમાં રાખો, દત્તને નંદન પ્રહ્લાદ દાખો;
બે ઘરને તજી એકમાં ઠાય, લખમણુ રામ ને રાવણુ રાય. મોહના. ॥ ૪ ॥
શૂન્ય હોય પદ એકમાં નિવેશ, કૃષ્ણુ બલિભદ્ર ને મગધેશ;
અનુક્રમેં ત્રણુ પદ જે રહ્યાં બાકી, પૂરણુ ઠવિયે કરી મતિ પાકી. મોહના. ॥ ૫ ॥
હવે કહું ચોથી પાંચમી શ્રેણુ, ઘર બત્રીસમાંહિ સુગુણેણુ;
દેહિને જીવીતનું પરમાણુ, જિન ચક્રિ હરિ અમૃત વાણિ. મોહના. ॥ ૬ ॥

ઢાલ ૪—( સુવિધિ જિણેસર પાય નમીનેં—એ દેશી । જગજીવન જગવાલહો—એ દેશી )

પહેલા ઘરમાં થાપીએ, જિન ઋષભ ભરતનો સંચ લાલ રે;
લાખ ચોરાસી પૂર્વનું, જીવીત તનુ ધનુ સય પંચ લાલ રે.
સુગુણુ સનેહિ સાંભલો તુમે મુકી ચિત ખલપંચ લાલ રે. ॥ ૧ ॥
બીજે અજિત જીણુંદજી, ચક્રવર્તિ સગરનું ઠાણુ લાલ રે;
આયુ બહોત્તરી પૂર્વલાખનું, સાઢા ચારસેં ધનુ તનુ જાણુ લાલ રે. સુગુણુ૦ ॥ ૨ ॥
સંભવનાથ સુહંકરૂ, થાપીજે ત્રીજે ગેહ લાલ રે;
જીવીત સાઠી લાખ પૂર્વનું ધરે, ચ્યારસેં ધનુષની દેહ લાલ રે. સુગુણુ૦ ॥ ૩ ॥
અભિનંદન મહારાજની, ચોથે ઘર ઠવણુા ધારિ લાલ રે;
આયુ પચાસ લાખ પૂર્વનું, સાઢા ત્રણુ સય ધનુ તનુ સાર લાલ રે. સુગુણુ૦ ॥ ૪ ॥
સુખકર સુમતિ જિણેસરુ, પદ પંચમ માંહિ નિવાસ લાલ રે;
ચાલીસ લખ પૂરવ પછે, સિદ્ધ ત્રણુ સય ધનુ તનુ ખાસ લાલ રે. સુગુણુ૦ ॥ ૫ ॥
છઠા ઘરમાંહિ લહો, શ્રીપદ્મપ્રભ જિનરાય લાલ રે;
ત્રીસ પૂરવ લખ આઉખું, ધનુ અઢીસય ઉંચી કાય લાલ રે. સુગુણુ૦ ॥ ૬ ॥
સ્વામી સુપાસજી સાતમા, ઠવો તિંહિ જ ઠામ પ્રધાન લાલ રે;
વીસ પૂરવ લખ આઉખું, બસેં ધનુષ દેહનું માન લાલ રે. સુગુણુ૦ ॥ ૭ ॥
ચંદ્રપ્રભુ જિનવર તણું, દશ લાખ પૂરવનું આય લાલ રે;
થાનકિ જાણો આઠમું, તનુ દોઢસો ધનુષ સુહાય લાલ રે સુગુણુ૦ ॥ ૮ ॥
અનવમ સુવિધિ ગુણાપદ, અમૃત કહે વિસરામ લાલ રે;
જીવીત બે લખપૂર્વનું, સો ધનુ તનુ ગુણધામ લાલ રે. સુગુણુ૦ ॥ ૯ ॥

ઢાલ—૫—(એક લે ભાર ઘણો છે રાજિ—એ દેશી)

દશમા ઘરમાં શ્રી શીતલ જિનની, ઠવણા સાહિબ કેરી;
લાખ પૂરવ જીવીત જસ કાયા, નેઉ ધનુષ ભલેરી.
સમજો સુગુણ વિચારી રાજી વાત મેં સમજિણુ મનમાં આણી ॥ ૧ ॥
એકાદશમેં શ્રેયાંસ જિન, વળી વાસુદેવ તિપીઠ;
લાખ ચોરાશી વરસ જીવીત, તનુ એંસી ધનુષ સુપર્ઠ. સમજો. ॥ ૨ ॥
વાસુપૂજ્યજી પદ બારમેં, વાસુદેવ દુપીઠ;
વરસ બહોત્તર લાખ જીવીત, તનુ સીત્તર ધનુષ ઉક્કિઠ. સમજો. ॥ ૩ ॥

વિમલનાથ ને હરિ સ્વયંભૂ, તેરસમે પદ આણો;
સાઠી લાખ સંવછર જીવીત, સાઠ ધનુષ તનુ જાણો. સમજો. ॥ ૪ ॥
જિન અનંત પુરુષોત્તમ કેશવ, ચઉદસમે પદ વાસ;
ત્રીસ લાખ વરસનું આયુ, દેહ ધનુષ પંચાસ. સમજો. ॥ ૫ ॥
ધર્મનાથ ને સિંહ ગોવર્દ્ધન, રહ્યા પનરમે ગેહ;
લાખ વરસ દસ આઉખું, જસ પણયાલીસ ધનુ દેહ. સમજો. ॥ ૬ ॥
ત્રીજા મઘવા ચક્રી કહીઈ, સોલસમે થાપીજે;
પાંચ વરસ લખ જીવીત તનુ વધુ, શેષ બાયાલીસ લીજે. સમજો. ॥ ૭ ॥
સનતકુમાર ચક્રધર ચોથા, સત્તરમે પદ રાખો;
જીવીત ત્રણ લખ વરસ તનુ ધનુ, શેષ એકતાલીસ દાખો. સમજો. ॥ ૮ ॥

ઢાલ—૬–(સુરતી ચાલિ)

શાંતિ જિન પંચમ ચક્રી અઢારમે પદ જગીશ,
લાખ વરસનું આઉખું દેહ ધનુષ ચાલીસ;
ઓગણીસમે કુંથનાથની પાંત્રીસ ધનુષની કાય,
છઠા ચક્રી સહસ પંચાણું વરસનું આય. ॥ ૧ ॥
સહસ ચોરાશી વરસને આઉખે અર અભિધાન,
ચક્રી સાતમા વીસમે ત્રીસ ધનુષ તનુમાન;
પાંસઠ સહસ વરસનું જીવીત હરિ પુંડરીક,
એકવીસમે ઘર કાય ઓગણત્રીસ ધનુ નિરભીક. ॥ ૨ ॥
બાવીસમે પદ આઠમા ચક્રી સુભૂમ ભૂમીશ,
શત સહસે સાઠ વરસનું દેહ ધનુષ અઠવીસ;
દત્તદામોદર સાતમો છપ્પન વરસ હજાર,
પાલી આયુ વીસમે છવ્વીસ ધનુ તનુ સાર. ॥ ૩ ॥
સહસ પંચાવન વરસનું જીવીત મિલ્લકુમારી,
પચીસ ધનુષની કાયા ચોવીસમે ઘર ધારી;
સુવ્રતજિન વલી પદ્મ ચક્રી ચોવીસમે ગેહ,
જીવીત ત્રીસ સહસ વર્ષ વીસ ધનુનું દેહ. ॥ ૪ ॥
છવ્વીસમે ઘર આઠમો હરિ લખમણ વરવીર,
બાર હજાર વરસહદ સોલ ધનુષનું શરીર;
નમી જિન હરિખેણ ચક્રીધરો સગવીસમે ઠામ,
સહસ વરસ દશહદ તનુ પનર ધનુષ અભિરામ. ॥ ૫ ॥
જય નામ ચક્રીવર્તિનું સહસ વરસ ત્રણ આય,
બાર ધનુષની દેહડી અઠાવીસમે ઠાય;
સહસ વરસનું આઉખું નેમિ ને કૃષ્ણનું હોય,
ઓગણત્રીસમાં ઘરમાં દેહ ધનુષ દશ જોય. ॥ ૬ ॥

ચક્રી બ્રહ્મદત્ત બારમો સાતસેં વરસ પ્રમાણ,
જીવીત ત્રીસમા ઘરમાં દેહ ધનુષ દશ જાણ;
પાસપ્રભુ એકત્રીસમેં પદ સો વરસેં સિદ્ધ,
કાયા જસ નવ હાથની જાણો જગત પ્રસિદ્ધ. ॥ ૭ ॥

વીર જિણંદનું આઉખુ બહોત્તર વરસનું માન,
બત્રીસમા ઘરમાંહિ સગ કર કંચનવાન;
ઇમ પંક્તિ પાચેં મલી બત્રીસ ઘરમા થાય,
પુરૂષ સિલાકા ત્રેસઠિ કહું અમૃત સમુદાય. ॥ ૮ ॥

ઢાલ—૩—(બલિહારી પ્રભુ તુમ તણી—એ દેશી.)

ઇણી પરિ પુરૂષ સિલાકાએ હોઈ તિમકાલેં એહવા રે;
સિદ્ધનમરના સાહેબા, જસ સુરનરપતિ કરે સેવા રે.
ચતુર વિચારો ચિત્તમાં. ॥ ૧ ॥

ચોવીસ જિન શિવપુર વસ્યા, તિમ ચક્રી આઠ કહીજે રે;
મઘવા સનતકુમારનો, ત્રીજે સુરલોક લહીજે રે. ચતુર૦ ॥ ૨ ॥

ચક્રી સુભૂમ બ્રહ્મદત્ત, જઈ નરકાવાસે વાસિયા રે;
પિણ કારણ આગેં કહો હો, એ શિવવહુ રસિયા રે. ચતુર૦ ॥ ૩ ॥

નિયાણાં નિરધારીને, કેશવ નવ નરકે જાયે રે;
બલદેવ શુભ પરિણામથી, ઉરધ ગતિ વરણ સહાયે રે. ચતુર૦ ॥ ૪ ॥

પ્રતિહરિ કેશવની પરિ, સહૂ નીચી ગતિના વાસી રે;
રત્નસંચયથી જાણજો, એ વાત પ્રસિદ્ધ પ્રકાસી રે. ચતુર૦ ॥ ૫ ॥

ક્ષાયિક સમકિતના ધણી, વાસુદેવ પ્રમુખ ગુણ ખાણી રે;
તિય ચઉ ભવ અધિકા નહિ, એ પંચ સંગ્રહની વાણી રે ચતુર૦ ॥ ૬ ॥

પુરુષોત્તમ એવા હુઆ, ઘર બત્રીસને અધિકારે રે;
પ્રવચનસારોદ્ધારેમાં, પરગટ પણતીસમે દ્વારે રે. ચતુર૦ ॥ ૭ ॥

આગમ અગમ અથાહએ, કુણ પાર લહે ધીમંતા રે;
બહુશ્રુત સુગુરૂ વિવેકથી, અહો તત્ત્વ અમૃત વરસંતા રે. ચતુર૦ ॥ ૮ ॥

કલશ

જિન ચક્રી હરિ બલદેવ પ્રતિ હરિ થયા થાસે ગુણગુણી,
વર શિલાકા ત્રેસઠ થાપના અતેહ તણી;
૦ ૩ ૮ ૧
નભ રામ મદ હિમ માન વર્ષે વીનતી એ ઉર ધરી,
બુધ વિવેકથી કહે અમૃત, વિજય સંપદ અનુસરી ॥ ૧ ॥

સર્વે ગાથા ૫૪ સંવત ૧૮૩૦ ચઈતર સુદ ૩

# યંત્ર–સ્થાપના

| તીર્થંકર | ચક્રી | વાસુદેવ | દેહપ્રમાણ | આયુષ્ય |
|---|---|---|---|---|
| | | | ધનુષ | પૂર્વ લક્ષ |
| ઋષભદેવ | ભરત | ૦ | ૫૦૦ | ૮૪ |
| અજિતનાથ | સગર | ૦ | ૪૫૦ | ૭૨ |
| સંભવનાથ | ૦ | ૦ | ૪૦૦ | ૬૦ |
| અભિનન્દન | ૦ | ૦ | ૩૫૦ | ૫૦ |
| સુમતિનાથ | ૦ | ૦ | ૩૦૦ | ૪૦ |
| પદ્મપ્રભ | ૦ | ૦ | ૨૫૦ | ૩૦ |
| સુપાર્શ્વનાથ | ૦ | ૦ | ૨૦૦ | ૨૦ |
| ચંદ્રપ્રભ | ૦ | ૦ | ૧૫૦ | ૧૦ |
| સુવિધિનાથ | ૦ | ૦ | ૧૦૦ | ૨ |
| શીતલનાથ | ૦ | ૦ | ૯૦ | ૧ |
| | | | | વર્ષ લક્ષ |
| શ્રેયાંસનાથ | ૦ | ત્રિપૃષ્ઠ | ૮૦ | ૮૪ |
| વાસુપૂજ્ય | ૦ | દ્વિપૃષ્ઠ | ૭૦ | ૭૨ |
| વિમલનાથ | ૦ | સ્વયમ્ભૂ | ૬૦ | ૬૦ |
| અનન્તનાથ | ૦ | પુરુષોત્તમ | ૫૦ | ૩૦ |
| ધર્મનાથ | ૦ | પુરુષસિંહ | ૪૫ | ૧૦ |
| ૦ | મઘવાન | ૦ | ૪૨॥ | ૫ |
| ૦ | સનતકુમાર | ૦ | ૪૧॥ | ૩ |
| શાન્તિનાથ | શાન્તિ | ૦ | ૪૦ | ૧ |
| કુંથુનાથ | કુંથુ | ૦ | ૩૫ | ૯૫૦૦૦ |
| અરનાથ | અર | ૦ | ૩૦ | ૮૪૦૦૦ |
| ૦ | ૦ | પુરુષપુંડરીક | ૨૯ | ૬૫૦૦૦ |
| ૦ | સુભૂમ | ૦ | ૨૮ | ૬૦૦૦૦ |
| ૦ | ૦ | દત્ત | ૨૬ | ૫૬૦૦૦ |
| મલ્લિનાથ | ૦ | ૦ | ૨૫ | ૫૫૦૦૦ |
| મુનિસુવ્રત | પદ્મ | ૦ | ૨૦ | ૩૦૦૦૦ |
| ૦ | ૦ | નારાયણ | ૧૬ | ૧૨૦૦૦ |
| નમિનાથ | હરિષેણ | ૦ | ૧૫ | ૧૦૦૦૦ |
| ૦ | જય | ૦ | ૧૨ | ૩૦૦૦ |
| નેમિનાથ | ૦ | કૃષ્ણ | ૧૦ | ૧૦૦૦ |
| ૦ | બ્રહ્મદત્ત | ૦ | ૭ | ૭૦૦ |
| પાર્શ્વનાથ | ૦ | ૦ | ૯ હાથ | ૧૦૦ |
| મહાવીર | ૦ | ૦ | ૭ હાથ | ૭૨ |

# આર્ય કાલકના સહાયક શક સાહિઓ

લેખક : પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રીસિદ્ધિમુનિજી

જૈનગ્રંથો—'નિશીથચૂર્ણિ' વગેરેમાં એવા અભિપ્રાયના ઉલ્લેખ છે કે:—

"જૈનાચાર્ય [1]શ્રીકાલકસૂરિએ પોતાની સાધ્વી બહેન–સરસ્વતીને ઉજ્જયિનીના રાજા ગર્દભિલ્લના દુષ્ટ કબજામાંથી છોડાવવા બહુ બહુ પ્રયત્નો કર્યો, પણ જ્યારે તેમને તેમાં સાવ નિષ્ફળતા મળી ત્યારે તેઓ સ્વકાર્યસાધક કોઈ સમર્થ સહાય મેળવવા પારસકૂલ અથવા શકકુલમાં ચાલ્યા ગયા.[2] તેઓએ ત્યાં જઈ એક શક [3]સાહિનો આશ્રય લીધો અને તેને પોતાની નિમિત્તાદિ વિદ્યાના બળે અનુકૂલ કર્યો. આ પછી પસાર થતા સમય દરમિયાન સાહાણુસાહિ તરફથી આ સાહિ અને તે પ્રદેશના બીજા ૯૫ સાહિએના માથે મરણાંત ભય આવી પડયો. એ ભયથી બચાવવા શ્રીકાલકાચાર્ય એ સર્વ સાહિઓને સિન્ધુના રસ્તે સૌરાષ્ટ્રમાં–સોરઠમાં લાવ્યા. આ વખતે વર્ષાઋતુ શરૂ થઈ ચૂકેલી હોવાથી તે સાહિઓ સૌરાષ્ટ્રમાં જ સત્તા સ્થાપીને રહ્યા. પણ વર્ષાકાલ પૂરો થતાં આચાર્યની સૂચનાનુસાર તેમણે અવન્તી પર ચડાઈ કરી ગર્દભિલ્લ રાજાને ઉજ્જયિનીના તખ્ત પરથી ઉખેડી નાખ્યો. આચાર્યે સરસ્વતી સાધ્વીને મુક્ત કરી અને શકસાહિઓ ઉજ્જયિનીના અધિપતિ થયા."

હાલના ઈરાનના અગ્નિકોણનો અને તેને લગતો બલુચીસ્તાનની દક્ષિણનો વિભાગ, કે જે ઓમાનના અખાત અને અરબી સમુદ્રની ઉત્તરમાં આવેલો ભૂ–પ્રદેશ છે, તે આ પારસકુલ કે શકકુલ હોવું જોઇએ. શ્રીકાલકાચાર્યના સમયે એટલે કે શ્રીમહાવીરનિર્વાણની પાંચમી સદીની શરૂઆતમાં ઈરાનની પૂર્વે આવેલા હાલમાં સી–સ્તાન તરીકે ઓળખાવાતા પ્રદેશની સીમા સાગરકિનારા સુધી લંબાતી હશે અને પારસકૂલનો પ્રદેશ એ સી–સ્તાનમાં જ સમાવિષ્ટ થતો હશે એમ લાગે છે. કારણ કે ત્યાં શકકુલના સાહિઓ ઈરાની સાહાણુસાહિની વડી સત્તાને આધીન રહી રાજ્ય કરતા હતા. અને એ સાહિઓ મોટી સંખ્યામાં હોઈ ઉત્તરમાં તેઓ હાલના સી–સ્તાનનો સમાવેશ કરતા વિશાળ પ્રદેશમાં રાજ્ય કરતા હશે.

---

૧ આ આચાર્ય મગધમાં આવેલા ધારાવાસ નગરના 'વયરસીંહ' રાજાના પુત્ર હતા. તેમની માતાનું નામ સુરસુન્દરી અને બહેનનું નામ સરસ્વતી હતું. તેમણે જૈનાચાર્ય ગુણાકરની પાસે દીક્ષા અંગીકાર કરી હતી. આ સમયે સરસ્વતીએ પણ સાધ્વીઓની પાસે ચારિત્ર અંગીકાર કર્યું હતું. સંભવ છે કે મ. નિ. ૩૯૩માં તેમને આચાર્યપદપ્રાપ્તિ થઈ હશે. અવિનીત શિષ્યોનો ત્યાગ કરી પ્રશિષ્ય સાગરશ્રમણની પાસે સુવર્ણભૂમિમાં જનાર; દત્તરાજાની આગળ યજ્ઞફલને કહેનાર; પ્રથમાનુયોગ, ગંડિકાનુયોગ, કાલકસંહિતા આદિના રચનાર **जोइसनिमित्तबलीया** આ જ આચાર્ય હતા. નિગોદવ્યાખ્યાતા, પ્રજ્ઞાપનાકાર, ચતુર્થીદિનસંવત્સરીપરિવર્તક યુગપ્રધાન સ્વામાચાર્ય–કાલકાચાર્યથી તેઓ ભિન્ન છે.

૨ શ્રીકાલકાચાર્યનું પારસકૂલમાં ગમન આશરે મ. નિ. ૪૦૫–૬ માં થયું હશે.

૩ સાહિ એટલે માંડલિક રાજા અને સાહાણુસાહિ એટલે એ માંડલિકોનો રાજા–રાજાધિરાજ–શહેનશાહ.

પારસકૂલમાં 'કૂલ' શબ્દ હ્રસ્વ ઉકારવાળો પણ મળી આવે છે, પણ કિનારાવાચક દીર્ઘ ઉકારવાળો કૂલ શબ્દ જ વધારે બંધબેસતો છે. જ્યારે શકકુલમાંનો 'કુલ' શબ્દ સમૂહવાચક તરીકે કે કિનારા વાચક તરીકે 'કુલ' અને 'કૂલ' એમ બન્ને રીતે ઘટતો હોવાથી હ્રસ્વ કે દીર્ઘ ઉકારવાળો ગમે તેવો લખાયો મળી આવે તો તેમાં કાંઈ બાધ નથી.

પૂરતી સહાય મેળવવા માટે થયેલા શ્રીકાલકાચાર્યના આ ગમન સંબંધમાં ક્વચિત્ એવો પણ ઉલ્લેખ મળી આવે છે કેઃ–'તેઓ સિન્ધુજનપદમાં ગયા હતા." આનો અર્થ એ થઈ શકે કે, તેઓ પ્રથમ સિન્ધુજનપદમાં ગયા હતા અને પછી ત્યાંથી પારસકૂલમાં ગયા હતા.

આ સમયે સિન્ધમાં શક–વસાહત હોવાનું કહેવામાં આવે છે, અને એ વસાહતનો પ્રદેશ 'ઇન્ડો–સ્કુથિયા'–હિન્દી શકસ્થાન તરીકે ઓળખાવવામાં આવતો હતો. સિન્ધમાંની આ શક–વસાહત સિન્ધુનદીના દોઆબમાં હતી અને એની રાજધાની સિન્ધુનદીના કિનારા પર આવેલા મિનનગરમાં હતી એમ કહેવામાં આવે છે.

આ સિન્ધમાંની વસાહતના શકો સીસ્તાનમાંથી કે તેની આજુબાજુના પ્રદેશમાંથી ગમે તે રસ્તે આવ્યા હશે.

એમ કહેવામાં આવે છે કે, [4]યુચી–યુઇશીઓ । દબાણને લઈ સીરદરિયા નદીના પ્રદેશમાં વસતા શકો દક્ષિણ બાજુ સરતા સરતા ઓક્સસ–આમુનદીને પાર કરી બેક્ટ્રિઆમાં થઈ સીસ્તાનમાં આવ્યા અને ત્યાં વસવાટ કરીને રહ્યા. એ વસાહતી શકોમાંના જ શકોએ પાછળથી સિન્ધમાં આવીને વસાહત સ્થાપી.

પણ સંભવિત એ છે કે, યુચીઓના દબાણને લઈ સીસ્તાનમાં આવેલા એ શકોએ પોતાની જાતિના સીસ્તાનમાં વસતા અતીવ જૂના શકો સાથે ત્યાં વસવા પ્રયત્નો કર્યા હતા, અને તેના અંગે એમને પાર્થિયનોની સાથે ભારે અથડાઅથડી થવા પામી હતી, જેમાં પાર્થિયન રાજા [5]ફ્રેટીસ અને આર્ટેબેનસ મરાયા હતા. એ અથડાઅથડીમાં શક સિવાય બીજી પણ જાતિઓ હોય તો ના નહિ, પણ શકો તો હતા જ. આ અથડામણના સમયે આગંતુક શકો સીસ્તાનમાં અને તેની પૂર્વે આવેલા કાબોજના પ્રદેશમાં કાંઈક કાલ વસ્યા પણ ખરા. આ પછી જ્યારે પાર્થિયન રાજા મેથ્રોડેટસ બીજો ગાદીએ આવ્યો ત્યારે તેની બળવાન બનેલી સત્તાએ પોતાના મરાયેલા વડીલોનું વેર વાળવા આ નવીન શકો પર વધારે સખતાઈ કરવા માંડી. પરિણામે તેઓમાંનો મોટો ભાગ કે જે સીસ્તાનના પૂર્વપ્રદેશમાં વસી કાંઈક સ્થિર થવા પામ્યો હતો તે દક્ષિણ તરફ ઉતરી આવી અનુક્રમે સિન્ધમાં પ્રવેશી ત્યાં સત્તા જમાવીને સ્થિર થયો. લાગે છે કે, મેથ્રોડેટસની લાંબા કાળની બળવાન સત્તાએ તેમને ત્યાં પણ કેટલોક કાળ સર્વથા સ્વતન્ત્ર નહિ રહેવા દીધા હશે.

આ ઉપરના કથન કરતાંય વધારે સંભવિત કથન એ છે કે, સીસ્તાન ને તેની આજુબાજુના શક–ક્ષહરાટો, કે જેઓ બેક્ટ્રિયન રાજા ડિમેટ્રિયસ અને સરદાર મિનેન્ડરની

---

૪ આ યુચી જાતિ અને તેના પરિભ્રમણ વિષે સંક્ષિપ્ત હકીકત આગળ આપવામાં આવશે.

૫ આરસેકસવંશના આ ફ્રેટીસ બીજાનું મૃત્યુ ઈ. સ. પૂ. ૧૨૮માં અને તેના પછી આવનાર આર્ટેબેનસનું મૃત્યુ ઈ. સ. પૂર્વે ૧૨૩માં થયું. આ પછી મેથ્રોડેટસ બીજો ગાદી પર આવ્યો.

સાથે તેમની લશ્કરી કામગીરી બજાવતા હિન્દમાં આવ્યા હતા, તેમના આગેવાનો મિને-ન્ડરના સ્વવતન કાબુલ તરફ ચાલ્યા ગયા બાદ સત્રપી–સુબેદારી ભોગવતાઃ હિન્દમાં જ રહ્યા હતા. પાછળથી એમાંના ક્ષહરાટોએ રાજસ્થાનની–હાલના ચીતોડથી સાતેક માઈલ આવેલી–મધ્યમિકા નગરીમાંથી લગભગ સ્વતન્ત્ર જેવું શાસન કરવા માંડ્યું હતું અને શકોએ સિન્ધુના દોઆબમાં સિન્ધુના કિનારે વસેલા મિનનગરમાંથી ક્ષહરાટોની જેમ શાસન કરવા માંડ્યું હતું. સિન્ધમાં શાસન કરતા એ શકલોકો સિન્ધમાં જ વસાહતી બની સ્થિર થઈ ગયા. એમની વસાહત ઇન્ડો–સ્કુથિયા–હિન્દી શકસ્થાનના નામે પ્રસિદ્ધ થઈ. આ વખતે તેઓ બેક્ટ્રિયન સત્તાને તાબે હશે, પણ પાછળથી તેઓને પાર્થિયન સત્તા પણ સ્વીકારવી પડી હશે એવો સંભવ છે. પણ લાગે છે કે તે સર્વોપરી સત્તા નામની જ હશે.

આમ છતાં હીન્દી શકોએ કેવા સંજોગોમાં પોતાના પૂર્વ સ્થળને છોડી સિન્ધના નવા સ્થળમાં આવીને વસહત કરી એ અસ્પષ્ટ ને પ્રામાણિકપણે ન જાણવામાં આવે ત્યાં સુધી, એ ઇન્ડો–સ્કુથિયા ક્યારે ને કેવી રીતે ઊભું થયું એ ચોક્કસપણે તો કહી શકાય જ નહિ. શક પ્રજાનો ઇતિહાસ જ હજુ અંધારામાં છે. શકજાતિ, તેનું મૂળ વતન, તેની વસાહતો અને તેના અવરજવરના માર્ગો વગેરેના સંબંધમાં ઘણાય જાણીતા સંશોધકોએ પ્રયત્ન કર્યો છે, પણ તે અત્યાર સુધી અધૂરો ને અનિશ્ચિત રહ્યો હોવાથી તેમાંથી છૂટી-છવાઈ હકીકતો સિવાય વિશ્વાસપાત્ર એવો કોઈ પણ જાતનો ઇતિહાસ મેળવી શકાય તેમ નથી.

સામાન્ય રીતે શક જાતિનાં સ્થિતિસ્થાન ત્રણ કલ્પવામાં આવ્યાં છે : પહેલું–હાલના ઇરાનની પૂર્વે અફઘાનીસ્તાનની નૈઋત્ય ને બલુચીસ્તાનની વાયવ્યમાં હમમ નામના સરો-વરની અંદર પડનારી હેલમન્ડ નદીની ખીણોને લગતો હાલમાં કહેવાતો સી–સ્તાનનો પ્રદેશ. બીજું–એશિઆઈ રૂશિઆના નૈઋત્યમાં એરલ સરોવરની અંદર પડનારી સીરદરિયા નદીના બન્ને કિનારાની આજુબાજુનો પ્રદેશ. અને ત્રીજું—કાસ્પિયન સમુદ્રના ઉત્તરમાં, તેને જ લગતો એશિઆઈ રૂશિયાના એકદમ નૈઋત્યનો પ્રદેશ.

આ ત્રણે સ્થાનોમાં સી–સ્તાનને શકોનું હોમ–ઘર કહેવામાં આવ્યું છે. ઉત્તરમાંથી આવેલા શકોની સૌથી વહેલી વસાહતને લઈ, કે ત્યાં એક લાંબાકાળ સુધી શકજાતિ સ્થિ-રતાથી રહી તેને લઈ અથવા તો અન્ય ગમે તે કારણે સી–સ્તાન—શકસ્થાન કહેવામાં આવતું હશે, પણ સંશોધકોની દૃષ્ટિએ ખરી રીતે તેય સ્થાન બીજાં બે સ્થાનોની માફક મૂળ વતન નહિ પણ પાછળની વસાહતનું જ સ્થાન હતું. કહે છે કે, યૂરોપ અને એશિઆના ઉત્તર પ્રદેશમાં જ્યાં ત્યાં ભટકતી શિથીયન તરીકે ઓળખાતી આ જંગલી જાતને મૂળ વતન જેવું કાંઈ હતું જ નહિ !

આ વિષયમાં સ્ટ્રેબોના કથનને અનુસરી સર વિન્સેન્ટ સ્મીથ લખે છે કેઃ–"શકપ્રજા અને તેને મળતી જાતિઓ [6]જાર્ટસના પાડોશમાંથી આવી હતી અને તે ઇરાની શહેન-શાહ ડેરિયસના રાજ્ય અમલે કાશગર અને યારકંદના પ્રદેશમાં પથારો કરીને પડી રહી હતી." [7]મી. સ્મીથ ડેરિયસનો સમય ઈ. સ. પૂર્વે ૫૨૧ થી ૪૮૫ નોંધે છે.

૬ ઓક્ષસનદી કે જેનું નામ આમુનદી પણ છે.
૭ અર્લિ હીસ્ટરી ઓફ ઇંડિયાની ટીપ પરથી ભાષાન્તરિત.

એ સંશોધક વળી એમ પણ લખે છે કેઃ—"શક તથા તેમને મળતી ટોળીઓને (યુચીઓના) આ બેટાને પરિણામે દક્ષિણ તરફ ખસવાની ફરજ પડી અને પરિણામે તેઓ હિંદની ઉત્તરેથી ઘણું કરીને એક કરતાં વધારે માર્ગે હિંદમાં દાખલ થયા. આ જંગલીઓની ચઢાઈની રેલ પશ્ચિમ દિશામાં પણ ફેલાઈ અને ઇ. સ. પૂર્વે ૧૪૦ થી ૧૨૦ સુધીના સમયમાં તે પાર્થિયન રાજ્ય તથા બેકિટ્રઆ પર ઓચિંતી ધસી આવી."

"હેલમંદ નદીની ખીણ જે હાલનું સીસ્તાન છે તે શકસ્થાન અથવા શકલોકોના દેશ તરીકે જાણીતું હતું. શકલોકોએ ઘણું કરીને ત્યાં વહેલી વસાહત કરી હતી. પણ સંભવ છે કે ઇ. સ. પૂર્વેના બીજા સૈકામાં થયેલી ભરતી એ પ્રાંતમાં પહોંચી હોય."૮

આ ઉપરનાં ભાષાન્તરિત અવતરણોથી સમજાય છે કે, 'હિમવંત થેરાવલી' પ્રમાણે ઇ. સ. પૂર્વે ૪૬૭ માં૯ મહાવીરનિર્વાણ થયું તેથી પૂર્વે એ—શકલોકો એરલ સરોવરના અગ્નિકોણમાં સીરદરિયા નદીની ખીણોના પ્રદેશમાં વસતા હતા અને તેમાંનો વિભાગ ડેરિયસના સમયમાં ટિબેટની ઉત્તર ને પામીરના પૂર્વમાં આવેલા એશિઆઇ તુર્કસ્થાનનાં કાશ્ગર અને યારકંદ શહેરોના પ્રદેશમાં આવીને વસેલો જ હતો; પણ આ અવતરણોમાંથી એવી ચોક્કસ માહિતી મળતી નથી કે આ શકલોકો સીરદરિયા નદીની ખીણોના આજુબાજુના પ્રદેશમાં ક્યાંથી અને ક્યારે આવીને વસ્યા.

સીસ્તાનના પ્રદેશમાંથી ગયેલી અને અન્યત્ર—સીરદરિયા નદી વગેરેના પ્રદેશમાં—વસાહત કરી રહેલી શકપ્રજા કાલાંતરે અન્ય પ્રજાઓના દબાણને લઈ પોતાના મૂળ વતન સીસ્તાન તરફ ધકેલાઈ હતી, કે તે કોઈ અન્ય પ્રદેશની જ મૂળ વતની હોઈ ભિન્ન ભિન્ન સ્થળે વસતી અનુક્રમે સીસ્તાનમાં આવીને વસી હતી, એનો નિર્ણય હજુ સુધી થઈ શક્યો નથી અને કલ્પિત અનુમાનોથી થઈ શકે પણ નહિ. આવી સ્થિતિમાં કોઈ પણ પ્રજાનું મૂળ વતન અમુક જ હતું કે નહિ, એમ અન્ય પૂરતા પ્રામાણિક ઇતિહાસ વિના ભાગ્યે જ કોઈ કહી શકે. હિન્દના આર્યોએ હિન્દમાંથી ગયેલા આર્યોને અને અન્ય અનાર્યદેશોના અનાર્યોને પોતાના દેશમાં તેઓ આવી વસ્યા ત્યારે પોતાનામાં તેમને સમાવી લીધા એવી સ્થિતિમાં આર્યોનું મૂળ વતન ભારત હતું જ નહિ. તેઓ મધ્ય એશિઆ, યૂરોપ કે કોકેસસ પર્વતના અમુક મેદાની પ્રદેશના મૂળ વતની હતા અને ત્યાંથી હિન્દમાં આવી વસ્યા છે, એમ માનવા—મનાવવા જેવાં હાસ્યાસ્પદ સંશોધન થતાં હોઈ, શકપ્રજાના મૂળ વતનનું સંશોધન પણ એવી જ દષ્ટિથી જો કરવામાં આવે તો તે પણ હાસ્યાસ્પદ જ છે. શકપ્રજાને શીથીયન નામથી ઓળખાવી તેમને ભટકતી જંગલી જાતમાં ગણાવવી એમાં શોધકોના માનસિક તરંગો સિવાય બીજું કાંઈ પણ સત્ય નથી. શકપ્રજાના મૂળ વતનની વાત જવા દઈએ. હજુ સુધી તે પ્રજાને બીજી પ્રજાઓથી જુદી પાડી સ્પષ્ટપણે ઓળખવામાં જ કલ્પનાઓ ગુંચવાઈ ગઈ છે તે ક્યારે ઉકેલાય ત્યારે ખરી.

---

૮ હિંદુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ (ગુ૦વ૦સો૦મુદ્રિત)

૯ જૈન કાલગણનાનો ચાલુ સંપ્રદાય ઇ. સ. પૂર્વે પર૭માં વીરનિર્વાણ માને છે. તેની સાથે આ એક મહત્ત્વનું મતાંતર છે. આ લેખમાં એ મતાંતરનો જ આશ્રય લેવામાં આવ્યો છે.

યુચી, સે અને તાહિયાના શોધાયેલા ઇતિહાસ પરથી કેટલાકો એવું અનુમાન કરી રહ્યા છે કે "સે" 'યુચી' અને 'તાહિયા' એ શબ્દો તથા તે શબ્દો પરથી દેશ કાળભેદે થઈ ગયેલા વિવિધ અપભ્રંશ શબ્દો, એ બધા શક જાતિને જ ઓળખાવનારા છે. અર્થાત્ તેઓ શકજાતિને યુચી વગેરે અન્ય જાતિઓનો સમાવેશ કરતી એક વ્યાપક જાતિ ગણે છે. પણ એમના કરાયેલા અધૂરા અનુમાનથી આ વિષયમાં જેવી જોઇએ તેવી સ્પષ્ટતા થતી નથી.

આ સ્થળે શકજાતિની વ્યાપકતા વિષેનો એક ઉલ્લેખ ટાંકીએ—પ્રાચીન ભારતીય સાહિત્યનો આધાર લઈ 'મૌર્યસામ્રાજ્યકા ઇતિહાસ'ના લેખક લખે છે કેઃ—" પ્રાચીન સાહિત્ય કે સપ્ત દ્વીપોંમેં એક દ્વીપકા નામ શકદ્વીપ હૈ. ઇસ શકદ્વીપમેં સંપૂર્ણ પશ્ચિમીય એશિયાકા ગ્રહણ હોતા હૈ. પ્રાચીન પર્શિયામેં એક પ્રાંતકા નામ સૈકી (sacae) ભી થા. શક શબ્દ ઇસ સૈકી પ્રદેશમેં રહેનેવાલોંકે લિયે પ્રયુક્ત હોતા થા. મનુ કે અનુસાર શકલોક; કાંબોજ, પહ્લવ, પારદ ઔર યવન ઇન ઉપવિભાગોંમેં વિભક્ત થે. ઇન્હીં સકલોકોં કે રાજા સાઇરસકો શકનૃપતિકે નામસે કહા ગયા હૈ."

આ ઉલ્લેખમાં કહેલા શકદ્વીપની અને પ્રાચીન પર્શિયાની સીમા–મર્યાદા ક્યાં સુધી હતી એ સમજવું મુશ્કેલ છે. કારણ કે એ દ્વીપનું દ્વીપ તરીકેનું સ્વરૂપ કેવી રીતે હતું તેનો જેવો જોઇએ તેવો ક્યાંય સ્પષ્ટ ઉલ્લેખ નથી. બાકી પર્શિયાનો પ્રાંત સૈકી હતો તે શકદેશ કહેવાતો હશે અને એના પ્રાંતો કાંબોજ, પહ્લવ, પારદ ને યવન હશે. અતિ પ્રાચીન કાળમાં એ સર્વ પ્રાંતોના લોકોની મુખ્ય જાત શક કહેવાતી હશે,[૧૦] પણ કાળાંતરે એમ બની ગયું હશે કે, હેલમંડ નદીના વિભાગમાંના જ શકોને આશ્રયી શકજાતિનો

૧૦ વૈદિકકાલપૂર્વે કીકટમાં 'મગ' લોકો વસતા હતા. એ મગજાતિના વસવાટથી કીટકનું નામ મગધ પડ્યું અને પછી મગધના વસવાટથી મગલોકો મગંદ (માગધ) કહેવાયા. એમને ઉદ્દેશી ઋગ્વેદમાં કહેવાયું છે કેઃ—"આ મગંદ ઇન્દ્ર ! તને પાયસ આપતા નથી તો તેમનું ધન (વદ) લુટીને તું અમોને આપ" (ઋ૦ ૩–૫૩–૧૪). આવા અર્થની પ્રાર્થના વિશ્વામિત્રના મુખથી આ શ્રુતિમાં કરાવાઈ છે. વળી યજુર્વેદમાં પણ માગધોનો ઉલ્લેખ પુરુષમેધમાં છે. આ મગલોકો શકોના ઉપાધ્યાય હતા એવી માન્યતા છે. શ્રીકૃષ્ણના પુત્ર શામ્બના કુષ્ટરોગને દૂર કરવા મગોને શાકદ્વીપથી લાવવામાં આવ્યા હતા એમ ભવિષ્યપુરાણ કહે છે. શકો શાકદ્વીપમાં વસતા હતા અને શામ્બના કાર્યના અંગે મગોને ત્યાંથી લાવ્યા એ પરથી ઉપરોક્ત માન્યતામાં વજુદ હોય એમ લાગે છે. બહુ પ્રાચીન જમાનામાં શાકદ્વીપમાં શક અને મગ આ બે જાતિ વસતી હશે અને પ્રાંતભેદથી તે બન્ને જાતિ વિશિષ્ટ નામોને ધારણ કરતી રહી હશે. છતાં ડેરિયસના બેહિસ્તાનના શિલાલેખથી સમજાય છે કે તેના સમયમાં શક અને મગુશ–મગ એ મૂળ સામાન્ય નામ પણ કાયમ રહ્યાં છે અને તેમની વિશેષ વસ્તીના યોગે તેમના પ્રાંતો શક અને મર્ગિયન નામે ઓળખાયા છે. ડેરિયસ શત્રુદેશ તરીકે બેક્ટ્રિયાને નથી ગણતો પણ શકને ગણે છે તેથી તે પ્રાંત પાર્સ (પર્શિયા)ના પ્રદેશથી બેક્ટ્રિયા કરતાં નજીકમાં હોવો જોઇએ, નહિ કે ક્ષીરદરિયાની પેલી પાર.

અને એ શકોના સ્થાનને આશ્રયી શકદેશનો વ્યવહાર શરૂ થયો હશે, જ્યારે કાંબોજાદિ પ્રાંતોના શકો પ્રાન્તીય વિશેષ નામોથી ઓળખાતા થયા હશે. ક્ષહરાટ, પહ્‌લવાજ, પારદીયન, (પાર્થિયન) અને યવન (યોન-બૅક્ટ્રિયન) જાતિઓનાં નામ જે આજે ઇતિહાસના પાને લખાઈ રહ્યાં છે તે આ શકજાતિથી ભિન્ન નથી એમ હોય તો ના નહિ.

જૈન સૂત્રગ્રંથોમાં મ્લેચ્છ જાતિઓની નામાવલી આપતાં તેમાં ખરમુખ, ઉષ્ટ્ર, પહ્‌લવ, પારસ, યવન વગેરે નામો આપવામાં આવે છે અને તેમાં શક નામને અલગ લખવામાં આવે છે તે પરથી નક્કી થાય છે કે, 'પ્રજ્ઞાપના'કાર શ્રી શ્યામાચાર્ય અને તેમની પૂર્વેના તથા પછીના સમયમાં એ ખરમુખાદિ જાતિઓને શકથી વિભિન્ન ગણવાનો વ્યવહાર હશે. આમાં પારદજાતિનું નામ આપવામાં આવતું નથી તેથી લાગે છે કે તે જાતિનો પહ્લવમાં સમાવેશ થતો હશે અને તે બન્ને મળી પાર્થિયન જાતિ તરીકે ઓળખાતી થઈ હશે, જ્યારે પારદના [૧૧]યુઈશીઓ-ઋષિકો 'પારસ' તરીકે ઓળખાવા લાગ્યા હશે, કે જે શકજાતિના હોવાનો સંભવ નથી. આ વિષયને સ્પષ્ટ કરવા યુચી-યુઈશી-ઋષિકો વિષેના થયેલા અર્વાચીન સંશોધનમાંથી કંઈક ઉતારો કરીએ તો તે અસ્થાને નથી.

યુચી જાતિનું મૂળ વતન વાયવ્ય ચીનમાંના કાનસુ પ્રાંતમાં હતું. ચીનાઈ દીવાલ બંધાયા બાદ 'હ્યુંગનુ' નામથી પરિચિત ભટકતા તુર્કોની ટોળીની સાથે આ યુચીઓને એક મહાન સંઘર્ષણ થયું, તેમાં તેમને કાનસુ-પ્રાંતમાંની જમીન છોડી દઈ પશ્ચિમ તરફ ખસવાની ફરજ પડી. અહીંથી વધારે પશ્ચિમમાં ધકેલાયા તેઓ સિનકિયાંગ અને ઇલિ નદીના પ્રદેશમાં થઈ સીરદરિયા નદીના પ્રદેશમાં પહોંચ્યા. અહીં તેઓ થોડાંક વર્ષ સ્થિર રહ્યા એટલામાં હ્યુગનું (હૂણ) જાતની મદદ લઈ વુ-સુન જાતિએ તેમને ત્યાંથી ખસવાની ફરજ પાડી. આ પછી તેઓ ઓક્ષસ નદીના ખીણોમાં થઈ દક્ષિણમાં બૅક્ટ્રિયા પર ઊતરી આવ્યા. અહીં ટા-હિયા નામની શાન્ત પ્રજા વસી રહી હતી તેમની સાથે શકો પણ ઉત્તરમાંથી આવીને વસેલા હતા એ સર્વને તાબે કરી આ આવનાર યુચીઓ ત્યાં સત્તા સ્થાપીને રહ્યા. ઓક્ષસની ઉત્તરે આવેલા સૉગ્ડિયાનામાં અને તેની દક્ષિણે આવેલા બૅક્ટ્રિઆનામાં વસાહત કરી રહેલા આ યુચીઓએ સંગઠનદ્વારા બળવાન બની અંતે કફ્કીસીઝની સરદારી નીચે હિન્દુકુશના રસ્તે દક્ષિણ તરફ ઊતરી આવી હિન્દની વાયવ્ય સરહદના ઘાટોમાં થઈ હિન્દમાં પ્રવેશ કર્યો અને ત્યાં આર્સેકસ રાજા મેથ્રૉડેટસ બીજાના સમયથી જામેલી પાર્થિયન સત્તાનો તેમણે નાશ કર્યો. કહે છે કે, યુચીઓએ ઈ. સ. પૂર્વે ૧૭૪ થી ૧૬૦ ના ગાળા વચ્ચે કાનસુપ્રાંતને છોડયો હતો અને આશરે

---

૧૧ આ યુઇશી-ઋષિકો શાકદ્વીપના રહેવાસી મગલોકો હશે એમ અનુમાન થાય છે.ઋષિક એ એમનું સન્માનાર્હ નામ હશે, જેમાંથી પાછળ યુઈશી વગેરે અપભ્રંશો થયા લાગે છે. વૈદિકોનાં મગોપર કરાયેલાં આક્ષેપવચનો પરથી નક્કી થાય છે કે તેઓ કોઈ ભિન્ન (સંભવ છે કે જૈન) સંસ્કૃતિના હતા. કુદરતનાં પૂજન અને એકેશ્વરવાદની માન્યતા તેમનામાં-અમુક પ્રદેશ અને અમુક વિભાગમાં-પાછળથી પ્રવેશવા પામી હોવી જોઈએ. એ જાતિ મગધમાંથી શાકદ્વીપમાં ચાલી ગઈ હોય, એવો પણ પ્રશ્ન તેમના મગધમાંના અતીવ પ્રાચીન અસ્તિત્વને લઈ ઊઠી શકે તેમ છે.

ઈ. સ. ૫૦ ના સમય દરમિયાન કાબુલને જીતી પછી હિન્દમાં પ્રવેશ કર્યો હતો. એમના આ લાંબા ભ્રમણમાં કડફીસીઝ પહેલા સુધી તેમની શકોની સાથે કોઈ જાતની એકતા હોય એવો ઉલ્લેખ થયો નથી, વિરુદ્ધ, તેઓ તેમને જ્યાંત્યાંથી ખસેડનારા અને તાબામાં રાખનારા જ જણાયા છે. શકોની સાથે તેમને જો કાંઈ સંબંધ જેવું જણાયું હોય તો તે કડફીસીઝ બીજાનો સુબો ટસમોતિક શક હતો તે પછી જ છે. પણ એ સંબંધ જાતિ તરીકેનો નહિ પણ સ્વામી-સેવક તરીકેનો હતો. આ સંબંધથી ઉત્પન્ન થયેલા ગોટાળા-માંથી જ શક અને યુચીની એકતાની ભ્રાન્તિ થઈ ગઈ હોય તો ના નહિ. બીજું યુચી જાતિના માટે 'ઋષિક' શબ્દ પણ વપરાય છે, એ પરથી તો અનુમાન થાય છે કે, આ જાતિ ભલેને આર્યદેશની ન હોય પણ શક જાતિ કરતાં કળાની દૃષ્ટિએ વિશેષ સંસ્કાર-વાળી હશે. સંભવ છે કે મહાવીરનિર્વાણથી પણ બહુ પૂર્વે આ ઋષિક જાતિ કાનસુ પ્રદેશથી લઈ યાવત્ પર્શિયા સુધીમાં હિંદની ઉત્તરના અને વાયવ્યના પહાડોની પેલી પાર કોઈ જગાએ જથ્થાબંધ તો કોઈ જગાએ છૂટીછવાઈ વસવાટ કરીને રહી હશે. અને જે જે પ્રદેશમાં વસતી હશે તે તે પ્રદેશના 'ઋષિક' તરીકે બહુધા ઓળખાતી હશે. એ જાતિનો જે સમૂહ પારદમાં વસેલો હશે તે પ્રથમ ઋષિક, પછી પારદ-ઋષિક અને અંતે લાંબાકાળે અપભ્રંશ થઈ પાર્સિક-પારસી-ફારસી શબ્દથી બોલાતો થયો હશે.

તાહિયા જાતિ કે જેના માટે કહેવામાં આવે છે કે, તે કાનસુ પ્રદેશમાં વસતી યુચી જાતિની પાડોશમાં રહેનારી હતી અને ત્યાંથી ખસતી ખસતી એશિયાઈ તુર્કસ્થાન અને ઇલિ નદીની વચ્ચેના ગમે તે એક કે અનેક માર્ગે ઠેઠ ઓક્ષસ નદીના ખીણોના દક્ષિણ પ્રદેશ-બેક્ટ્રીઆ સુધી પહોંચી હતી અને ત્યાં વસાહત કરીને રહી હતી, આ તાહિયા જાતને યુચીઓએ તાબે કરી તેમના પર તેમણે પોતાની સત્તા સ્થાપી હતી એ પૂર્વે કહેવાઈ ગયું છે. તાહિયા એ શકજાત છે એવી પણ કેટલાકોની માન્યતા છે, પણ એ બરાબર હોય એમ લાગતું નથી. એમ કહેવામાં આવે છે કે, તાહિયા અને તુખાર એક જ જાતિના માટે વપરાયેલા શબ્દો છે. આ 'તુખાર' એ શબ્દ 'તુષાર' શબ્દથી બહુ ભિન્ન નથી એટલે તુષાર શબ્દ તાહિયાનો પર્યાયાન્તર થયો. આમાંથી એ મતલબ નીકળે છે કે, તાહિયા એટલે તુષાર જાત તુષારાચલ-હિમાલયની સાથે સંબંધવાળી છે. પછી ભલેને એ વ્યાપારી શાન્ત પ્રજા પોતાના વ્યાપારને ખેડતી હિમાલય પર્વતના ઉત્તરમાં ને વાયવ્યમાં દૂર દૂર સુધી ફરી વળી હોય.

પણ આ બધાં અધૂરાં જ અનુમાનો છે; એ સંશોધકને કોઈ નિશ્ચય પર લઈ જતાં નથી. દેશ પરથી જાતિનું નામ પડે છે અને જાતિ પરથી દેશનું નામ પણ પડે છે. આ જાતિઓને નિર્વાહ, વ્યાપાર, ઉપદ્રવાદિ, સંસ્કૃતિપ્રચાર અને સત્તા વગેરે કારણોને લઈ વખતોવખત સ્થાનાન્તર કરવાં પડે છે, અને એવાં જ કારણોને લઈ ફરીથી પાછું તેમને મૂળ સ્થાનમાં પણ આવવું પડે છે. લીપી, ભાષા, વેશ, રહનસહન વગેરે પણ દેશકાળના ભેદે ઉલટપાલટ થતાં જાય છે. વસાહત કરનારી જાતિઓ વસાહતી પ્રદેશના મૂળ વતનીઓનું કેટલું સ્થિર રહેવા દે ને કેટલું નાશ કરે, કેટલું આપે ને કેટલું અપનાવે એનો કાંઈ નિયમ નથી. આવી આવી અનેક પ્રકારની અચોક્કસ સ્થિતિમાં સંપૂર્ણ પ્રામાણિક સંશોધન ન થાય ત્યાં સુધી; શક-

દ્વીપ કર્યો ને શક દેશ કર્યો? શકોના વસવાટથી અમુક શકસ્થાન કહેવાયું કે શકસ્થાનમાં વસવાટ કરવાથી અમુક શકો કહેવાય? શકલોકો જંગલી અને ભટકતા હતા કે તેમના જમાનાની સાદી ને સરલ જીવનની રીતથી જીવતા બલવાન, બોલ્યું પાળનારા, વફાદાર, અવિશ્વાસઘાતી, સ્ત્રીમર્યાદારક્ષક વગેરે વગેરે ક્ષાત્ર-સ્વરૂપ હતા? છેલ્લાં પાંચેક સદીઓમાં પૃથ્વીપર ભટકી રહેલા યુરોપીયન-ઇંગ્રેજ, ફ્રેન્ચ, ડચ, પોર્ટુગીઝ વગેરે પ્રજાઓના જેવા અનાર્ય હતા કે તેથી ઘણી ઘણી બાબતોમાં ઓછી અનાર્યતા ધરાવનારા અનાર્ય હતા! આવા આવા પ્રશ્નોનો નિવેડો કરવાનું અને શક જાતિના ઇતિહાસને ચોક્કસ કરવાનું કાર્ય સાચા સંશોધકોને માટે બાકી જ રહે છે. આ કાર્ય કોઇ પણ રીતે ઓછું મુશ્કેલ નથી. સ્વાર્થ ને સત્તાને માટે જ્યાં ત્યાં ઘૂસી ગયેલા; પણ જર્મનીમાંથી હમણાં હાંકેલાઇ પેલેસ્ટાઇન વગેરેમાં અન્ય પ્રજાનાં સાથે અથડાઅથડી કરતા યાહુદીઓના સબંધમાં તેઓ ભટકતા જંગલી હતા કે નહિ, એ આજથી બે ચાર હજાર વર્ષ પછી અનેક રીતે પલટાયેલી દુનિયાના નષ્ટ થયેલા ઇતિહાસમાંથી શોધી કાઢવું સહેલું નથી. આવી મુશ્કેલ સ્થિતિમાં મહાવીર-નિર્વાણની પાંચમી સદીની શરૂઆતમાં સીસ્તાન, પારસકૂલ ને સિન્ધુના ગામોમાં શકોનો વસવાટ હતો એટલી જૈનસાહિત્ય અને અન્ય સાહિત્ય પરથી જણાયેલી સામાન્ય આછી હકીકતોથી જ અહીં ચલાવી લેવું પડે છે.

સંભવિત છે કે, શ્રીકાલકાચાર્ય અવન્તીદેશમાંથી વિરાટના માર્ગે સિન્ધુજનપદમાં ગયા હશે. પણ ત્યાંના હીન્દી શકોથી જ પોતાનું કાર્ય સાધી શકાશે એમ તેમને ન લાગ્યું હોય ને વધારે બળના સંગઠનની અપેક્ષા સમજાઈ હોય તેથી તેઓ ત્યાંથી પારસકુલમાં ગયા હશે. ત્યાં જઈ તેમણે ત્યાંના એક સાહિ-રાજાનો આશ્રય મેળવ્યો અને તેને જ્યોતિષ ને નિમિત્ત વિદ્યાના બળે અનુકૂલ કરી લીધો. આ વખતે પારસકૂલના અને તેની ઉત્તરપ્રદેશના ઉપવિભાગોમાં સંખ્યાબંધ શક સાહિરાજાઓ રાજ્ય કરી રહ્યા હતા. તેઓ સર્વે પાર્થિયન સાહાણુસાહિની સર્વોપરી સત્તાને આધીન હતા. સાહાણુસાહિ આર્સકસ વંશનો મેથ્રોડેટસ[૧૨] ત્રીજો હોય એમ લાગે છે. જેણે કાલકાચાર્ય જે સાહિના આશ્રયે રહ્યા હતા તેના પર સીલબંધ ફરમાનના સાથે એક છૂરી મોકલી હતી. હેતુ એ હતો કે એ છૂરીથી સાહિ પોતાનો શિરચ્છેદ કરે. આ છુરી પરનો નંબર ૯૬ હતો તેથી સમજાતું હતું કે ૯૬ સાહિઓનો નાશ કરવા તેણે આ પ્રકારનાં ફરમાનો કાઢ્યાં હતાં. ઉપરોક્ત અનુલ્લંઘ્ય

---

૧૨ આ ઇરાની શહેનશાહ મેથ્રોડેટસ ત્રીજો ઇ. સ. પૂર્વે ૬૦માં ગાદીએ આવ્યો હતો એમ મનાય છે. પણ સંભવ છે કે તે ઇ. સ. પૂર્વે ૬૦ કરતાં થોડાંક વર્ષ વહેલો ગાદીએ આવ્યો હોવો જોઇએ. શક-સાહિઓએ મ. નિ. ૪૦૬ નું ચોમાસું સોરાષ્ટ્રમાં વીતાવ્યું હતું તે પછી તેઓ અવન્તિ પર ગયા હતા. આ પરથી એ નક્કી છે કે, મ. નિ. ૪૦૬ ની ગ્રીષ્મ ઋતુમાં તેમના પર તેમના રાજાધિરાજે કટારીથી શિરચ્છેદ કરી સ્વતઃ નાશ પામવાનું ફરમાન કાઢ્યું હતું. આ વર્ષ ઇ. સ. પૂર્વે ૬૧મું હતું. હવે મેથ્રોડેટસે ગાદીએ આવ્યા પછી બહુ વહેલામાં વહેલું ફરમાન કાઢ્યું હોય તો પણ તેનો સમય ઓછામાં ઓછો એકાદ વર્ષ જેટલો તો હોવો જોઇએ. એ દૃષ્ટિએ તેનો રાજ્યારંભ ઇ. સ. પૂર્વે ૬૨ હોવા સંભવ છે.

આજ્ઞાને વશ થઈ શાહિ પોતાનો શિરચ્છેદ કરે એ પહેલાં કાલકાચાર્યે તેને અન્ય શાહિઓને આત્મઘાત ન કરતાં પોતાની સાથે 'હિંદુગ'–હીન્દીદેશમાં આવવાની સલાહ આપી. એ સલાહમાં અવન્તિના રાજ્યલાભની પણ આશા અપાઈ હતી. આચાર્યની સલાહ શાહિઓએ સ્વીકારી લીધી. તેઓ સિન્ધુને પાર કરી પ્રથમ સૌરાષ્ટ્રને લગતા દરિયા કિનારે ઊતર્યા અને પછી અનુક્રમે સૌરાષ્ટ્રનો કબજો લઈ તેને છન્નુ વિભાગમાં વહેંચી નાખી ત્યાં સત્તા સ્થાપીને રહ્યા. કારણ કે ચોમાસુ બેસી ગયું હોવાથી આગળ અવન્તિ તરફ પ્રયાણ કરવું અશક્ય હતું.

સિન્ધુને પાર કરવાની બાબતમાં સિન્ધુ એટલે સાગર કે નદી એ વિષે આજકાલ મતાંતર છે; કારણ કે મળી આવતા જૈન સાહિત્યગત ઉલ્લેખોમાં ક્વચિત્ 'સિન્ધુનદી' એવી સ્પષ્ટતા છે; જ્યારે શકલોકોનું પારસકૂલથી ખસી જવું જે સંયોગોમાં થયું છે તેનો વિચાર કરીએ તો સહજ અનુમાન થાય છે કે, તેઓ પારસકૂલના કોઈ બંદરેથી વહાણો મારફતે સીધા આજના કાઠિયાવાડના પશ્ચિમ કિનારે ઊતર્યા હોય અને તેમણે સૌરાષ્ટ્રની અંદર પ્રવેશ કર્યો હોય. સમુદ્રના કે સિન્ધુનદીના ગમે તે રસ્તે તેઓ સૌરાષ્ટ્રમાં આવ્યા એ તો નિર્વિવાદ છે.

ચોમાસાની સ્થિરતા દરમિયાન શ્રીકાલકાચાર્યે આ શકોને સ્વર્ણસિદ્ધિના પ્રયોગથી બહુ જ સંપન્ન બનાવ્યા અને પછી ચોમાસુ વીત્યા બાદ તેમને અને અન્ય રાજાઓને સાથમાં લઈ અવન્તિદેશ પર ચઢાઈ કરી. આ અન્ય રાજાઓમાં લાટદેશના રાજાઓ પણ હતા. 'નિશીથચૂર્ણિ'ના અધિકરણ અધિકારમાં લાટદેશના રાજાઓનું કોઈ વિશિષ્ટ નામ આપ્યું નથી. અન્યત્ર એ રાજાઓ બલમિત્ર–ભાનુમિત્ર હતા એવા ઉલ્લેખો મળે છે અને એમની કાલકાચાર્યના ભાણેજ તરીકે ઓળખાણ આપવામાં આવે છે. પણ બલમિત્ર–ભાનુમિત્ર એ અશોકના પુત્ર તિષ્યગુપ્તના પુત્રો હોઈ જૈનસમ્રાટ સંપ્રતિની પછી ઉજ્જયિનીની ગાદીએ આવ્યા હતા. તેમનો સમય મ. નિ ૨૯૪ થી ૩૫૪ છે.[13] ઉજ્જયિનીથી નિગોદવ્યાખ્યાતા પ્રજ્ઞાપનાકાર શ્યામાચાર્યને ચોમાસામાં નિર્વાસન કરનાર આ રાજાઓ હતા. તેઓ કોઈ પણ કાલકાચાર્યના ભાણેજ કે શુંગવંશીય ન હતા. શકોને સાથમાં લઈ સરસ્વતી સાધ્વીને છોડાવવા જનારા કાલકાચાર્યનો સમય મહાવીર નિર્વાણની પાંચમી સદીની શરૂઆતનો છે. તે વખતે બલમિત્ર–ભાનુમિત્રનું અસ્તિત્વ હતું જ નહિ. પણ આ વખતે ભરૂચમાં એક બલમિત્ર નામનો રાજા હતો. આ રાજા ગર્દભિલ્લથી અપમાનિત થયેલો હતો. મારી સમજ છે કે, એ અન્ય કોઈ નહિ પણ કાલકાચાર્યનો ભાણેજ ગર્દભિલ્લપુત્ર વિક્રમાદિત્ય હતો. આ એક વિસ્તીર્ણ ચર્ચાનો વિષય છે અને અહીં હું તેને સ્થાન આપી શકતો નથી. કેમકે આ લેખનો મુખ્ય વિષય 'શકો' જ છે.

શ્રીકાલકાચાર્યની સૂચના મુજબ શકોએ અવન્તિની ભૂમિમાં પ્રવેશ કરી તેની રાજધાની ઉજ્જયિનીને ઘેરો ઘાલ્યો. રીતસર સામનો કર્યા બાદ નાસીપાસ થતા ગર્દભિલ્લે વિદ્યાબળથી શત્રુનો સર્વનાશ નોતરવા પોતાનો વિદ્યાસાધન પ્રયત્ન આદર્યો, પણ આચાર્યે

---

૧૩ '(હિમવંત થેરાવલી' (ગુજરાતી ભાષાન્તર પં. હીરાલાલ હંસરાજ)ના સંપ્રદાયાનુસાર.

બતાવેલી યુક્તિથી ગર્દભિલ્લનો એ સર્વ પ્રયત્ન શક સાહિઓએ નિષ્ફળ કર્યો. આ યુદ્ધમાં ગર્દભિલ્લનું મૃત્યુ થયું હોય કે સાહિઓના હાથમાં પકડાઇ જતાં શ્રીકાલકાચાર્યના કથનથી તેને જીવતો જવા દીધો હોય એ વિષયમાં મતાંતર છે. એ તો નક્કી છે કે ત્યાર પછી તેનું અવન્તીમાં અસ્તિત્વ રહ્યું નથી. સાધ્વી સરસ્વતીને છોડાવવામાં આવી. આ પછી ઉજ્જયિની પર શક સાહિઓનું આધિપત્ય શરૂ થયું. કાલકાચાર્ય જેના ત્યાં પારસકૂલમાં રહ્યા હતા તથા જેને સૌરાષ્ટ્રમાં મુખ્ય-અધિપતિ નીમવામાં આવ્યો હતો, તે સાહિ ઉજ્જયિનીનો અધિપતિ બન્યો અને અવન્તિના અન્ય પ્રાંતોમાં બાકીના ૯૫ સાહિઓ સત્તા ભોગવતા રહ્યા. સંભવ છે કે, કેવલ અવન્તિમાં જ નહિ પણ સૌરાષ્ટ્ર અને અન્ય જે પ્રાંતો સીધા ગર્દભિલ્લના કબજામાં હતા તે સર્વમાં આ સાહિઓ નીમાયા હશે. સરસ્વતી સાધ્વી સહિત પોતાની પાયશ્ચિત્તાદિથી શુદ્ધિ કર્યા બાદ શ્રીકાલકાચાર્યનું પ્રવૃત્તિક્ષેત્ર ધાર્મિક જ હોય એ સ્વભાવિક જ છે ઉજ્જયિનીની રાજ્યવ્યવસ્થાના અંગે તેમને કાંઈ પણ લાગતું વળગતું ન હતું. એમને ઉજ્જયિની પર સાહિઓ આવે કે ગર્દભિલ્લનો વારસદાર બલમિત્ર આવે તે પ્રત્યે ઉદાસીનતા જ હોય. પણ બલમિત્રને એ ન જ પાલવે. એના પરિણામ તરીકે જ બલમિત્રને ગમે તે રીતે બળ કેળવવાનું અને શકોની પાસેથી પોતાને ઉજ્જયિની પરનો પરંપરાસિદ્ધ હક મેળવવો જ રહ્યો એ માટે એણે આ-પ્રદેશમાં જઈ પૂરતું બળ એકત્રિત કરવા વિવિધ પ્રયત્નો આદર્યો હોય તો તેમાં કાંઈ નવાઈ નથી.

હવે ઉજ્જયિનીમાં શકસાહિઓએ રાજ્ય કરવા માંડયું (મ.નિ.૪૦૬-૭). તેઓ પારસકુલમાં હતા ત્યારે પણ રાજ્યકર્તાઓ હતા. આ કાંઇ એમને રાજ્ય ચલાવવાની નવીન તાલીમ લેવાની ન હતી. ગમે તેવા સંસ્કારને ઝીલી તેને પોતાનામાં ઉતારવાની ને જીરવવાની શક્તિ આ શકજાતિમાં પરાપૂર્વથી હતી તેઓ અનાર્યદેશના વતની હોઇ આચારથી પણ અનાર્ય જ હતા, પણ શ્રીકાલકાચાર્યના સંબંધમાં આવતાં તેમની અંદર આર્યત્વના સંસ્કાર રેડયા હતા તેમની અંદર મર્યાદિત જૈનત્વ પણ સ્વીકાર કરાવવામાં આવ્યું હોવું જ જોઇએ. તેમને જીવનસર્વસ્વ સમર્પનાર શ્રી કાલકાચાર્યે તેમનું જીવન ઘડતર આ લોક પૂરતુ જ ઘડયું હોય એ બની શકે જ નહિ. આ જ સમયે નાશિક અને પુના જિલ્લા વગેરે પશ્ચિમઘાટના પૂર્વ પ્રદેશમાં રાજ્ય કરતા 'ઉષવદાત'-શકરાજાનું આર્યત્વ અને ધર્મશીલતા કેવી હતી એ તે વિભાગમાં મળી આવતા લેખોથી આજે ઇતિહાસના વાચકો સુપરિચિત છે. શકપ્રજા હિન્દની સ્થાનિક પ્રજામાં ભળી કેવી ઓતપ્રોત થઈ જતી હતી તેની એ લેખો આજે સાક્ષી પૂરી રહ્યા છે. ઉજ્જયિનીના આ શકોનું પણ તેવી જ રીતે હિન્દીકરણ ન થયું હોય એમ માનવાને કાંઈ કારણ નથી. તેમણે અવન્તિદેશની પ્રજા પર ત્રણ ચાર વર્ષ શાસન કર્યું હતું એમ જૈન સાહિત્ય કહે છે. એમનું શાસન કોઈ પણ રીતે જૂલમી હોય એવો ત્યાં ઉલ્લેખ મળતો નથી. આમ છતાં 'ગર્ગસંહિતા' સાથે અંતમાં સંયુકત 'યુગપુરાણ' શકરાજાઓના જૂલમ આદિ વિષે જે લખી રહ્યું છે તેની નોંધ દિ બ. કેશવલાલ હર્ષદરાય ધ્રુવના શબ્દોમાં આ પ્રમાણે છે—

"એ શકોમાં જેની મૂઠી ધનુષ હશે એવો મહાબલવાન અમ્લાટ થશે. જેની સાથે કોઈ રણ માંડી નહીં શકે એવો એ રાતી આંખનો શક પુષ્પપુર ઉપર ચઢાઇ કરશે એ

નગરે તે આવી પહોંચતાં શહેર ખાલી થયેલું જોશે. પછી તે રાતી આંખનો રક્ત વસ્ત્રધારી મ્લેચ્છ અમ્લાટ અનાથ વસ્તીમાં કત્લ ચલાવી શહેર ઉજાડશે. એ રીતે તે રાજા એ શહેરમાં ચાતુર્વર્ણ્યનો નાશ કરશે. પછી ચાર વર્ણથી નીચ લોકોને શહેરમાં વસાવતો છતો રાતી આંખનો એ અમ્લાટ અને એના બાંધવ નાશ પામશે. તેના જુલ્મી અમલનો અંત આવતાં રહીસહી રૈયતનો પછી ગોપાળ એવા નામનો શક રાજા થશે. એ ગોપાળ એક વર્ષ રાજ ભોગવી પુષ્પક સાથે લડતાં તેના હાથે માર્યો જશે. પછી તે અધર્મી પુષ્પક નામનો મ્લેચ્છ રાજા થશે. તે પણ એક વરસ રાજ ભોગવી માર્યો જશે. પછી જેની સાથે કોઈ પણ રણ માંડી ન શકે એવો અતિ ઘણો બલવાન શર્વિલ રાજા થશે. તે પણ ત્રણ વર્ષ પૃથ્વી ભોગવી માર્યો જશે. તે પછી બ્રાહ્મણોના દ્વેષી તરીકે દુનિયામાં જાણીતો કોઈ બદનામ રાજા થશે. એનું ભૂંડું રાજ્ય ત્રણ વર્ષ પહોંચશે. પછી તે ધનનો લોભી, ભૂંડાઈનો ભરેલો, પાપી મહા બલવાન શકપતિ, કલિંગરાજ 'શાત'ની ભૂમિનો ભૂખ્યો, કલિંગદેશ પર ચડાઈ કરી જીવ ખોશે. અને બાણોડાંથી સંગ્રામમાં અંગ વહાઈ જઈ સર્વે નીચ અધમ શકોનો સંહાર વળશે તે નિઃસંશય છે. પછી તે શાન્તિમાં ઉત્તમ રાજા પોતાની સેનાથી પૃથ્વી હસ્તગત કરી દશમું વર્ષ જીવતાં મરણ પામશે. સર્વ મહાબળવાન શક રાજાઓ ધન લોભી હશે. શક રાજ્ય ઉચ્છિન્ન થશે. ત્યારે (મગધની) ભૂમિ ઉજ્જડ થશે. પુષ્પપુર સૂનું રહેશે, અને જોનારને ખાવા ધાશે, ભવિષ્યમાં તે કોઈ નવીન વંશના રાજાની રાજધાની થશે એ આશિષ છે."[૧૪]

આ યુગપુરાણ પરથી તારવેલો અર્થ, તેમાં અપાયેલી હકીકતો પરથી શ્રી કાલકાચાર્યે લાવેલા શકોને જ લાગુ પડે છે એવું કંઈક અનુમાન થાય છે. પણ સાથે એ પણ સમજાય છે કે, યુગપુરાણકારના હાથમાં અધૂરી અને ધાર્મિકવિદ્વેષભરી હકીકતો જ આવી છે. છેલ્લા શક રાજાના અને તેની પછી આવનાર નવીન વંશના રાજાના નામની તેને ખબર નથી. અમ્લાટ, ગોપાળ, પુષ્પક, શર્વિલ અને કોઈ બદનામ વ્યક્તિ એ પાંચ શાહિરાજાઓ અનુક્રમે ઉજ્જયિનીના તખ્ત પર આવ્યા હતા કે તેમાંનો એકાદ ઉજ્જયિનીનો મુખ્ય શાહિ હોઈ અન્ય તેના સમકાલીન પ્રાંતીય સાહિઓ હતા, એ પ્રશ્ન વિચારવા જેવો છે. અમ્લાટનો શાસનકાળ લખવામાં આવતો નથી. ગોપાળ વગેરે ચારનો શાસનકાળ આઠ વર્ષ લખવામાં આવે છે; તેમાં છેલ્લી બદનામ વ્યક્તિનાં ત્રણ વર્ષ લખ્યાં છે. યુગપુરાણકારની આ રાજત્વકાળની નોંધ શકરાજાનું રાજ્ય ઉજ્જયિની પર ત્રણ ચાર વર્ષ રહ્યું એ જૈન સાહિત્યની નોંધની સાથે મેળ ખાતું નથી. તેથી જ્યાં સુધી અન્ય સમર્થન ન મળે ત્યાં સુધી યુગપુરાણની નોંધ વ્યવસ્થિત અને સંપૂર્ણ વિશ્વાસપાત્ર માની શકાય નહિ. ઉજ્જયિની અને મહત્ત્વના બીજા ચાર પ્રાંતોના સાહિઓને સમકાલીન ન રાખતાં તેમને અનુક્રમથી ગોઠવવામાં આવ્યા હોય એવી, યુગપુરાણની એ શકરાજાઓના વિષેની નોંધમાં સહજ શંકા આવે છે. બાકી શ્રી કાલકાચાર્યથી ઉપકૃત કૃતજ્ઞશીલ એ વિધર્મી શક રાજાઓની ભૂંડાઈ વિષેના જે બખાળા યુગપુરાણકાર કાઢે છે તેનું તો કોઈ મહત્ત્વ નથી. પુરાણમાં શૈશુનાગવંશના છેલ્લા રાજાઓને અને નંદવંશના રાજાઓને તેઓ વિધર્મી—જૈન હોવાને લીધે કેવા કેવા દુર્જન ને દુષ્ટ ચીતર્યા છે? આ સ્થળે એ પણ ભૂલવું જોઈએ નહિ કે,

૧૪: બુદ્ધિપ્રકાશ પૃ. ૭૬ પૃ. ૮૮

ગર્ગસંહિતા એ ગુપ્તસામ્રાજ્ય સંસ્થાપન પછીની કૃતિ છે અને તેમાં સંયુક્ત કરાયેલું યુગપુરાણ તેથી પણ પાછલના સમયનું છે. આથી યુગપુરાણનો ઉલ્લેખ પાટલીપુત્રના 'મુરુન્ડ' જાતિના રાજાઓ, કે જેને ભારતીય લેખકો શક તરીકે સેળભેળ કરતા હતા, તેમને ઉદ્દેશીને હશે કે કેમ એવી પણ શંકાને અવકાશ છે. કેમ કે એ ઉલ્લેખમાં અવન્તિ કે ઉજ્જયિનીનો કોઈ સંબંધ જોવામાં આવતો નથી, જ્યારે પુષ્પપુર એ સુપ્રસિદ્ધ કુસુમપુર –મગધનું રાજનગર પાટલીપુત્ર છે, કે જ્યાં ગુપ્તોના પહેલાં મુરુન્ડ રાજાઓ રાજ્ય કરતાં હતા.

અગ્નિકોણના અને દક્ષિણના છેવાડાના દેશો સિવાય લગભગ આખાય ભારતમાં સામ્રાજ્ય કે રાજ્ય ભોગવતા વિધર્મી શકોનાં પૌરાણિક સંસ્મરણો આલેખતાં પુરાણોમાં ધાર્મિક પ્રત્યાઘાતી તત્ત્વ પણ હોવા સંભવ છે. વેદપૂર્વકાલીન મગધદેશ કીકટના નામથી ઓળખાતો હતો, પણ શકોના ઉપાધ્યાય મગલોકોના વસવાટ પછી તે મગધ નામથી પ્રસિદ્ધ થયો, એમ કહેવામાં આવે છે. ઋગ્વેદમાં અને યજુર્વેદમાં આ મગો વિધર્મી હોવાથી તેમના માટે દુર્માનસ દર્શાવવામાં આવ્યું છે. આ પછી હજારો વર્ષ વીત્યા બાદ પણ શ્રીપતંજલી પોતાના મહાભાષ્યમાં જ્યારે મગધની વ્યુત્પત્તિ કરવા બેસે છે ત્યારે '**मगान् पापान् धारयतीति मगधः**' મગો એટલે પાપને ધારણ કરે તે મગધ એમ પ્રાચીનોના આક્ષેપને પ્રતિબિંબત કરે છે. આવી જ રીતે યુગપુરાણમાં શકોને માટે ધાર્મિક પ્રત્યાઘાતી તત્ત્વ પ્રતિબિંબિત થયું હોય તો ના નહિ. પણ આપણે એ ઉપરથી આ નવીન આવેલા અને ઉજ્જયિનીમાં રાજ્ય કરતા શકશાહિ રાજાઓના માટે હલકો અભિપ્રાય બાંધી શકીએ નહિ. શકો એ આ કાળના ભારતના મોટા વિભાગના ક્ષત્રિયવટ ને શાહુકારીની ઉજ્જવલ ભૂમિકા છે.

આમ છતાં એ સંભવિત છે કે, આ વિદેશી નવીન આવેલી શકપ્રજાનું શાસન સૌ કોઈ સહર્ષ ન સ્વીકારી લે. ગર્દભિલ્લના વારસ બલમિત્ર–વિક્રમાદિત્યના રાજ્યહક્કને નાશ પામેલો જોવાને પણ એક ભાગ ખુશી નહિ હશે. શકપ્રજા હિન્દની પ્રજામાં કેટલાંક હિતોમાં હિસ્સો પડાવતી હશે એ પણ સ્વભાવિક છે. વૈદિક પ્રજાને આ શકપ્રજામાંનો અમુક ભાગ મ્લેચ્છ, અમુક ભાગ વિધર્મી અને અમુક ભાગ અસ્પર્શ્ય જેવો પણ લાગતો હશે. ભાષા વગેરેથી પણ થોડો ઘણો ભેદભાવ ચાલુ જ હશે. આ સર્વ પરિસ્થિતિને પહોંચી વળવા ઘટતાં પગલાં લેવામાં યોગ્ય રીતે સત્તાનો ઉપયોગ પણ આ શકરાજાઓ કરતા હશે અને કવચિત્ હાથ નીચેનાં માણસોથી અન્યાય જેવું પણ થતું હશે. આ સર્વ સંભવિત છે. પણ એઓ અંદરો અંદર કપાઈ મરતા હતા કે ગામોને ઉજાડતા હતા એમ માનવું એ વધારા પૂરતું છે. બલમિત્ર–વિક્રમાદિત્યે આ શકોનો પરાજય કર્યો તે કાંઈ અંધાધુનીનો લાભ લીધો હતો એમ નથી, પણ તેણે પોતાના પરાક્રમથી આ શકોને હરાવ્યા હતા. આન્ધ્રના શાતવાહનોને ક્ષહરાટ અને શકોથી પોતાનો નાશિક વગેરે જિલ્લાઓનો પ્રદેશ ખાલી કરી બહુ દૂર તેના અગ્નિકોણના પ્રદેશમાં ખસી જવું પડયું હતું એ સબળ વિરોધને લઈ અત્યારનાં તેમના રાજા [૧૫]'સ્વાતિ'થી બલમિત્રને પરેપૂરી સહાય મળી એ સિવાય બીજાં

૧૫ આન્ધ્ર રાજા મેઘસ્વાતિ પછી આ 'સ્વાતિ' ગાદીએ આવ્યો હતો. તેનો રાજ્યકાલ મ. નિ. ૪૦૨ થી ૪૨૦ સુધી હતો. તેની રાજધાનીનું નગર કયું હતું એ વિષે ચોક્કસ કહેવું મુશ્કેલ છે, પણ પ્રતિષ્ઠાન (પૈઠણ) તો ન જ હતું. 'નહપાણ'ના ક્ષ-

પણ બળો બલમિત્રે કેળવ્યાં હોવાં જોઈએ. વિક્રમાદિત્યે ઉજ્જયિનીનું રાજ્ય શકોની પાસેથી પાછું મેળવ્યું એ દૃષ્ટિએ લોકો તેને શકારિ કહેતા હશે. પણ એનો અર્થ એવો કરવો જોઈએ નહિ કે તેણે શકોનો યુદ્ધ સિવાય પણ નિષ્કારણ સંહાર કર્યો હતો. ભૂલવું જોઈએ નહિ કે, તે શ્રીકાલકાચાર્યનો ભાણેજ હતો અને જ્યારે ભરૂચમાં રાજકર્તા હતો ત્યારે શ્રી [16]આર્યખપુટાચાર્યના સંસર્ગમાં આવ્યો હતો. પોતાનું પૈત્રિક રાજ્ય મેળવવું એ સિવાય એને બીજી કોઈ વિશેષ લાલસા ન હોવાથી અને સ્વભાવથી પોતે ક્રૂર કે નિર્દય ન હોવાથી એનું શકારિપણું એ મર્યાદિત જ હતું.

વિક્રમાદિત્યે શકસત્તાનો નાશ કર્યો એ નિશ્ચિત છે, પણ તેણે ખેલેલા યુદ્ધમાં ક્યા ને કેટલા સાહિ રાજાઓ મરાયા તથા તેમાં તેમની કેટલી ખુવારી થઈ, એ જાણવાનું સાધન ન હોવાથી કાંઈ પણ કહી શકાય તેમ નથી. શકરાજ્ય નાશ પામ્યા પછી એ આગંતુક શકોમાંનો કેટલોક સામાન્ય વર્ગ અવાન્ત દેશમાં પણ વસ્યો હશે, કેટલોક રાજપૂતાના અથવા સૌરાષ્ટ્ર તરફ પણ ગયો હશે, પરંતુ એ સર્વ આજે અંધારામાં છે, કેમ કે તે વિષેનો જેવા જોઈએ તેવો સ્પષ્ટ ઉલ્લેખ ક્યાંયથી પણ મળતો નથી.

આમ છતાં; કુદરતની એ બલિહારી છે કે, વિક્રમાદિત્યના હસ્તે પરાજિત થયા છતાં અને [17]અરિષ્ટકર્ણી (ગૌતમીપુત્ર શાતકર્ણી)ના હસ્તે નાશ કરાયા છતાં એ શકજાતિના

---

સુધા 'ઉસવદાત'ના હુમલાને લઈ આન્ધ્રોને એ રાજધાનીનું સ્થળ આજથી ઘણાં વર્ષો પૂર્વે ફેરવવું પડયું હતું, એ નિર્વિવાદ વાત છે. આ આન્ધ્રરાજ્યને 'પુરાણ'માં કલિંગ-રાજ્ય કહેવામાં આવે છે એ પૌરાણિક સત્ય હોય તો કહેવું જોઈએ કે આન્ધ્રો એ 'કલિંગ' જીત્યો હશે અને મહાનદી તથા ગોદાવરીના વચલા કલિંગ તરીકે તે વખતે ઓળખાતા પ્રદેશની પશ્ચિમમાં કોઈ જગાએ આન્ધ્રોની રાજધાની હશે.

૧૬ જૈન ગ્રંથોમાં આર્યખપુટાચાર્યના સમય વિષે બહુ જ ઓછું જાણવા મળે છે. 'પ્રભાવકચરિત'માં આપેલી "श्रीवीरमुक्तितः शत-चतुष्टये चतुरशीतिसंयुक्ते। वर्षाणां समजायत, श्रीमानाचार्यखपटगुरुः॥ આ આધારે આર્યખપુટાચાર્યનું અસ્તિત્વ મ. નિ. ૪૮૪માં જણાય છે. પણ તે ચાલુ જૈન કાલગણનાના સંપ્રદાયને અનુસરીને છે. વીર-વિક્રમ વચ્ચે ૪૧૦ વર્ષનું અંતર માનનારા સંપ્રદાય પ્રમાણે એ આચાર્યનું અસ્તિત્વ મ. નિ. ૪૨૪ આવે. આ સમય આર્યખપુટના સ્વર્ગવાસનો હોઈ, તેમનું આચાર્યપદ "શ્રી વીર નિર્વાણ હુઆ પછી ત્રિણસેં અને ઉગણ્યાસી વર્ષ વીતે, શ્રીભૃગુકચ્છ નગરે શ્રી આર્યખપુટાચાર્ય હુઆ" આ વીરવંશાવલિના કથન પ્રમાણે મ. નિ. ૩૭૯માં થયું હોય તો તે સંભવે છે. આ માનતાં ભરૂચના રાજા બલમિત્રના સમયે એમનું અસ્તિત્વ વગેરેનો મેળ પણ મળી રહે છે.

૧૭ આ અરિષ્ટકર્ણી (રિક્તકર્ણ)નું રાજ્ય મ. નિ. ૪૩૯ થી ૪૬૪ સુધી હતું. તે કુન્તલ સ્વાતિકર્ણનો પુત્ર, દીપિકર્ણનો ભ્રાતા અને હાલ (શાલિવાહન)નો કાકા થતો હતો. એની અને સ્વાતિના વચ્ચે ૧૯ વર્ષનું અંતર છે. એ અંતરમાં સ્કંધસ્વાતિ, મૃગેન્દ્ર-સ્વાતિકર્ણ, કુન્તલસ્વાતિકર્ણ અને સ્વાતિકર્ણ (દીપીકર્ણ) એ ચાર રાજાઓ થયા હતા. એમ 'મત્સ્યપુરાણ' પરથી જણાય છે. પણ બીજાં પુરાણો અરિષ્ટકર્ણની પૂર્વે એક રાજા પુલોમાવીનું રાજ્ય ૩૬ વર્ષ ચાલ્યું હતું એમ માની ઉપરોક્ત અંતરને ૧૯+૩૬=૫૫ વર્ષ માને છે. કોઈક પુરાણ સ્કંધસ્વાતિના ૭ વર્ષને બાતલ કરી એ અંતર ૪૮ વર્ષ માને છે. પણ એ બન્ને સ્વાતિ અને અરિષ્ટકર્ણનું અંતર ૧૯ વર્ષ હોવાનો જ સંભવ છે અને તે જ વધારે વાજબી લાગે છે.

લોકોએ અવન્તિ અને આન્ધ્રસહિત પશ્ચિમ ભારતનું એક મહાન સામ્રાજ્ય સ્થાપ્યું અને શકસંવત્સર પ્રવર્તાવી લગભગ ત્રણ સદી સુધી શાસન કર્યું. એમના વંશજ તરીકે સંખ્યાબંધ રાજકુળો, બ્રાહ્મણકુળો અને વૈશ્યકુળો આજે હિન્દની વસ્તીનો એક વિશિષ્ટ વિભાગ થઈ પડેલો છે.[૧૮]

૧૮ આ લેખમાં મેં જે જે ગ્રંથોની મદદ લીધી છે, તે તે ગ્રંથોના લેખક મહાશયોનો હું ઋણી હોઈ તેમનો અત્ર આભાર માનું છું અને બહુશ્રુત મહાત્માઓને નમ્રભાવે પ્રાર્થના કરું છું કે આ લેખમાં જે કાંઈ ક્ષતિ હોય તે સુધારવા તથા સૂચવવા તેમની સહજ ઉદારવૃત્તિનો ઉપયોગ કરશે.

# “આપણાં ‘ફાગુ’ કાવ્યો” સંબંધમાં થોડી સૂચના

[ લે. પં. લાલચંદ્ર ભગવાન ગાંધી. પ્રાચ્યવિદ્યામંદિર, વડોદરા ]

‘જૈન સત્ય પ્રકાશ’ના તા. ૧૫-૩-૪૬ ના ગત અંકમાં પ્રો. હીરાલાલ ર. કાપડિયાનો લેખ “ આપણાં ‘ફાગુ’ કાવ્યો ” નામથી પ્રકટ થયેલ છે, તેના અંતમાં તેમણે કરેલી જાહેર વિજ્ઞપ્તિને અનુસરી તે સંબંધમાં થોડી સૂચના કરવી ઉચિત જણાય છે.

[ ૧ ]

આચાર્ય શ્રી હેમચંદ્રે દેશીનામમાલામાં દર્શાવ્યા પ્રમાણે વસંતોત્સવ માટે પ્રાચીન સમયથી फग्गू શબ્દ-પ્રયોગ પ્રસિદ્ધિમાં છે, જે, ભાષામાં ફાગુ-ફાગ નામે પ્રચલિત જણાય છે. વસંતના ઉત્સવ સાથે સંબંધ ધરાવતાં, ઋતુના અભિનવ ઉલ્લાસને પ્રકટ કરતાં, જીવનના અભિનવ ભાવને ઉલ્લસિત કરતાં, વિશિષ્ટ વર્ણનાત્મક, વિશિષ્ટ શબ્દ-છટાવાળાં અને અર્થ-ગંભીર, યમક, અનુપ્રાસ આદિ અલંકારોથી શોભતાં, વિશિષ્ટ રચનાથી આકર્ષતાં કાવ્યો પણ એ ફાગુ-ફાગ નામથી પ્રસિદ્ધિમાં આવ્યાં છે. શારદાદેવીના કૃપાપાત્ર જૈન કવિઓએ-જૈનાચાર્યોએ-વિદ્વાન જૈન મુનિઓએ એ ગૂજરાતી કાવ્ય-સાહિત્યની રચનામાં પણ પ્રશંસનીય પ્રયત્ન કર્યો છે. નેમીશ્વર, પાર્શ્વનાથ, મહાવીર, સ્થૂલભદ્ર, જંબૂસ્વામી જેવા મહાપુરુષોના વિશિષ્ટ જીવન-પ્રસંગોને એવાં કાવ્યોમાં વર્ણવીને-ગુણ-ગાન કરીને તેઓએ પોતાની કવિત્વશક્તિને અને જન-સમાજની રસિક વૃત્તિને ઉત્તમ માર્ગે વાળી છે. પ્રાચીન કવિઓનું રચેલું-બચેલું આવું સરસ સાહિત્ય, ભંડારોમાંથી-સંગ્રહોમાંથી સરસ રીતે પ્રકાશમાં આવે એ ઇચ્છવા યોગ્ય છે. કુશલ યોગ્ય અધિકારીઓ મળી રહેવા સંભવ છે.

[ ૨ ]

પ્રો. કાપડિયાએ [૧] સૂચવેલ સિરિથૂલિભદ્દ ફાગુ-( સ્થૂલભદ્ર-ફાગ ), જે ગાયકવાડ પ્રાચ્યગ્રંથમાળાના પ્રાચીન ગૂર્જર કાવ્યસંગ્રહમાં પ્રકાશિત થયેલ છે, તેના અંતમાં કર્તાનું નામ જિનપદ્મસૂરિ સૂચવેલું છે. જૈન ગૂર્જર કવિઓ [ ભા. ૩, પૃ. ૪૨૧ ] માં રત્નવલ્લભ (?) નામ સાથે સૂચવાયેલી કૃતિ પણ આથી જુદી જણાતી નથી. ત્યાં ૨૭મા પદ્યમાં ‘રયવલ્લભ’ પાઠાંતર પરથી તેવી શંકા કરી જણાય છે. પ્રા. ગૂ. કાવ્યસંગ્રહમાં તે પદ્ય આવું છે—

“ નંદઉ સો સિરિથૂલિભદ્દ જો જુગહ પહાણો,
મલિયઉ જિણિ જગિ મલ્લસલ્લરઇવલ્લહ માણો;
ખરતરગચ્છિ જિણપદમસૂરિકિય ફાગુ રમેવઉ,
ખેલા નાચઈ ચૈત્રમાસિ રંગિહિ ગાવેવઉ. ૨૭ ”

—અહિં મ્હારે પ્રાસંગિક સૂચવવું પડે છે કે–શ્રીયુત કે. કા. શાસ્ત્રીના 'આપણા કવિઓ'માં પ્રકટ થયેલી છાયા બહુ ભૂલભરેલી છે. ત્યાં (પૃ. ૨૩૩માં) ઉપર્યુક્ત પદ્યની પહેલી બે પંક્તિની છાયા આવી રીતે દર્શાવી છે–

"આનંદો તે શ્રીસ્થૂલભદ્ર જે જગનો પ્રભાવક।
મળ્યો જેને જગે મલ્લ–સાલારને વલ્લભમાન।"

અને પૃ. ૨૩૭ માં જણાવ્યું છે કે–" આ કાવ્યમાં... અને સલ્લાર (સિપાઈ–સાલાર) એ શબ્દો પ્રયોજાયેલા મળે છે, જેમાં તો કેટલો અરબી છે."–એ કથન ભ્રાન્તિથી થયું લાગે છે. વાસ્તવિક રીતે તેમાં સલ્લાર શબ્દ નથી, તેની છાયા આવી હોવી જોઈએ–

"નંદો તે શ્રીસ્થૂલભદ્ર જે યુગના પ્રધાન,
ગળ્યો જેણે જગે મલ્લ–શલ્ય–રતિવલ્લભ–માન;"

આપણા સાક્ષરો પ્રાકૃત, અપભ્રંશ, પ્રાચીન ગૂજરાતીનો ઊંડો અભ્યાસ કરી સાવધાનીથી વિધાનો કરે–એમ ઇચ્છીએ.

[ ૩ ]

પ્રો. કાપડિયાએ [૫]મું સૂચવેલ જીરાઉલિ પાર્શ્વનાથ ફાગુ કાવ્ય, જે કવિ મેરુનંદન ઉપાધ્યાયે સં. ૧૪૩૨ માં રચ્યું હતું, તે સં. ૧૯૯૭ માં મ્હારા સંપાદન કરેલા 'પાવાગઢથી વડોદરામાં પ્રકટ થયેલા જીરાવલા પાર્શ્વનાથ' ગ્રંથ [ પૃ. ૬૭થી ૭૧ ]માં પ્રકાશિત થઈ ગયેલ છે.

[ ૪ ]

[૭] મું સૂચવેલ નેમીશ્વરચરિત ફાગબંધ અને ફાગબદ્ધ નેમિચરિત્ર એક જણાય છે; તથા તેના કર્તા માણિક્યસુંદરસૂરિ એ જ માણિક્યસૂરિ જણાય છે. શકુનસારોદ્ધારના કર્તા માણિક્યસૂરિની એ કૃતિ જણાતી નથી.

[ ૫ ]

પ્રો. હી. ૨. કાપડિયાના લેખમાં [૧૪] મો સૂચવાયેલ ગૂજરાતી વસંતવિલાસ, જે વિ. સં. ૧૫૦૮ માં અહમ્મદાવાદમાં આચાર્ય રત્નાગરે લખ્યો હતો, તે સચિત્ર ગ્રન્થ વર્ષોથી પરદેશમાં પહોંચી ગયો છે, અને તે પ્રસિદ્ધિમાં આવ્યો છે. સદ્ગત સાક્ષર દી. બ. કે. હ. ધ્રુવનું ધ્યાન મેં એ તરફ વીશ વર્ષ પહેલાં ખેંચેલું કે–એ ગ્રન્થનું નામ સાથે અવતરણ જૈન વિદ્વાન રત્નમંદિર ગણિનો ઉપદેશતરંગિણી (ય. વિ. ગ્રં. પૃ. ૨૬૮ )માં મળે છે, જે ગ્રન્થકારે વિ. સં. ૧૫૧૭માં ભોજપ્રબંધની રચના કરી હતી. મ્હારા દર્શાવેલા એ ઉલ્લેખની નોંધ તેમણે 'પંદરમા શતકનાં પ્રાચીન ગૂર્જર કાવ્ય' (અહમ્મદાવાદ ગુ. વ. સોસાયટી દ્વારા સં. ૧૯૮૩ માં પ્રકાશિત )ની પ્રસ્તાવના [પૃ. ૧૪]માં લીધી છે [ત્યાં ટિપ્પણીમાં મ્હારું નામ ભૂલથી બાલચંદ્ર છપાયું છે].–એવી રીતે વિક્રમની સોળમી સદીના પ્રારંભમાં એ વસંતવિલાસ કાવ્ય જૈન વિદ્વાનોમાં જાણીતું હતું, અને એ પહેલાં વિ. સં. ૧૨૯૬ લગભગમાં જૈનાચાર્ય બાલચંદ્રસૂરિએ 'વસંત' અપર નામાંકિત મંત્રીશ્વર વસ્તુપાલના જીવન સાથે સંબંધ ધરાવતું સંસ્કૃત મહાકાવ્ય–વસંતવિલાસ રચ્યું હતું, જે ગાયકવાડપ્રાચ્યગ્રન્થમાલા [ગ્રં. ૭]માં પ્રસિદ્ધ થયું છે; પરંતુ પૂર્વોક્ત ગૂજરાતી વસંતવિલાસના લેખકને તેના કર્તા માનવા, અથવા ઉપરનાં કારણોથી તેના કર્તા જૈન હોવા જોઈએ–એવી માન્યતા વિચારણીય છે. એ ગૂજરાતી કાવ્ય સાથે

તેના ભાવને પોષનારાં શૃંગારરસમય કામોદ્દીપક જે સંસ્કૃત પ્રાકૃત કાવ્યો જોડાયેલાં છે, તે પ્રાયઃ જૈનેતર કવિઓનાં પ્રાચીન કાવ્ય-નાટકોમાંથી વીણી વીણીને ઉદ્ધૃત કરેલાં જણાય છે. પર્યુષણા પર્વના ભાદ્ર શુ. પંચમી જેવા આત્મહિત-સાધનાના પવિત્ર દિવસે શાંતરસ-પોષક કર્તવ્યને બદલે ખુલ્લા શૃંગારરસને પોષતા આવા કાવ્યની રચના કોઈ જૈનાચાર્ય કરે, અથવા એવા કાવ્યને ગૃહસ્થના પઠન માટે લખી આપનાર આચાર્ય રત્નાકર, સાચા સંયમી જૈનાચાર્ય હોય-એ માનવા મન અચકાય-એવું એમાં ઘણું છે. એ કાવ્યોનું સાચું રહસ્ય સમજનારા સમજી શકે તેવું છે. જૈનધર્મની માન્યતા-વિરુદ્ધ '**बलीयसी केवल-मीश्वरेच्छा**' 'अहा! हाहा! हाहा! **हरिहरि** मृतः कोऽपि पथिकः।' પદ્ય ૭૭, ૨૧ વગેરે પદ્યો પણ તેમાં જોવામાં આવે છે. કથા, ચરિત્ર, કાવ્ય, રાસ વગેરેમાં પ્રાસંગિક વર્ણન કરવું-કવિ-રીતિને અનુસરીને ઉચિત મર્યાદિત રસોને પોષવા, શૃંગારરસમાંથી શાંત-રસ તરફ ચાતુર્યથી જન-સમાજના ચિત્તવૃત્તિને વાળવી-એવી વિશિષ્ટ જૈનાચાર્યોની શૈલી આમાં જણાતી નથી.

[ ૬ ]

'જૈન ગૂર્જર કવિઓ' ભા. ૨, પૃ. ૪૧૪ માં 'સ્થૂલિભદ્રના શૃંગારરસભરિત નવ રસો લખ્યા, તેથી કવિ ઉદયરત્નને તેમના આચાર્યે સંઘાડા બહાર કર્યો' એવી કિંવદન્તી માનવા યોગ્ય લાગતી નથી. કારણ કે તે પૂર્વે રચેલા બીજા અનેક જૈન મુનિ કવિઓએ નેમિજિન, સ્થૂલભદ્ર આદિને ઉદ્દેશી રચેલા નવરસમય કાવ્યો મળી આવે છે

[ ૭ ]

પ્રો. હી. ર. કાપડિયાએ [૧૬] નારીનિરાસ ફાગ; કર્તા રત્નમંડનગણિ એ સંબંધમાં પરિચય કરાવતાં ભોજપ્રબંધ અને ઉપદેશતરંગિણીના રચનાર તરીકે રત્નમંડન ગણિને સૂચવ્યા છે, તે બીજાની ભૂલની નકલ જણાય છે. મંડનાંક સુકૃતસાગરકાવ્ય (પેથડ-ઝાંઝણ-પ્રબંધ), મુગ્ધમેધાકરાલંકાર, જલ્પકલ્પલતા, સંવાદસુંદર વગેરે રચનાર રત્નમંડનગણિની કૃતિ નારીનિરાસફાગ, રંગસાગરનેમિફાગ વગેરે જણાય છે; પરંતુ ભોજપ્રબંધ અને ઉપદેશતરંગિણી વગેરે રચનાર, તેમના ગુરુબંધુ રત્નમંદિર ગણિ એ અન્ય વ્યક્તિ છે. બંનેએ તપાગચ્છીય નંદિરત્નગણિના શિષ્યો તરીકે અને ગચ્છનાયક સોમ-સુંદરસૂરિ-રત્નશેખરસૂરિના અનુયાયી તરીકે પોતાનો પરિચય આપ્યો છે.

[ ૮ ]

વિશેષમાં, વિધિપક્ષના ગજસાગરસૂરિ-શિષ્યે સં. ૧૬૬૫માં રચેલ નેમિચરિત્ર-(ફાગબંધ) જૈન ગૂર્જર કવિઓ [ભા. ૧, પૃ. ૪૦૩]માં નોંધેલ છે, તથા સં. ૧૬૯૬માં રચાયેલ વાસુપૂજ્ય-ફાગનો ઉલ્લેખ છે. હીરવિજયસૂરિ-ફાગ પણ જણાય છે. નાહટાજીના ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ [પૃ. ૨૧૫-૨૧૭]માં ખરતર-ગચ્છીય વાચનાચાર્ય ખેમહંસનું ગુર્વાવલીફાગકાવ્ય મળે છે. દિગંબર જ્ઞાનભૂષણે રચેલ એક આદીશ્વરફાગકાવ્યની નોંધ દિ. પં. નાથૂરામ પ્રેમીજીએ 'જૈન સાહિત્ય અને ઇતિહાસ'માં કરી છે. એવી રીતે સંશોધન કરવાથી બીજાં પણ આવાં નાનાં-મોટાં અનેક કાવ્યો મળી આવવા સંભવ છે. તે સર્વ સાહિત્ય પ્રશસ્ત પદ્ધતિએ પ્રકાશમાં આવે-તેમ ઇચ્છીએ.

સં. ૨૦૦૨, ચૈત્ર શુ. ૨

# મહાપુરુષોનાં ચિત્રપટોનો વિરોધ

લેખક—પૂજ્ય મુનિમહારાજ શ્રીન્યાયવિજયજી (ત્રિપુટી)

હમણાં હમણાં છાપાંઓનાં પાનાં ઉપર જૈનસંઘને ચમકાવે એવી જાહેરખબરો આવી રહી છે. એક તો શાહ–મહેતા પ્રોડક્શન તરફથી 'શ્રીપાલ કુમાર અને મયણાસુંદરી' તથા 'ચક્રવર્તીભરત'નાં બે બોલપટો જૈન લેખકો, જૈન વિદ્વાનો અને જૈન કલાકારોના સહકારથી તૈયાર થવાની જાહેરાત છે. અને બીજી જાહેરાત છે મહાવીર પીક્ચર્સની; જેમાં સ્થૂલિભદ્ર અને કોશા, સમ્રાટ કુમારપાલ, મહાદેવી રાજુલા, ભગવાન હેમચંદ્રસૂરિ અને શાલીભદ્ર યાને ધન્ના કુમાર આ પાંચ બોલપટો–ફિલ્મો તૈયાર કરવાની વાત છે.

આ સમાચારથી જૈનસમાજમાં વિરોધનો વંટોળ ઊઠ્યો છે. એકલા જૈનો જ નહિ, કિન્તુ કોઈ પણ સમાજ પોતાના ઇષ્ટદેવ કે ધર્મગુરુના પાત્રને નાટકના સ્ટેજ ઉપર જોવાનું પસંદ ન જ કરે; પોતાના પૂજ્ય પુરુષોના જીવનને એક વેશધારી ધારણ કરે એ ઉચિત પણ નથી જ. પરંતુ ઉપરની જાહેરાત આપણું લક્ષ્ય એટલા ખાતર વધારે ખેંચે છે કે આ જૈન કંપનીઓ છે; અને આ ચિત્રપટો પણ જૈન લેખકો, વિદ્વાનો અને કલાકારોની મદદથી તૈયાર થવાનાં છે એમ સૂચવાયું છે. આપણે આ જૈન કંપનીઓને પૂછી શકીએ કે આપ શા માટે આપણા મહાપુરુષોને આવી રીતે ચિત્રપટમાં ઉતારવા તૈયાર થયા છો? જો તમે એમ કહો કે જૈન મહાપુરુષોના જીવનચરિત્રથી જગતને વાકેફ કરવા; અને જૈન સિદ્ધાંતનો આ નિમિત્તે પ્રચાર કરી જૈનધર્મ પ્રતિ બીજાઓને આકર્ષવા આ પ્રયત્ન છે તો એનો જવાબ એ છે કે નાટક કે સિનેમાથી કદી પણ કોઈ ધર્મનો પ્રચાર થયો હોય એવું તમારા અનુભવમાં છે ખરું? આજે દુનિયાભરમાં વધુમાં વધુ પ્રચલિત બૌદ્ધ ધર્મ અને ક્રિશ્ચિયન ધર્મ કહેવાય છે. જનગણનાની સંખ્યામાં આ બે ધર્મના અનુયાયીઓની સંખ્યા વધારે જણાવાય છે. પરંતુ આ બન્ને ધર્મના મનાતા મહાપુરુષોનાં ચિત્રપટો ઊતર્યાં પહેલાં જ તેમના અનુયાયી વધારે હતા, નહીં કે તેમનાં ચિત્રપટો ઊતર્યાં પછી તેમના અનુયાયીઓ વધ્યા છે. તેમાંયે બૌદ્ધધર્મના અનુયાયીઓએ તો બુદ્ધદેવની ફિલ્મ માટે સખત વાંધો ઉઠાવ્યો છે, અને તે કારણે એક ફિલ્મકંપનીએ ભગવાન બુદ્ધદેવનું ચિત્ર ઉતારવાની યોજના પડતી મૂકયાની વાત જાણીતી છે. કેલમ્બોમાં આ ફિલ્મ માટે બહુ જ સખ્ત વિરોધ ઊઠ્યો હતો અને હું ન ભૂલતો હોઉં તો ત્યાંની સરકારે એ ફિલ્મ ઉપર પ્રતિબંધ મૂકયાનું પણ મને સ્મરણ છે. એટલે ફિલ્મચિત્રોથી ધર્મપ્રચાર કે સાહિત્યપ્રચાર એ તો વાતો જ માત્ર લાગે છે. હું તમને જ પૂછું છું—રામાયણ કે મહાભારતનાં ચિત્રપટો જોઈ કેટલા નવા ધર્માનુયાયીઓ વધ્યા એ જણાવશો ખરા કે? એમ બન્યું છે ખરું કે એ ચિત્રપટો પહેલાં પહેલાં બહાર આવ્યાં ત્યારે જનતાએ તેનો સત્કાર કર્યો, ચિત્રપટની કંપનીએ એ ખૂબ ધન મેળવ્યું; પરંતુ આખર તો એ પણ ચર્વિતચર્વણ જેવી જ થઈ ગઈ એટલે આ ચિત્રપટોથી ધર્મપ્રચાર કે સાહિત્યપ્રચાર એ તો નરી વાતો જ લાગે છે. હાં, આર્થિક લાભ જરૂર થશે એમાં તો સંદેહને સ્થાન જ નથી. પરંતુ એ મહાનુભાવોને હું એટલું જરૂર સૂચવીશ કે ક્ષણિક અર્થલાભને ખાતર આવા લોકોત્તર જીવનધારી મહાપુરુષોને ચિત્રપટનાં રમકડાં બનાવવા ઉચિત નથી.

બીજું આર્થિક લાભને ખાતર તૈયાર થતાં ચિત્રપટોમાં તમે એ મહાપુરુષના જીવનને યોગ્ય ન્યાય નહિ જ આપી શકો. પ્રેક્ષકો ત્યાં ત્યાગ, વૈરાગ્ય, ધર્મ, ન્યાયનીતિ, અહિંસા, સંયમ, તપ અને સત્યનો ઉપદેશ લેવા નથી જતા; પ્રેક્ષકો તો વૈભવવિલાસ, મોજમઝાહ

અને આનંદ ખાતર સિનેમા જોવા જાય છે. જો પ્રેક્ષકો ધર્મભાવના અને ધર્મોપદેશ લેવાની શુદ્ધ ભાવનાથી જ સિનેમાઘરોમાં જતા હોય તો તો આજનાં અશ્લીલ, શૃંગારના પૂતળા જેવા સિનેમાઓને તાળાં જ લાગી જાત. પરંતુ એ જ ચિત્રપટો વધુ પ્રચલિત બને છે જેમાં કુતૂહલ, તુચ્છ માનસિક વૃત્તિઓને પોષક, વિષય અને કષાયની આસક્તિ વધારનારાં અને સંસારપોષક તત્ત્વ વધુ હોય છે. એટલે આ લોકોત્તર જીવનધારી મહાપુરુષોનાં જીવનચરિત્રમાં તમારે મનસ્વી કલ્પનાઓ ઉમેરી મૂલ ચિત્રને વિકૃત કરવું જ પડશે. એક વાર કલ્પના ખાતર તમારી દલીલ માની પણ લઈએ કે તમે જૈન છો, એટલે લોકોત્તર મહાપુરુષના મૂલ જીવનમાં લેશ માત્ર ફેરફાર કે કલ્પના નહીં ઉમેરો. પરંતુ કાલે એક જૈન કંપની જૈનધર્મના લોકોત્તર પુરુષોનાં જીવનને ફિલ્મમાં ઉતારે તો કાલે કોઈ પણ અન્ય—જૈનેતર ફિલ્મ કંપનીવાળા જૈનધર્મના મહાપુરુષના જીવનચરિત્રને ફિલ્મપટ ઉપર ઉતારતાં નહિ અચકાય અને તે કંપનીઓ મહાપુરુષોનાં જીવનચરિત્રમાં ફેરફાર નહિ જ કરે એની કોને ખાતરી છે? આપણે જોઈએ છીએ કે—શ્રીયુત ક. મા. મુનશીએ ગુજરાતના મહાન જ્યોતિર્ધર, કલિકાલસર્વજ્ઞ, આચાર્ય શ્રી હેમચંદ્રાચાર્યજીના જીવનપ્રસંગોને વિકૃત ચિતરતાં કયાંય આંચકો ખાધો છે ખરો! એક બાજુએ સૂરિપુંગવને ભવ્ય અંજલિ આપે છે અને બીજી બાજુ એ વિકૃત ચિત્રને વાસ્તવિક ઠરાવવા એટલા જ પ્રયત્ન પણ કરે છે. 'જયગુજરાત'માં મેઘાણી જેવા સમર્થ લેખકે પણ અમુક છૂટ લેતાં પાછી પાની કરી છે ખરી? પોતાને જૈન કહેવરાવતા ગુજરાતના નવલકથાલેખક શ્રી ચુનીલાલ વર્ધમાન શાહે 'રાજહત્યા'માં જૈન પાત્રોને વિકૃત રજુ કરતાં સંકોચ રાખ્યો છે ખરો! અરે, એ નવલકથાની વાત બાજુ પર રાખીએ, પરંતુ પૂંજાભાઈ જૈન ગ્રંથમાલા તરફથી ગોપાલદાસ પટેલે બહાર પાડેલાં જૈન સૂત્રોના અનુવાદમાં પણ શ્રીયુત પટેલ મહાશયે વિપાકસૂત્રની પ્રસ્તાવનામાં કેવી કેવી વિચિત્ર અને મૂલસૂત્રકારના આશયને વિપરીત રજુ કરતી ગુણી—દલીલો રજુ કરી છે, એ કોનાથી અજાણ્યું છે! ભગવતી સૂત્ર અને દશવૈકાલિક સૂત્રના માંસના પાઠો માટે પણ એમણે કેવું વિચિત્ર વલણ લીધું હતું એ કોનાથી અજાણ્યું[1] છે. જુવો તો ખરા—જૈન સાહિત્યના એક માત્ર પ્રચારના જ ઉદ્દેશથી પ્રગટ થતી જૈન ગ્રંથમાળા, અને સાહિત્ય પણ જૈનસૂત્રનું જ હોવા છતાંયે, ભાષાંતરકારે કેવી કેવી અયોગ્ય છૂટ લીધી છે! એ ઓછું દુઃખદાયક નથી. એમની ભાષા સારી છે, શૈલી સુંદર છે, પરંતુ મૂલ સૂત્રકારના આશયથી વિરુદ્ધ દિશામાં દોરવાઈ જતી એમની વિચારસરણી એમાં દાખલ થાય એમાં ઔચિત્યભંગ સ્પષ્ટ દેખાય છે. ભાષાંતરકારની સ્પષ્ટ ફરજ એ જ હતી કે એ ગ્રંથમાં મૂલકાર ભગવંતનો આશય જળવાય એટલી અને એવી જ વિચારશ્રેણીને સ્થાન આપવું. એ સાટેના પોતાના વિચારો રજુ કરવાનું સ્થાન બીજું હોય, એ પુસ્તક ન હોઈ શકે એવું મારું નમ્ર છતાં દૃઢ મંતવ્ય છે.

આ તો થોડો પ્રાસંગિક વિષયાંતર થયો. હવે મૂલ વસ્તુ તરફ વળીએ. મારા કહેવાનો આશય એટલો જ છે કે આવાં ચિત્રપટોથી કદીયે જૈનધર્મના સિદ્ધાંત કે સાહિત્યના પ્રચારની આશા રાખવી તે ઝાંઝવાનાં જળ જેવી છે.

હવે જાહેર ખબર આપનાર મહાનુભાવે જે એમ સૂચવ્યું છે કે આમાં જૈન લેખકો,

---

૧ આ માટે "જૈન સત્ય પ્રકાશના"ના અંકોમાં તેમનો પત્રવ્યવહાર વાંચવા ભલામણ કરું છું.

વિદ્વાનો અને કલાકારોનો સહકાર છે તો એમને પૂછું છું કે ભાઈ, તમે એમનાં નામ જાહેર કરો. સમાજ એમને પ્રેમભાવે પૂછશે કે તમે ચિત્રપટમાં જે સહકાર આપી રહ્યા છો તે કયા અને કેવા લાભની આશાએ સહકાર આપી રહ્યા છો? એમની પાસે સબળ દલીલો હોય તો અમારો એવો પૂર્વગ્રહ નથી કે એમની દલીલોનો વિચાર ન કરીએ. પરંતુ વિદ્વાનો, જૈન લેખકો અને કલાકારોનો સહકાર ન હોય તો તમે સાફ સાફ જાહેર કરો કે અમારે જૈનધર્મના મહાપુરુષોને ચિત્રપટ ઉપર ઉતારવા છે અને આર્થિક કમાણી કરવી છે.

આ સામે કેટલાક એવી દલીલો કરે છે કે તમારામાં સંવાદો ભજવાય છે તેમ જ કલ્યાણકમહોત્સવો પણ ઉજવાય છે તેનું કેમ? તેના જવાબમાં જણાવવાનું કે સંવાદોમાં માત્ર ગૃહસ્થોનાં પાત્રો લેવાય છે, મૂલ પાત્રના મુખના શબ્દો મૂકવામાં આવે છે—એમની વિચારશ્રેણી બરાબર જળવાય છે. આમાં સ્ત્રીપાત્ર નથી, વિલાસ કે શૃંગારને સ્થાન નથી, માત્ર ધર્મશ્રદ્ધાથી પોતાના પૂર્વજોના ગૌરવને રજુ કરવા પુરતા જ આ સંવાદોનું મહત્ત્વ છે. કલ્યાણકમહોત્સવો પણ એકાન્ત ધર્મભક્તિ અને ધર્મશ્રદ્ધાથી જ ઉજવાય છે. અને તે પણ શાસ્ત્રાનુસારી નિયમો મુજબ જ ઉજવાય છે. એટલે ચિત્રપટ તૈયાર કરનાર મહાનુભવોની દલીલો અહીં ટકી શકતી જ નથી. સંવાદો કે કલ્યાણકના ઉત્સવમાં ક્યાંય સાધુનું પાત્ર, તીર્થંકર દેવ કે આચાર્ય ભગવંતના સંવાદો કે પાત્રો નથી જ આવતાં.

એટલે જૈનધર્મના મહાપુરુષોનાં ચિત્રપટો ઊતરે એ કોઈ રીતે ઉચિત નથી. અત્યાવધિ જૈનસંઘે આવા આવા પ્રયત્નોનો વિરોધ ઉઠાવી એ પ્રયત્નો બંધ રાખવા બનતું કર્યું છે. તો સમજદાર અને લાગવગવાળા જૈન શ્રીમંતો વિદ્વાનો જલદી જાગે અને બહુ મોડું થાય તે પહેલાં જ જાગૃત થઈ આ ચિત્રપટો બંધ રખાવવા પ્રયત્ન કરે એમ ઇચ્છું છું.

આ સમયે જૈન સંઘને પણ બે શબ્દો કહું તો અસ્થાને નહિ લેખાય. મેં તો તલાજા પ્રકરણમાં, આ ચિત્રપટ પ્રકરણમાં અને અત્યાર અગાઉના આવાં બીજા પ્રકરણોમાં જોયું છે કે આપણા પ્રયત્નો ખંડ ખંડ થાય છે; સામુહિકપણે જે પ્રયત્ન થવો જોઈએ તે નથી થતો. ખંડ ખંડ પ્રયત્ન કારગત નહિ નિવડે. આ માટે તો એક સાધુઓની કમિટી જે મુનિસમ્મેલને નીમેલી છે તે લાગવગવાળા શ્રાવકો—કે જેમને કંઈક કરવાની ભાવના હોય, સમય હોય અને સેવા ભાવ હોય તેવા ધર્મનિષ્ઠ જૈનોની સાથે મળીને જરૂર કંઈક કરી શકે. નહિ તો મુનશી, કૌશાંબી, રાહુલ સાંકૃત્યાયન, પટેલ, ચુનીલાલ વર્ધમાન શાહ જેવા લેખકો જૈનધર્મ ઉપર આક્ષેપો મૂકશે; તલાજા જેવા ભીષણ દુઃખદ પ્રસંગો બનશે અને ચિત્રપટ ઉપર જૈન મહાપુરુષોનાં ચિત્રો રમકડાની જેમ આવશે અને આપણે રોકી નહિ શકીએ.

આવા પ્રસંગો અને આવી ચર્ચાઓ આપણને જાગૃત થવાના સૂર સંભળાવે છે, આપણને એકદિલ થવાના નાદ સંભળાવે છે. માટે હું તો શ્રીસંઘને સાદર એ જ પુનઃ પુનઃ વિનવું છું કે આપસના ક્ષુદ્ર મનોભેદોને દફનાવી દઈ ભગવાન શ્રીમહાવીરદેવના ધર્મઝંડા નીચે એક થઈ, ક્રુતનિશ્ચયી બની કટીબદ્ધ થાઓ; અને સંઘમાં જે અમોઘ શક્તિ છે, અપૂર્વ તાકાત છે, પૂર્ણ સામર્થ્ય છે, તેને પ્રગટ કરો. શેઠ આણંદજી કલ્યાણજીની પેઢીને અને જૈન કોન્ફરન્સને પણ સૂચવું છું કે જે મહાન આદર્શ અને ઉદ્દેશની સિદ્ધિને ખાતર આ સંસ્થાઓનું અસ્તિત્વ છે તેની સફળતા માટે પ્રયત્નશીલ બનો, અને જૈન સંઘના ગૌરવને ઉજ્જવળ બનાવો! અસ્તુ!

# निर्भ्रान्त-तत्त्वालोक

[ दान-शील-तप-भावनादिधार्मिकविशिष्टव्याख्यानरूपो निबन्धः ]

प्रणेता-पूज्य मुनिमहाराज श्रीवल्लभविजयजी, बीकानेर

[ गतांकसे क्रमशः ]

और भी कहा है कि-

ऊर्ध्वबाहुर्विरौम्येष न च कश्चिच्छृणोति मे ।
धर्मादर्थश्च कामश्च स किमर्थं न सेव्यते ॥

अर्थात् हे लोगो ! मैं अपने बाहुओं को खूब ऊंचे उठाकर जोर से चिल्लाता हूं, लेकिन मेरा कोई नहीं सुनता; अर्थात् मेरा चिल्लाना अरण्यरुदन है । क्यों कि धर्म से अर्थ होता है और धर्म से ही काम भी होता है अतः वह ( मनोवाञ्छितदायक, कल्पतरुकल्प ) धर्म लोगों के द्वारा क्यों नहीं सेवा जाता है ?

इसी तरह धर्म के अनेक तरह के वर्णन शास्त्र में भरे पडे हैं, शास्त्र धर्ममय है अथवा धर्म की व्याख्या शास्त्र है यह कहे तो भी कुछ अत्युक्ति नहीं, धर्म का विषय अति गहन गंभीर और अत्यन्त दुरूह है । पहले कहा जा चुका है कि धर्म, अर्थ, काम और मोक्ष ये चार पदार्थ मनुष्य प्रयोजनीय हैं और उनमें सब से उत्तम परम पुमर्थ और सुदुर्लभ मोक्ष नाम का चौथा पदार्थ है । किन्तु उस मोक्ष की भी प्राप्ति धर्म से ही होती है और अर्थ तथा काम की भी प्राप्ति धर्म से ही होती है अतः यह सवाल सामने खड़ा होता है कि जिसकी बड़ी बड़ी व्याख्यायें हैं और जो जीवनसंग्राम में विश्वविजय पानेवाली बड़े महत्त्व की चीज है वह क्या है ? कैसा है ? वही धर्म है, तो उसका कुछ विशेष लक्षण उपस्थित किया जाता है।

अतोऽत्र प्रथमं वक्ष्ये श्रूयतां धर्मलक्षणम् ।
सद्दृष्टिज्ञानचारित्र्यं धर्मं धर्मविदो विदुः ॥

संप्रज्ञतो द्विधा धर्मः श्रुतधर्मस्तथैव च ।
चारित्रधर्मो ह्यपरः स्यानाङ्गे सर्ववेदिभिः ॥

[ धर्मो मङ्गलमुत्कृष्टमहिंसा संयमस्तपः ।
देवा अपि तं नमस्यन्ति यस्य धर्मे सदा मनः ॥ ] छाया

दशवैकालिकेऽप्येवं धर्मलक्षणमुत्तमम् ।
लोकानां हितकामाय प्रोक्तं भगवताऽर्हता ॥

ज्ञानं च दर्शनं चैव चरित्रं च तपस्तथा ।
मोक्षमार्गोऽयमुद्दिष्ट उत्तराध्ययने जिनैः ॥

धारणाद्धर्ममित्याहुर्धृञ् धातोः सुधान्विताः ।
चोदनालक्षणो धर्मः प्राहुर्मीमांसका इति ।

**विहितक्रियया जातं धर्मं तर्कविदो विदुः ।**
**आत्मानुकूलमर्थं तु धर्ममन्ये किलोचिरे ॥**

सम्यग् दृष्टि, सम्यग् ज्ञान और सम्यक् चरित्र धर्म है अर्थात् मोक्षका मार्ग है ऐसा धर्मजानने वालों ने कहा है। यह धर्म का सर्वसम्मत सर्वथा ग्राह्य लक्षण है। क्योंकि विश्व के सभ्यशास्त्र में जितने धर्म के लक्षण अल्प वा अधिक रूप से कहे गये हैं सब का इसी में समावेश हो जाता है अतः सद्दृष्टि ज्ञान चारित्र का नाम धर्म है,यह धर्म के सर्वश्रेष्ठ लक्षण हैं। क्यों कि संसार में जितने भी कार्य है प्रत्येक कार्य को प्रायः पहले देखा जाता है या विचारा जाता है, इसके बाद उस में क्रिया की जाती है तब वह कार्य सम्पन्न होता है, अतः मोक्ष जैसे सुदुर्लभ कठिनतम कार्य के सम्पादन करने के लिये तो सब तरह से अच्छी दृष्टि चाहिये और सब तरह से सुन्दर उत्तम प्रज्ञा चाहिये तथा हर तरह से उत्तमोत्तम आचरण चाहिये; तभी वह सफल हो सकता है। जिसमें अधूरी दृष्टि, अधूरा ज्ञान और अधूरा आचरण रहेगा वह किसी तरह भी मोक्ष को प्राप्त नहीं कर सकता, चाहे दुनिया की अन्य कोई सम्पत्ति उसे भले प्राप्त हो जाय। अतः सिद्ध हो गया कि सद्दृष्टि ज्ञान चारित्र मोक्ष मार्ग का साधक है और उसे ही धर्म कहते है। शास्त्रकारोंने भी—"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" अर्थात् सम्यग् दर्शन, ज्ञान और चारित्र मोक्ष का मार्ग है, ऐसा कहा है। बहुतेरोंने तो लघुता के लिए "ज्ञानक्रियाभ्यां मोक्षः" अर्थात् ज्ञान और क्रिया इन दोनोंसे मोक्ष होता है ऐसा कहा है। यह भी ठीक ही है, और पूर्व लक्षण के अन्तर्गत है, क्योंकि ज्ञान और क्रिया से मोक्ष मानने वाले ज्ञान के अन्तर्गत ही दर्शन को भी मानते हैं इस लिये कुछ भी विरोध नहीं। दूसरी बात यह कि प्राचीन शास्त्रकारोंनें लाघव को अधिक अपनाया है, इसीलिए उन लोगों में यह कहावत लागु होती है कि—"एकमात्रालाघवेन पुत्रोत्सवं मन्यन्ते प्राचीनाः शास्त्रकाराः।" वास्तव में प्राचीनोंकी सूत्ररचना अल्पाक्षर और पूर्णप्रमेय युक्त बहुवर्थक है। इसी लिए तो आज उनके छोटे छोटे सूत्रों पर विशाल ग्रन्थरूप भाष्य, चूर्णी, टीका आदि देखे जाते हैं।

सम्यग् दर्शन ज्ञान और चारित्र मोक्ष मार्ग है और उसे ही धर्म भी कहते हैं अर्थात् मोक्ष का मार्ग धर्म है। मोक्षमार्ग के लिए अन्य तरह से भी जो कुछ प्रतिपादन किया गया है वह इससे अलग नहीं, केवल कहने में भले ही अलग प्रतीत होता हो। जैसे ठाणाङ्ग सूत्र में कहा है कि—

**"दोहिं ठाणेहिं अणगारे संपन्ने अणादियं अणवयग्गं दीहमद्धं चाउरंतसंसारकंतारं वीतिवएज्जा। तंजहा-विज्जाए चेव चरणेण चेव।**

**—( स्थानांगसूत्र, स्थान २, उद्देश १ )**

अर्थात् इस संसारसागर से पार जाने के लिये विद्या और चरण (चारित्र)ये दो ही कहे गये हैं। यहां ' विज्जाए चेव ' और ' चरणेण चेव ' इन दोनों में एवकार लगा देने से अन्य उपायों का निषेध भी किया है। अर्थात् विद्या और चारित्र ये ही दो धर्म सुदुस्तर संसार से पार करने वाला धर्म है अन्य धर्म नहीं है। लेकिन यहां भी 'विद्या' शब्द से ज्ञान और दर्शन का ग्रहण किया गया है, क्यों कि सम्यग् दर्शन ज्ञान का ही भेद है। टीकाकार ने भी " विद्याग्रहणेन दर्शनमपि अविरुद्धं द्रष्टव्यं ज्ञानभेदत्वात् सम्यग्दर्शनस्य। इत्यादि उसी-तरह लिखा है।

' संप्रज्ञप्तो द्विधा धर्म इति। ' धर्म दो प्रकार के बतलाये गये हैं, प्रथम श्रुतधर्म, और दूसरा चारित्र धर्म। यह धर्मलक्षण धर्ममर्मज्ञ सर्वज्ञ भगवान् ने स्थानांग सूत्र में कहा है। स्थानांग सूत्र के २ स्थानमें इसी तरह पाठ है–" दुविहे धम्मे पन्नत्ते, तंजहा–सुयधम्मे चेव चारित्तधम्मे चेव " अर्थात् श्रुत, और चारित्र ये दो ही प्रकार के धर्म है। स्वाध्याय(शास्त्रपाठ) को श्रुत कहते हैं और श्रमण अर्थात् सम्यग्दृष्टि साधु के धर्म को चारित्र कहते हैं अथवा श्रुत का अर्थ ज्ञान और दर्शन है इससे भी वही सिद्ध होता है कि सम्यग् दृष्टि सम्यग् ज्ञान और सम्यक् चारित्र को धर्म कहते हैं। वास्तव में वीतराग भगवान् की आज्ञा ही धर्म है वह सम्यग् ज्ञान सम्यग् दर्शन और सम्यक् चारित्ररूप है। श्री भगवती सूत्र में भी इसी तरह लिखा है कि–

**" कतिविहा णं भन्ते ! आराहणा पण्णत्ता ? गोयमा ! तिविहा आराहणा पण्णत्ता, तंजहा—नाणाराहणा दंसणाराहणा चारित्ताराहणा। णाणाराहणा णं भंते ! कतिविहा पण्णत्ता। गोयमा ! तिविहा पण्णत्ता। तंजहा उक्कोसिया मज्झिमा जहण्णा। दंसणाराहणा णं भंते ! एवंचेव तिविहावि एवं चारित्ताराहणावि "**

**—[ भगवती सूत्र शतक ६ उद्देश १० ]**

अर्थात् (प्रश्न) हे भगवन् ! आराधना के कितने भेद हैं? (उत्तर) हे गोतम ! आराधना के तीन भेद हैं, जैसे प्रथम ज्ञानाराधना, दूसरी दर्शनाराधना और तीसरी चारित्राराधना। (प्रश्न) हे भगवन् ! ज्ञानाराधना के कितने भेद हैं? (उत्तर) हे गोतम ! ज्ञानाराधना के तीन भेद हैं, जैसे उत्कृष्ट ज्ञानाराधना मध्यम ज्ञानाराधना और जघन्य ज्ञानाराधना। इसी तरह दर्शनाराधना और चारित्राराधना के भी तीन तीन भेद समझना चाहिये।

अब भगवतीसूत्र के उपर्युक्त वाक्यों के सारांश से भी यही सिद्ध होता है कि सम्यग् दृष्टि सम्यग् ज्ञान और सम्यक् चारित्र ही 'धर्म' है, वा उसीको दूसरे नाम से श्रुत और चारित्र कहते हैं।

'धर्मो मंगल मिति' धर्म मंगल है यानी कल्याणकारक है, उत्कृष्ट है यानी सर्वश्रेष्ठ है और वह धर्म अहिंसा संयम तथा तपस्वरूप है। उन्हें देवता भी वन्दना करते हैं जिनके मन हमेशां धर्म में लगे रहते हैं। धर्म के पूर्ण महत्त्व को अच्छी तरह जानने वाले सर्वज्ञ भगवान् ने दशवैकालिक सूत्र में लोगों के कल्याण के निमित्त यह धर्म का लक्षण कहा है।

यहां धर्म को मंगल कहा है और सर्वोत्कृष्ट कहा है तथा अहिंसा संयम और तपोरूप कहा है, तथा धर्म करने वालों को देव भी वन्दना करते हैं ऐसा कहा है, इतने विशेषणों से युक्त कहा है। अर्थात् मोक्षरूप सर्वोत्कृष्ट मंगल देनेवाला धर्म है यह उपर्युक्त वाक्य का तात्पर्यार्थ हुआ और धर्मी को देववन्द्य विशेषण से युक्त कहने से तो धर्म का मोक्ष साधकत्व और सुस्पष्ट हो जाता है, क्योंकि स्वर्गिक सुख से भी मोक्ष सुख कहीं अधिक है इसी लिये देवतालोग भी धर्मवान् को वन्दना करते हैं, अतः इससे भी यही सिद्ध हुआ कि परम पुमर्थ मोक्ष साधक धर्म है और वह धर्म सम्यग् दर्शन ज्ञान चारित्र स्वरूप है।

इस तरह दूरदर्शी सर्वज्ञोंने धर्म का लक्षण गुढाभिप्रायगर्भित सुस्पष्ट पूर्णप्रमाणयुक्त सर्वथा सत्य कहा है। किन्तु सर्वज्ञोक्त धर्मलक्षणको सामान्य स्पष्ट वातों को देखते हुये भी कितने लोगों ने वास्तविक धर्मलक्षण का मनमौजी अनर्थ कर दिया है, जैसे भ्रमविध्वंसनकार भिक्षुस्वामी के अनुगामी श्रीजीतमलजीने अपने 'भ्रमविध्वंसन' के प्रथमारम्भ में ही लिखा है कि—

**"भगवान् रो धर्म तो केवली री आज्ञा माहो छे। ते धर्म रा २ भेद, संवर, निर्जरा. ए बिहूं भेदा में जिन आज्ञा छे। ए संवर निर्जरा बेहूं इ धर्म छे। ए संवर निर्जरा टाल अनेरो धर्म नहीं छे। केइ एक पाखण्डी संवर ने धर्म श्रद्धे पिण निर्जरा ने धर्म श्रद्धे नहीं। त्यांरे संवर निर्जरारी ओलखणा नहीं। ते संवर निर्जरा रा अजाण थका निर्जरा धर्मने उथापवा अनेक कुहेतु लगावे। जिम अनाणवादी पाषण्डो ज्ञान ने निषेधे तिम केई पाषण्डी साधु रा वेष माहिं साधु रो नाम धरावे छे। अने निर्जरा धर्मने निषेध रह्या छे। अने भगवान तो ठाम २ सूत्र में संयम, तप, ए बिहुं धर्म कह्या छे।"**

**—[ भ्रम विध्वंसन पृष्ठ. १ ]**

भ्रमविध्वंसनकार के उपर्युक्त वाक्यों का तात्पर्यार्थ यह है कि भगवान की आज्ञा ही भगवान् का धर्म है और वह धर्म दो प्रकार का है, प्रथम संवर और दूसरा निर्जरा। इसके अलावा अन्य कोई धर्म नही है, इससे अन्यथा धर्म के निरूपण करनें वाले अज्ञानी हैं, पाखण्डी हैं, धूर्त हैं इत्यादि। मैं भ्रमविध्वंसनकार और उसके अनुगामियों से पूछता हूं कि आप अपनी अविशेषदर्शिता अल्पज्ञता का सर्वदर्शी सर्वज्ञ के निर्मल वचन पर क्यों दुरुपयोग कर रहे हैं! क्योंकि भगवान् ने श्रुत और चारित्र अर्थात् सम्यग् ज्ञान सम्यग् दर्शन और सम्यक् चारित्र को हि धर्म कहा है। आगम (स्थानांग सूत्र) भी यही कहता है कि—" दुविहे धम्मे पन्नत्ते तंजहा—सुयधम्मे चेव चरित्तधम्मे चेव" किन्तु आपकी राय में संवर और निर्जरा ये ही

# મૂર્તિપૂજાનો પ્રભાવ

લેખક—પૂ. મુ. મ. શ્રી ભદ્રંકરવિજયજી [પૂ.આ.મ.શ્રી.વિજયરામચંદ્રસૂરિશિષ્ય]

( ક્રમાંક ૧૨૧ થી શરૂ : ગતાંકથી ચાલુ : આ અંકે સંપૂર્ણ )

**પ્રશ્ન ૮**—મૂર્તિપૂજા શા માટે કરવી ?

**ઉત્તર ૮**—૧. પરમાત્મા તરફથી પ્રાપ્ત થયેલા લાભોના બદલામાં તેમની તરફ વ્યાવહારિક કૃતજ્ઞતા બતાવવા સત્કાર રૂપે પરમાત્માની ભક્તિ કરવાની છે. ૨. પોતાના આત્મવિકાસમાં અવલંબન રૂપે, પ્રેરક રૂપે, આદર્શ રૂપે અને દૃષ્ટાંત રૂપે પરમાત્માની ભક્તિ કરવાની છે. એ બે પ્રકારે કરવાની ભક્તિ પરમાત્મ–મૂર્તિ મારફત થઈ શકે છે.

**પ્રશ્ન ૯**—પરમાત્મા નિરંજન નિરાકાર છે, તો તેની મૂર્તિ કરવી એ તેના મૂળ સ્વરૂપને બગાડવા બરાબર નથી ?

**ઉત્તર ૯**—પરમાત્મા જેમ નિરંજન નિરાકાર છે, તેમ અપેક્ષાએ સાંજન અને સાકાર પણ છે. એટલે મૂર્તિથી તેના સ્વરૂપને બગાડવાનું નહિ પરન્તુ તેના સ્વરૂપની પ્રતીતિ કરાવવાનું થાય છે, એથી ઘણા જીવોની આધ્યાત્મિક ઉન્નતિ થાય છે.

**પ્રશ્ન ૧૦**—સીધી રીતે પરમાત્માના ઉપદેશને અમલમાં મૂકીને જે ભક્તિ કરી શકે, તે મૂર્તિપૂજા ન કરે તો શો વાંધો ?

**ઉત્તર ૧૦**—દરેક જીવો માટે એ શક્ય નથી. એટલે જે જીવો માટે તેમ બની શકતું નથી, તેઓ માટે મૂર્તિપૂજાનો ગર્ભિત રીતે સ્વીકાર તમારાથી પણ થઈ જ જાય છે. પરંતુ એવી રીતે સાક્ષાત્ ભક્તિ કરનારા તો યોગીઓ જ હોઈ શકે છે. તેવા યોગીઓમાં પણ અનેક પ્રકાર હોય છે. સાલંબનધ્યાની અને નિરાલંબનધ્યાની. તેમાં સાલંબનધ્યાનીઓને મૂર્તિ આદિકની જરૂર પડે છે. નિરાલંબનધ્યાનિઓને જરૂર પડતી નથી, છતાં તેઓ આત્મવિકાસના કારણ તરીકેનું મૂર્તિપૂજાનું સ્થાન નિષેધી શકતા નથી. સાંસારિક જીવનમાં રચ્યાપચ્યા જીવો માટે જેઓ મૂર્તિપૂજાનો નિષેધ કરે છે, એ અણસમજ છે.

**પ્રશ્ન ૧૧**—મૂર્તિપૂજામાં હિંસા થાય છે, તેનું કેમ ?

**ઉત્તર ૧૧**—મહાઅહિંસાની મદદગાર નાની હિંસા તે હિંસા નથી પણ અહિંસા છે. મહાહિંસાની પોષક મોટી અહિંસા તે પણ હિંસા છે, પણ અહિંસા નથી. મહા સત્યનું પોષક અવાંતર અસત્ય પણ સત્ય છે કિન્તુ અસત્ય નથી. મહાઅસત્યનું પોષક અવાંતર સત્ય પણ અસત્ય છે કિન્તુ સત્ય નથી. તે જ પ્રમાણે મૂર્તિપૂજા રત્નત્રયીની પોષક હોય તો તદંતર્ગત હિંસા પણ અહિંસા છે. વિહાર વખતે તીર્થંકરદેવ પોતાના ગામની નજીક થઈને પસાર થતા હોય ત્યારે દોડતે ઘોડે તેમના દર્શન કરવા કોઈ જીવ આવે તો તેમાં હિંસા થતી નથી એમ તો ન કહી શકાય, પરંતુ પ્રભુદર્શન એ મિથ્યાત્વ–અવિરતી કષાય વગેરે કર્મબંધનાં કારણોનું શોધક હોવાથી પરિણામે પરમ અહિંસામય છે. તેથી તેના કારણરૂપ દોડતે ઘોડે આવવાથી થતી હિંસા એ પણ અહિંસા જ છે.

**પ્રશ્ન ૧૨**—મૂર્તિપૂજાનો નિષેધ કરનારની કોઈ પણ દલીલ વજુદવાળી છે કે નહિ ?

**ઉત્તર ૧૨**—આજ સુધીનાં ઘણાં પુસ્તકો અને તેમાંની ઘણી દલીલો વાંચી, છતાં હજુસુધી કોઈ પણ વજુદવાળી દલીલ જોવામાં આવી નથી, કે જે દલીલ સચોટ અને નિષ્પક્ષપાત હોય, મળે ઉતરે તેવી હોય અને વાસ્તવિક સત્યને સ્પર્શ કરતી હોય.

**પ્રશ્ન ૧૩—એવી કઈ કઈ ખાસ દલીલો છે?**

**ઉત્તર ૧૩**—વ્યાવહારિક દલીલો અને શાસ્ત્રીય દલીલો.

**પ્રશ્ન ૧૪—મૂર્તિપૂજાની સિદ્ધિમાં શાસ્ત્રીય દલીલો કઈ કઈ છે?**

**ઉત્તર ૧૪**—જૈન શાસ્ત્રોમાં શાશ્વત અને અશાશ્વત બન્નેય પ્રતિમાઓનાં વર્ણન આવે છે. દેવલોકમાં શાશ્વત પ્રતિમાઓના વર્ણનો છ અને અષ્ટાપદ પર્વત ઉપર ભરત-મહારાજાએ સ્તૂપો અને પ્રતિમાઓ ભરાવ્યાનું વર્ણન શ્રી જંબુદ્વિપપન્નત્તિમાં છે. શાશ્વત મૂર્તિપૂજાના ઉલ્લેખો તથા દેવલોકની મૂર્તિપૂજાના ઉલ્લેખો સૂર્યાભદેવ અને વિજયદેવના અધિકારમાં સ્પષ્ટ છે. છતા મૂર્તિને નહિ માનનારાઓ તરફથી તેના ઉપર શાબ્દિક જાલ-ગુંથણી કરવામાં આવે છે. આખરે તેઓ મૂર્તિ માને છે, પણ અરિહંત પ્રભુની મૂર્તિ માનવા સામે વાંધો લે છે. અરિહંતથી શાશ્વત મૂર્તિઓનુ વર્ણન શાસ્ત્રોમાં આવે છે તો શાશ્વત્ પ્રતિમાને શાસ્ત્રથી સ્વીકારતા હોય તો શાશ્વત પ્રતિમાઓને વંદન નમસ્કાર રોજ કરવાનો કાંઈ પણ પ્રકાર તેઓએ કોઈ પણ ધર્મવિધિમાં કેમ ગોઠવ્યો નથી? મૂર્તિ સામે વિરોધ ન હોય પણ મૂતિપૂજા સામે વિરોધ હોય તો ખાલી મૂર્તિઓ ભરાવીને મંદિરો કેમ કરાવતા નથી? એટલે મૂર્તિ સામે વાંધો છે? કે મૂર્તિપૂજા સામે વાંધો છે? તે સ્પષ્ટ થતું નથી. હિંસા સામે વાંધો હોય તો અહિંસક સાધનોથી પૂજા કરી શકાય. મૂર્તિમાં પણ શાશ્વત સામે વાંધો છે? કે અશાશ્વત સામે વાંધો છે? અશાશ્વત સામે વાંધો હોય તો શાશ્વત પ્રતિમાઓના વંદનનું એકાદ સ્તવન કે સ્તુતિ તો રોજ બોલવી જોઈએ કે નહિ?

સર્વવિરતિધર સાધુઓની પૂજા સામે વાંધો હોય તો દેશવિરતિધર ગૃહસ્થો માટે પૂજાનો માર્ગ ખુલ્લો રાખવો જોઈએ. દેશવિરતિધર શ્રાવકો માટે વાંધો હોય તો અવિરતિ સમ્યગ્દૃષ્ટિ અધિકારીઓ માટે માર્ગ ખુલ્લા રાખવા જોઈએ.

પુદ્ગલની સેવામાં મિથ્યાત્વ હોય તો ગુરુનું શરીર પણ પુદ્ગલ છે. તથા ગુરુના ધર્મો-પકરણો પણ પુદ્ગલ છે, તેની સેવામાં પણ મિથ્યાત્વ લાગવુ જોઈએ.

પથ્થર પ્રભુ નથી તો કાગળ હજાર રૂપિયાની નોટ નથી. સંસ્કારથી અને મુખ્ય અધિકારીની સહીથી નોટ હજાર રૂપિયાની કિંમતની બને છે, તો આચાર્યે કરેલા પ્રતિષ્ઠાન-વિધિથી પથ્થર પરમાત્મા બની શકે છે. ખૂબી તો એ છે કે એક તરફ મૂર્તિપૂજાના વિરોધિ-ઓ જ બીજી તરફ એક વા બીજા પ્રકારે મૂર્તિપૂજા કરતા હોય છે. મૂર્તિપૂજાનો વિરોધ કરનાર, દેશનેતાઓનાં બાવલાં ઠેર ઠેર બેસાડે છે. દરેક આર્યસમાજીષ્ટ ભારતમંદિરમાં ભારતમાતાની મૂર્તિને પ્રણામ કરે છે.

ઇસ્માઈલી ભાઈઓ પેગંબર સાહેબના ચાંદીના હાથને વાજતે ગાજતે પોતાને ઘેર પધરાવે છે.

આ સ્થિતિમાં મૂર્તિપૂજાની વિરુદ્ધની વાતમાં કાંઈ પણ તથ્યાંશ સાબીત થઈ શકતો નથી.

**પ્રશ્ન ૧૫—મૂર્તિને દેખીને પરમાત્માનો ભાસ થતો નથી કે ભાવ ઉત્પન્ન થતો નથી તેનું કેમ?**

**ઉત્તર ૧૫**—નાના બાળકની રમતમાં યુવકને કે યુવકના રતિવિલાસોમાં બાળકને ભાવોલ્લાસ થતો નથી, તેનુ શું કારણ હશે? તેવાં જ કારણો આમાં પણ રહેલાં છે.

૧. પરમાત્મા પ્રત્યેની ભાવના ન જાગી હોય, ૨. પરમાત્મા અને તેની મૂર્તિનો સંબંધ છે તેનું જ્ઞાન ન હોય કે મૂર્તિપૂજા વિરુદ્ધ પૂર્વગ્રહ બંધાયેલો હોય, તો પરમાત્માની મૂર્તિને જોવાથી ભાવોલ્લાસ ન પણ જાગે. પાત્રની લાયકાત અને આત્માની ભૂમિકા ઉપર બધો આધાર છે. જેણે પરમાત્મા અને પરમાત્માની પ્રતિમા પ્રત્યે રસવૃત્તિ કેળવી ન હોય તેને ભાવોલ્લાસ ન પણ જાગે.

**પ્રશ્ન ૧૬**—ભાવોલ્લાસ જાગ્યા વિના મૂર્તિપૂજાથી ફળ શું થાય?

**ઉત્તર ૧૬**—ભાવોલ્લાસ જાગ્યા વિના પણ મૂર્તિપૂજાનો અભ્યાસ કોઈક પ્રભાતે પણ ભાવોલ્લાસનું કારણ બને છે. તેમના તરફ મમતા કેળવાય છે. તેની આશાતના અને અપમાન વખતે વિરોધ ઉઠાવવાનું થાય છે તેથી પણ વફાદારી કેળવાય છે.

જેટલો વખત મૂર્તિનું આલંબન લેવાય છે, તેટલો વખત (મૂર્તિ સદ્ આલંબન હોવાથી) અસદ્ પ્રવૃત્તિને અટકાવે છે અને દાન, શીલ, તપ, ભાવમાં વૃદ્ધિ કરે છે. માટે ભાવોલ્લાસ ન જાગે તેને પણ મૂર્તિપૂજા આડકતરો ફાયદો કરે છે.

**પ્રશ્ન ૧૭**—સાધુઓ મૂર્તિની દ્રવ્ય પૂજા કેમ કરતા નથી?

**ઉત્તર ૧૭**—સાધુઓ પણ પ્રભુમૂર્તિની દ્રવ્યપૂજા ઘણે અંશે કરે છે. જો દ્રવ્ય પૂજા ન કરતા હોય તો પોતાને સ્થાનેથી જિનમંદિરે જાય નહિ. પોતાને સ્થાને કે જિનમંદિરમાં બેઠા બેઠા હાથ જોડે છે, મસ્તક નમાવે છે, સ્તુતિ સ્તોત્ર બોલે છે, ખમાસમણાં દે છે, પ્રદક્ષિણા દે છે, એ વગેરે વસ્તુતઃ દ્રવ્ય પૂજા જ છે. જો મુનિઓને એકલી ભાવ પૂજા જ હોય તો માત્ર પોતાના સ્થાન ઉપર બેસીને માનસિક નમસ્કાર જ કરે પરંતુ તેમ ન કરતાં ઘણી દ્રવ્ય પ્રવૃત્તિઓ કરે છે. ચૈત્યવંદન ભાવપૂજા છતાં તેમાં સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં કાયિક વંદનાદિ દ્રવ્યપૂજા છે. દ્રવ્યપૂજાને હિસાબે જ પ્રભુના વરઘોડા તથા રથયાત્રાના ઉત્સવમાં સાધુઓ ભાગ લે છે. તીર્થયાત્રા માટે તે ભૂમિને દ્રવ્ય સ્પર્શ કરવા જાય છે. નહિતર તેમને ક્યાંય પણ જવાની જરૂર શી!

સાધુ દ્રવ્યપૂજા નથી કરતા એ વાક્યનું તાત્પર્ય એટલું જ છે કે સાધુઓ ઘરના ત્યાગી હોવાથી, ધૂપ, દીપ, ચોખા, કેશર, સુખડ, જળ વગેરે પૂજામાં વપરાતાં દ્રવ્યોનો ઉપયોગ કરી શકતા નથી, કેમકે તેમની પાસે પોતાની માલીકીના એ દ્રવ્યો નથી માટે તે દ્રવ્યોથી પૂજા નથી કરતા એટલા પૂરતી જ માત્ર દ્રવ્યપૂજા નથી. બાકીની અનેક પ્રકારે દ્રવ્યપૂજા તેઓ કરે છે.

**પ્રશ્ન ૧૮**—મૂર્તિપૂજાની તરફેણમાં આટલી બધી સચોટ દલીલો છતાં દિલમાં મૂર્તિપૂજાનો ભાવ કેમ જાગતો નથી?

**ઉત્તર ૧૮**— તથાપ્રકારનાં અંતરાય કર્મનો ઉદય અથવા મૂર્તિપૂજા-વિરોધના સંસ્કારોથી સમ્યક્ત્વપ્રતિબંધક કર્મની પ્રબળતા. મિથ્યાદૃષ્ટિ જીવને જેમ જૈનધર્મ તરફ ભાવ નથી થતો તેવું કાંઈ આમાં પણ કારણ હોવું જોઈએ. ત્રિલોક-પૂજ્ય-દેવાધિદેવનો લોકોત્તર વિનય કરવાની આ ઉત્તમ સમજ છે. જૈનધર્મ પામવા છતાં કેટલાક [illegible]

છે. મૂર્તિનો વિરોધ પરિણામે દેવતત્ત્વની આરાધનાના વિરોધમાં પરિણમે છે એ સૂક્ષ્મ ભૂલ સમજવામાં નહિ આવવાથી કેટલાક જીવો મહાઘોર કર્મો બાંધતાં પણ અનુભવાય છે. જિનપ્રતિમાની પૂજા ન કરવી હોય તો ભલે ન કરે, પણ તેનો વિરોધ કરવાથી ભાવ મિથ્યાત્વ અને અજ્ઞાન અંધકારને ટાળનાર દેવતત્ત્વનો વિરોધ થાય છે. તે અતિ ભયંકર કૃત્ય છે. તેને શાંત ચિત્તે સમજવા પ્રયાસ કરવો જોઈએ.

પ્રશ્ન ૧૯—મૂર્તિપૂજકોની કોઈ પણ ભૂલ જ નથી ?

ઉત્તર ૧૯—જો મૂર્તિપૂજકો એમ માનતા હોય કે મૂર્તિપૂજા સિવાય બીજો કોઈ પરમાત્મ પ્રાપ્તિનો ઉપાય જ નથી, માત્ર મૂર્તિપૂજા જ એક જ માર્ગ છે, એમ એકાંત પકડી બેઠા હોય તો તે તેઓની ભૂલ છે. અને શાસ્ત્રોક્ત વિધિથી નિરપેક્ષ રહીને મૂર્તિપૂજામાં જેટલી ખોટી ધાલમેલ કરતા હોય, અવિધિથી પૂજા કરતા હોય તે વગેરે તેઓની પણ ભૂલ ગણાય. તે સિવાય ભૂલ નથી.

પ્રશ્ન ૨૦—તીર્થંકરોની પૂજા કઈ રીતે થાય ?

ઉત્તર ૨૦—ત્રિલોકયપૂજ્ય પરમાત્માની લોકોત્તર ભક્તિ માટે પાત્ર પ્રમાણે જૈન શાસ્ત્રોમાં સંખ્યાબંધ પ્રકારો બતાવ્યા છે. કેમકે કોઇ પણ એક પ્રકારે તેમની પૂજા ભક્તિ પૂરી નથી થતી. તેમજ દરેક જીવો દરેક પ્રકારની ભક્તિ કરી શકે તેમ ન બને. માટે પાત્રભેદે વિવિધ પ્રકારો બતાવી ત્રૈલોક્ય-પૂજ્યતા સાબિત કરી બતાવી છે. ત્રણ પ્રકારી, પાંચ પ્રકારી, અષ્ટ પ્રકારી, ૧૭ પ્રકારી, ૨૧ પ્રકારી, ૬૪ પ્રકારી, ૯૯ પ્રકારી, ૧૦૮ પ્રકારી, વગેરે સંખ્યાબંધ ભક્તિના પ્રવાહો બતાવ્યા છે. તેમના ઉપદેશનો અમલ પણ તેમની એક પ્રકારની પૂજા છે જ. મૂર્તિની પૂજા કરવી જોઈએ, એવો ઉપદેશ પણ તેમણે જ આપેલો છે. સંપૂર્ણ

## સમાચાર

**પ્રતિષ્ઠા**—અમદાવાદમાં એલીસબ્રીજમાં માગશર શુદિ ૬ ને સોમવારના રોજ પૂ. આ. મ. શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મ. આદિની નિશ્રામાં શેઠ હીરાચંદ રતનચંદના બંગલાના ઘરદેરાસરની પ્રતિષ્ઠા કરાવવામાં આવી.

**બિંબપ્રવેશ**—અમદાવાદમાં જૈનસોસાયટીનાં જૈન દેરાસરમાં માગસર શુદિ ૮ ને બુધવારે પ્રભુજીની પ્રતિમાનો પ્રવેશ કરવામાં આવ્યો.

**ઉપાધ્યાયપદ**—અમદાવાદમાં નાગજી ભુદરની પોળમાં માગશર શુદિ બીજના રોજ પૂ. આ. મ. શ્રી. વિજયનેમિસૂરીશ્વરજી મ. આદિની નિશ્રામાં પૂ. પં. મ. શ્રી. ધર્મવિજયજી મ. ને ઉપાધ્યાય પદ આપવામાં આવ્યું.

**ગણિપદ તથા પંન્યાસપદ**—અમદાવાદમાં શ્રીવીરવિજયના ઉપાશ્રયમાં પૂ. આ. મ. શ્રી. વિજયહર્ષસૂરિજીની નિશ્રામાં પૂ. મુ. મ. શ્રી ચરણવિજયજીને માગશર શુદિ ૨ ના રોજ ગણીપદ તથા શુદિ ૫ ના રોજ પંન્યાસ પદ આપવામાં આવ્યું.

# કંઈક શંખેશ્વર સાહિત્ય

લેખિકા : શ્રીમતી શારલોટે કાઉઝે, ડો. ફિલ., ભારતીયસાહિત્યવિશારદા,
ક્યુરેટર, સિંધિયા ઓરિએંટલ ઈન્સ્ટિટયૂટ, ઉજ્જૈન.

ઉજ્જૈન નગરીનું નામ પ્રાતઃસ્મરણીય શ્રી અવંતિસુકુમાલ, પ્રૌઢપ્રતાપી શ્રી સિદ્ધસેન દિવાકર, તેજસ્વી શ્રી કાલકાચાર્ય, શાસનપ્રભાવક મહારાજા સંપ્રતિ, અને શ્રી વિક્રમાદિત્યનાં ચરિત્રોના નિમિત્તથી જૈનોને અતિપરિચિત અને આદરણીય છે. આ નગરી આજે શ્રીમંત સિંધિયા સરકારના ગ્વાલિયર રાજ્યનું બીજું શહેર છે. ભૂતકાલના યશસ્વી સાહિત્યના પૂજાસ્થાન રૂપે ત્યાં કેટલાંક વર્ષોથી પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનું એક સરકારી સંગ્રહાલય વિદ્યમાન છે જે શ્રી સિંધિયા ઓરિએંટલ ઇન્સ્ટિટયૂટના નામથી પ્રસિદ્ધ છે. આ સંસ્થાના આશરે ૭૫૦૦ ગ્રંથોમાનો એક નાનકડો અંશ જૈન ગ્રંથો છે, જેઓમાં કંઈક એવી વસ્તુઓ મળી આવી છે કે જે વિદ્વાનોનું લક્ષ્ય આકર્ષિત કરે.

પૂજ્યપાદ શાંતમૂર્તિ મુનિરાજ શ્રી જયંતવિજયજી મહારાજ દ્વારા વિરચિત "શંખેશ્વર મહાતીર્થ" નામના સુન્દર અને ઉપયોગી પુસ્તકનું નિરીક્ષણ કરતી વખત વિદિત થયું કે શ્રી સિંધિયા ઓરિએંટલ ઇન્સ્ટિટયૂટના સંગ્રહમાં મલી આવેલું કેટલુંક શંખેશ્વર પાર્શ્વનાથના સંબંધનું સાહિત્ય ઉપર્યુક્ત પુસ્તકમાં વિદ્યમાન નથી. તેમાં નિમ્નલિખિત ચૈત્યવંદન અને સ્તવનો છે, જેઓમાંનાં કેટલાંક એવાં છે કે જે આધુનિક રુચિના હિસાબે પણ ગેય અને મનોરંજક લાગે.

પહેલી કવિતા નિર્નામક છે, જ્યારે બીજી અને ત્રીજી કવિતાના એક જ કર્તા શ્રી હમીરવિજયજીના શિષ્ય શ્રી ઉત્તમવિજયજી છે, અને ચોથી તે જ ઉત્તમવિજયજીના શિષ્ય શ્રી મોહનવિજયજીની કૃતિ લાગે છે. પાંચમી અને છઠ્ઠી કવિતા પ્રસિદ્ધ ભક્તકવિ શ્રી જિનસુખસૂરિની કૃતિઓ છે, અને સાતમી કવિતા શ્રી ઉદયરત્નના નામથી અંકિત છે. આ સ્તવન મારવાડી ભાષાના પ્રયોગોથી અને શૃંગારરસ-અધિવાસિત અલંકારોથી શોભિત છે. આ વિશેષતાથી અનુમાન થાય છે કે આ કવિ એ જ ઉદયરત્ન હોવા જોઈએ કે જેમની પ્રસિદ્ધ કવિતાઓ સં. ૧૭૪૯ થી ૧૭૯૯ સુધી રચાએલ મલે છે, અને જેમને-એમની કેટલીક કૃતિઓ શૃંગારરસથી અતિપૂર્ણ હોવાથી એક વખત સંઘાડા બહાર કરવામાં આવ્યા હતા. (શ્રી. મો. દ. દેશાઈ, જૈન ગુર્જર કવિઓ, બીજો ભાગ, પૃ. ૪૧૪).

## (१) शंखेश्वर चैत्यवंदन[1]

श्रीशंखेश्वर गांममां, श्रीसंखेस्वर पास ।
तिहां बेठा प्रभु पूरवें, सहू केरी आस ॥ १ ॥
ठांम ठांमना तिहां मिलें बहु संघ अपार ।
पूजें प्रणमें नि थुंणें, केई केई करे जोहार ॥ २ ॥
तेहना वंछीत पूरवेंए, प्रभुजी पास जिणंद ।
देषावें महीमा घणो पौमावई धरणिंद ॥ ३ ॥

1. પ્રત નંબર ૮૫૫ નં. ૯, (સં. ૧૮૮૦ વર્ષે માઘ કૃષ્ણ ચતુર્થે શ્રી સ્તંભનગરે" લખેલી.)

## (२) संषेश्वर पास जिनस्तवन[२]

श्रीउत्तमकृत (स. १८४९)

संषेश्वर जिन–राय दिल में आयो रे,
चरणे राषो, स्वांम, सरणे आयो रे।
भमतां भवह मझार नही प्रभु पायो रे,
भाग योगे भगवंत, दरसण पायो रे ॥ १ ॥

महिर करो, महाराय, सेवक तोरो रे,
मेटो मोह जंजाल, मोहि कर सोरो रे।
अनुभव रस, महाराय, मुजने दीज्ये रे,
बगसो, गरीब नीवाज, कारज सीझे रे ॥ २ ॥

बालक चाहे मन्ने अहनिस धनने रे,
लोभी मन लयलीन चाहे धनने रे।
जिम मधुकर मन मांहे केतकी चाहे रे,
तिम प्रभुनो धरुं ध्यान हीयडा महि रे ॥ ३ ॥

तुम दरसण देषंत हीयडुं हरषे रे,
जांणे तुं दिलनी बात तुं सहुं परषे रे।
यादवपतिनी जीत सरस सुधारी रे,
तार्या नाग तुरंत तुंम गुण भारी रे ॥ ४ ॥

तुं ग्यांनी गुणवंत, घणुं स्युं कहोइ रे,
भक्तनी पूरो षंत, बिरुद वहोइं रे।
उगण पंचासे मान संवत अढारे रे,
शुदी सतमी बेसाष, वली बुधवारो रे ॥ ५ ॥

सहर प्रतापगढ मांहे आप बिराज्या रे,
जग पसर्यो जस वास, बाजा वाज्या रे।
परष्या पूरे पास, सहु मन भाया रे,
आवे संघ उमाह, तुझने पाया रे ॥ ६ ॥

त्रेवीसमा जिन–राय, अरज सुणीजे रे,
मुज मनडानी आस सफल करीज्ये रे।
पास प्रभूनी सेव जे नर करस्ये रे,
कहे उत्तम, नर तेह मंगल वरस्ये रे ॥ ७ ॥

२. प्रत नं. ५०७८ पत्र नं. १ (लहियानी प्रशस्ति नथी.)

## (३) संखेसर स्तवन[3] मंदिर–वर्णन–गर्भित

श्रीउत्तमकृत (सं. १८४९)

सरसती, करो सुपसाय, नमुं आनंदे रे,
प्रभुना गुण गाश्रांह, पाप निकंदे रे।
सुंदर सूरत एह संखेसरनी रे,
चोमुष प्रतिमा च्यार आदीसरनी रे ॥ १ ॥

पंच मेरुने भाव पूजा करीइं रे,
चोमुष ए पूजंत चिहुं गति हरीइं रे।
समवसरणके मांहे आप विराज्या रे,
चउमुष टाली मर्म, धर्म प्रकासे रे ॥ २ ॥

वली ऋषभानन देव, चंद्राननजी रे,
वारिषेण, वर्द्धमान, नंदीसरजी रे।
फिर चोमुष वंदंत, पंच वेलां करी रे,
मानु वीसे वेहरमांन प्रणम्या हित धरी रे ॥ ३ ॥

अतीतानागत वर्त्तमान जिन आनंदो रे,
गणधर गोतम सांम, पुंडरीक वंदो रे।
तपगच्छ धर्मसूरिंद चरण नगीना रे,
पगल्या षरतरगच्छ दादाजीना रे ॥ ४ ॥

दादा वोल्लित देव करे गहगाटे रे,
सेवकने बे सुख वाटे घाटे रे।
ठाम ठामनो संघ आवी वंदे रे,
लहे सुष संपति कोड जननां वृंदे रे ॥ ५ ॥

संवत अठारा मांहे गुणपचासे रे,
शुदि सप्तमी वेसाष बुध उलासे रे।
करीय प्रतिष्ठा सार सुभ मोरती रे,
नयर प्रतापगढ मांहे आनंद वरती रे ॥ ६ ॥

सिवनो तीर्थ सुठांम दीपेसरजी रे,
पासे प्रभु परमेस संषेसरजी रे।

---

३. જૈનપ. નં. ૨.

वावी, सरोवर, थांन, वाडी सोहे रे,
तिहां प्रासाद उत्तंग जन–मन मोहे रे ॥ ७ ॥
**वाडीलीया रघुनाथ** **माणकचंद**थी रे,
थयो जिनधर्म उछाह संघ सानिधथी रे।
**हमीरविजय** गुरु–राय **उत्तम** शिष्ये रे,
**पद्मावती धरणेंद्र** फल्या परत्यष्य रे ॥ ८ ॥

## (४) संपेसर स्तवन[४]

श्री**मोहन**कृत

**संपेश्वर** जिन–राया, हो मन भाया, **संघ** समस्तने,
सुण स्वामी अरदास ।
सुणीय, सुण मन जांणी, हो मत काढो, काना आगले,
मुज दीज्यो विसवास ॥ सं० ॥ १ ॥
**कासी** देश **वाणारसी**, हो बहु सरसी, नगरी राजनी,
जनम्या जिहां जीन–राय ।
**अश्वसेन** कुलनंदा, हो आनंदा, **वामा** मातजी,
सर्प–लंछण जस पाय ॥ सं० ॥ २ ॥
संघ सह उमाही, हो उछाही, आवे राजने,
चरण लगाडी भाल ।
**पास** जीनंदने सेवे, हो अतिप्रेमे, रोगादिक समे,
होवे मंगल–माल ॥ सं० ॥ ३ ॥
मात पिता अरु भ्राता, हो नहो त्राता, सगपण कारमो,
नही कोई सुष–दातार ।
मोहनी कर्मने भोगे, हो संयोगे, ए संसारमां,
मिलियो शुं किरतार ॥ सं० ॥ ४ ॥
मूरष नर प्रतिबोधी, हो चित सोधी, आणे मारगे,
एहवो ताहरो धर्म ।
वाणी अमृत समाणी, हो गुण–षाणी, श्रवणे जे सुणे,
न रहे तेहने मर्म ॥ सं० ॥ ५ ॥
हवे प्रभु सरणो लीधो, हो सहु सीधो, कारज मांहरो,
गुरु **उत्तम** सुपसाय ।

४. अेजन. नं. २, पत्र नं. २.

घणु स्युं कहुं कर जोडो, हो मद छोडी, स्वामी सांभलो,
कहे मोहन चित लाय ॥ सं० ॥ ६ ॥

### (५) संखेसर स्वामी स्तवन[५]

श्रीजिनसुखसूरिकृत

अधिक उलासै, हो प्रणमौ पास जिणेसरू,
श्रीसंखेसर सांमि ।
इण संसारै, हो आरै पंचम सुरतरू,
कामित पूरै काम ॥ अ० ॥ १ ॥
जग सहु आवै, हो भावै मिलि मिलि जातरा,
गावै प्रभु गुण गान ।
बहु धन परचै, हो अरचै, सरवै सुगति सुं,
परचै मुगति प्रधान ॥ अ० ॥ २ ॥
आज इण वेला, हो महिमा अतिघणो,
दूर हरै दुख दंद ।
सुख सहु आपै, हो थापै आणंद इण भवै,
परभव परमानंद ॥ अ० ॥ ३ ॥
मन मैं ऊमाहो, हो हुतो दिवस घणा तणो,
जाई कीजइ जात ।
तेह जुहार्यौ, हो वार्यौ भमवौ भव भवै,
ग्यांन गिण्यौ ए गात ॥ अ० ॥ ४ ॥
हीयडो हरख्यो, हो परख्यो समकित सुध सही,
नयन थया नेहाल ।
जिणसुखसूरइ, हो भावै पूरइ भेटीयौ,
पातक परहो षाल ॥ अ० ॥ ५ ॥

### (६) संषेसर साहिब स्तवन[६]

श्रीजिनसुखसूरिकृत

श्रीसंखेसर साहिब पास, मोसुं महिर करीजै ॥
ध्यान तुम्हारो नित्त धरीजै, दूजो चित्त न दीजै ॥
सुनिजर एहवी कीजै, सांमी, जिम भवजलधि तरीजै ॥श्री०॥१॥

---

૫. પ્રત નં. ૫૧૭૭, પત્ર નં. ૯૭. (લહિયાની પ્રશસ્તિ નથી.)
૬. એજન. નં. ૫, પત્ર નં. ૯૯.

अधिको कहिजै तुं उपगारी, सोभा सहु मैं सारी।
पिण अम्हनैं मूंको वीसारी, तो सी महिर तुम्हारी ॥ श्री० ॥ २ ॥
सेवा करतां जे सुष आवै, ते कीधा नो कीधो।
स्वारथ विण जे दीजै सहुनै, दान ति कोहि ज दीधो ॥ श्री० ॥ ३ ॥
थिर चित ताहरी भगति न थायै, आलस अधिको अंगै।
पिण परतीत अछै ए प्रभुजी, सुष थास्यै तुझ संगे ॥ श्री० ॥ ४ ॥
अरज करी छै परतिष एहवी जिनसुखसूरि जगीसै।
सहु कारिज मैं करिज्यो सांनिधि विधि विधि विसवा वीसै ॥ श्री० ॥ ५ ॥

## (७) शंषेसर पास स्तवन[७]

श्रीउदयरत्नकृत

( "वाडी मांहे वड घणा पेंपल गुहीर गंभोर", ए देशी )

थे छो म्हांरा ठाकुरजी, म्हें चाकर, महाराज।
महिर करो म्हां ऊपरिं जो, कांई अरज करां छां आज ॥
सुणो, साहिबीया, हो राज, कांई अजब बनि, थां स्युं आस की।
सुणो, साहिबीया, हो राज, कांई नवल बण्यो, थां सुं नेह जी ॥ १ ॥
जोयांरि जिणसुं बनीजी, तीयां रे दिल तेह।
आंखि न जोडि उंरस्युंजी, ज्युं न गमि जवासांने मेह ॥ सु० ॥ २ ॥
चकोरां चंदो रूचिजी, चकवि चाहे दीह।
स्युं थे म्हांनें वाल्हा हाजी, कांई, लाल, लोयां नहो लीह ॥ सु० ॥ ३ ॥
रागी म्हें छां, राउलाजी, दासांरा छां दास।
दिल मेली म्हांसुं मिलोजी, कांई प्रभु जे, शंषेसर पास ॥ सु० ॥ ४ ॥
दरसण थोरो देषतांजी, उदयरतन कहें आज।
कोहि फली मन कामनांजी, सपर पाम्यो सा सुष साज ॥ सु० ॥ ५ ॥

## (८) श्रीशंखेश्वर पार्श्वनाथ प्रबंध

ઉપર્યુક્ત સાત ભાષાકવિતાઓથી અતિરિક્ત એક ચાઠમી ભાષાકવિતા વિદ્યમાન છે. આ કવિતા શ્રી ભાનુમેરુશિષ્ય શ્રી નયસુંદર દ્વારા ૧૩૨ પદ્યોમાં સં. ૧૬૫૬ માં રચાયેલ ગુજરાતી શંખેશ્વર પાર્શ્વનાથ પ્રબંધ છે. આ પ્રબંધ સ્વતંત્ર રૂપમાં પ્રકાશિત કરવાનું કામ ચાલુ હોવાથી આની અહિંઆં વધુ વિગત આપવાની જરૂરત જણાતી નથી.

૭. પ્રત નં. ૬૬૩૦, પત્ર નં. ૧. (લહિયાની પ્રશસ્તિ નથી.)

## (૯) श्रीशङ्खेश्वरपार्श्वप्रभुस्तोत्र

એવી જ રીતે શ્રી નયવિમલવિરચિત શ્રી શંખેશ્વર પ્રભુસ્તોત્ર નામનું ૨૧ પદ્યોનું સંસ્કૃત કાવ્ય અહિંઆં નામ માત્રથી સૂચિત કરવામાં આવે છે. આશા છે કે આ કવિતા પણ બીજી વસ્તુઓ સાથે જલદી બહાર પડશે.

ઉપર્યુલ્લિખિત બધી કવિતાઓ એવી છે કે જેઓનો વિષય શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ જ છે. તે અતિરિક્ત કંઈક ગ્રંથોમાં શ્રી શંખેશ્વર પાર્શ્વનાથના પ્રસંગોપાત્ત ઉલ્લેખો માત્ર મળી આવે છે જેમ કેઃ

## (१०) आगमनी अष्टप्रकारी पूजा[८]

श्रीवीरविजयजीकृत

आदि ÷

श्रीसंखेश्वर पासजी, साहिब सुगुण गरिट्ठ ।
शुभगुरु चरण पसायथी श्रुत निधि निजरे दीठ ॥ १ ॥

## (११) तपागच्छ गुरुपरंपरा पट्टावली स्वाध्याय

श्रीधनविजयजी उपाध्यायशिष्य श्रीरामविजयजीकृत

( श्रीविजयदेव-विजयप्रभसूरि-राज्ये )[१०]

आदि ÷

श्रीसंखेसर-पुर धरा-भामिनी तिलक समानो रे ।
प्रणमी पास जिणेसरु दिन दिन वधतइं वानो रे ॥ १ ॥

## (१२) श्री वरकाण पार्श्व जिन स्तवन[११]

श्रीहर्षरुचिशिष्य श्रीलब्धिरुचि[१२] कृत

आदि ÷

श्री शंखेसर पास प्रभावक प्रणमि परमानंद ।
वसुधा वरदायक वरकाणो थुणस्यु धरीअ आनंद ॥ १ ॥

---

૮. પ્રત નં. ૫૧૮૨ ( સં. ૧૮૮૯ માં રાજપુરમાં શ્રી નેમવિમલ દ્વારા લખાએલ; ૭ પત્રો ), ગુજરાતી.

૯. પ્રત નં. ૫૨૦૩ ( લહિયાની પ્રશસ્તિ નથી, ૧ પત્ર; ૧૯ પદ્યો ), ગુજરાતી.

૧૦. શ્રી વિજયપ્રભસૂરિ સં. ૧૭૦૮ માં આચાર્ય. થયા. એમના અને શ્રી રામવિજયજીના સંબંધમાં જુઓ મો. દ. દેસાઈ, જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પેરા ૯૪૭ અને ૭૯૯.

૧૧. પ્રત નં. ૫૨૭૫ ( "ગણિ ધમાવિજય" દ્વારા લખાએલ; ૧૫ પત્રો, ૨૫ પદ્યો ), ગુજરાતી.

૧૨. આ કવિ સંબંધી જુઓ મો. દ. દેસાઈ, જૈન ગુર્જર કવિઓ, બીજો ભાગ, પેરા ૧૫૦. પ્રસ્તુત કૃતિ અપ્રસિદ્ધ લાગે છે.

## (१३) बार व्रत पूजा[13]

श्रीवीरविजयजीकृत ( सं. १८८७ )

दुहा

सुषकर संषेसरु प्रभु प्रणमी शुभगुरु पाय ।
सासन नायक गाईशुं शुद्ध मन जिन–राय ॥ १ ॥

## (१४) त्रिणसि पांसठि पास जिन नाममाला[14]

श्रीविमलहर्षशिष्य श्रीप्रेमविजयजीकृत ( सं. १६५५ )

आदि ÷

श्री सरसति, मुझ मति आपी पूरो आस,
नाम ग्रहण करेस्युं त्रिणिसि पांसठि पास ।
संषेसर, संतु, सीधुओ, चंद्रषेण राय,
सविनो, सुषदायक, सामलो प्रणमुं पाय ॥ १ ॥

## (१५) श्रीतीर्थमाला–चत्यवन्दन[15]

आदि÷

श्रीशत्रुञ्जयरैवताद्रिशिखरे द्वीपे भृगोः पत्तने,
सिंहद्वीपधनेरमङ्गलपुरे चाञ्जाहरे श्रीपुरे ।
कोडीनाहडमन्तदाहडपुरे श्रीमण्डपे चार्बुदे,
जीरापल्लिफलर्द्धिपारकनगे शैरीसशङ्खेश्वरे ॥ १ ॥

આશા છે કે "શ્રી શંખેશ્વર મહાતીર્થ"ની બીજી આવૃત્તિ બહુ જલદી બહાર પડશે અને તેના પરિશિષ્ટમાં ઉપર્યુક્ત સાહિત્યને પણ સ્થાન મળશે. યદ્યપિ આ સાહિત્ય વધારે પ્રાચીન નથી તથાપિ તે અહિંઆં પ્રકાશમાં લાવવામાં આવેલ છે તે પૂર્ણતાની દૃષ્ટિએ અસ્થાને નહીં ગણાશે એવો મને વિશ્વાસ છે.

ઉજ્જૈન, જ્ઞાનપંચમી, વિ. સં. ૨૦૦૨.

---

૧૩. પ્રત નં. ૬૫૮૩ ( લહિયાની પ્રશસ્તિ નથી; ૧૨ પત્રો ), ગુજરાતી.

૧૪. પ્રત નં. ૬૩૯ ( લહિયાની પ્રશસ્તિ નથી; ૬ પત્રો; ૩૨ પદ્ય ), ગુજરાતી. કવિ સંબંધી જુઓ જૈન ગુર્જર કવિઓ, બીજો ભાગ, પૃ. ૬૯૭.

૧૫. પ્રત નં. ૮૫૫ ( સં. ૧૮૮૦ માં "ग्रामीनगरे" લખાએલ; પત્ર નં. ૧૦; ૫ પદ્યો ), સંસ્કૃત. આ કૃતિ પણ અપ્રસિદ્ધ લાગે છે.

# કલિંગનું શ્રી શત્રુંજયાવતાર તીર્થ

લેખકઃ—પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રીસિદ્ધિમુનિજી

ભગવાન મહાવીર સ્વામીના કેવલીજીવન[1] પૂર્વે ક્યારેક વિદેહના[2] ચેટક મહારાજનો દૌહિત્ર અને [3]અંગદેશનાં દધિવાહન–પદ્માવતીનો પુત્ર કરકંડુ કોઈ પ્રારબ્ધના સંજોગોમાં [4]કલિંગના રાજસિંહાસને આવ્યો હતો, અને તે પાછળથી પોતાના પિતા દધિવાહનના અંગદેશનો પણ માલીક બન્યો હતો. તે કાલાંતરે વૃદ્ધ વૃષભને દુઃસ્થિતિમાં જોતાં વૈરાગ્ય પામી–પ્રત્યેકબુદ્ધ બની–રાજ્યને છોડી દઈ ત્યાગીનું જીવન જીવવા ચાલી નીકળ્યો હતો.

[5]કલિંગમાં જનારો વૈદિક, કોઈ અનોખી સંસ્કૃતિના સમાગમના કારણે, ફરી સંસ્કારને યોગ્ય બને છે–એવી એક ઉક્તિ છે. આ અનોખી સંસ્કૃતિ અનાર્યની નહિ, પણ કલિંગની સાથે અંગ બંગ મગધાદિનો ત્યાં ઉલ્લેખ થયેલો હોવાથી આર્યની, અને તે ખાસ કરીને જૈનની જ હોવાનો નિશ્ચય છે. વૈદિકોએ જૈન સંસ્કૃતિથી બચવા ખાતર આમ કર્યું છે.

---

૧. ચાલુ સંપ્રદાય પ્રમાણે ભગવાન મહાવીરનો કેવલીકાલ ઈ. સ. પૂર્વે ૫૨૭ થી ૫૫૭ સુધી છે; પણ હિમવંત થેરાવલી ( ગુ. ભા. ) પ્રમાણે ઈ. સ. પૂર્વે ૪૬૭ થી ૪૯૭ સુધી ગણાયો છે. હિમવંત થેરાવલી મહાવીરનિર્વાણ અને વિક્રમસંવતની વચ્ચે જૈન કાલ-ગણના પ્રમાણે ૪૭૦ વર્ષનું અંતર ન માનતાં ૪૧૦ વર્ષનું અંતર માને છે. હિમવંત થેરાવલીનો આ સંપ્રદાય ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ મહત્ત્વનો જણાય છે અને તે ખાસ વિચારણીય લાગે છે.

૨. બીહારમાં ગંગા નદીની ઉત્તરમાં આવેલા તિરહૂત વગેરેનો ભાગ તે વિદેહ. તેની રાજધાની વૈશાલી હતી. વિસ્તૃત ગણરાજ્યનો નેતા ચેટક મહારાજા ત્યાં રાજ્ય કરતો હતો અને તે મહાપરાક્રમી તથા ઘણાં રાજ્યો સાથે સંબંધ ધરાવનારો અને શ્રીપાર્શ્વનાથના શાસનનો પરમ ઉપાસક હતો.

૩. બીહારની પૂર્વમાં આવેલો પ્રદેશ તે કલિંગ. એની રાજધાનીનું નગર, ભાગલપુરથી પશ્ચિમમાં ચાર પાંચ મૈલ પર આવેલું ચંપાપુરી નામનું હતું

૪. સમયના પરિવર્તનની સાથે વખતોવખત કલિંગની સરહદ ઉત્તર, દક્ષિણ અને પશ્ચિમમાં પલટાતી રહી છે. પણ ઈ. સ. પૂર્વે ૭૩૨ વર્ષ પહેલાં શ્રીપાર્શ્વનાથના સમયમાં કલિંગની સરહદ ઓરિસ્સાના દક્ષિણના મોટા ભાગને સમાવી ગોદાવરી નદીના ઉત્તર કિનારા સુધી લંબાયલી હતી. એ વખતે એની રાજધાની કાંચનપુર હતું. કરકંડુના સમયમાં આ કાંચનપુર કનકપુર નામે ઓળખાતું હતું, કે જે હાલના કટક જિલ્લામાં જ્યાં ભુવનેશ્વરી આવેલું છે ત્યાં વિસ્તરેલું હતું. ખારવેલના રાજ્યકાળમાં હિંદના અગ્નિખૂણામાં બંગાળાના ઉપસાગરની પશ્ચિમે આવેલો મહાનદી અને ગોદાવરી વચ્ચેનો પ્રદેશ મધ્યકલિંગ, મહાનદીથી ઉત્તરમાં વૈતરણી નદી સુધીનો પ્રદેશ ઉત્તરકલિંગ (ઉત્કલ) અને ગોદાવરીથી દક્ષિણનો કેટલોક પ્રદેશ દક્ષિણકલિંગ તરીકે ઓળખાતો હોઈ, ત્રિકલિંગ શબ્દ વ્યવહારમાં આવ્યો હોવાનો સંભવ છે.

૫. अंगबंगकलिङ्गेषु, सौराष्ट्रमगधेषु च ।
तीर्थयात्रां विना गत्वा, पुनः संस्कारमर्हति ॥

આવા આવા છૂટાછવાયા કેટલાક ઉલ્લેખો સિવાય કલિંગમાંની પ્રાચીન સર્વવ્યાપી જૈન સંસ્કૃતિ વિષે, હું ન ભૂલતો હોઉં તો, સામાન્ય જૈન જનતાને અને જૈનેતરોને આજે ઘણું જ ઓછું જ્ઞાન છે. કેમ કે એ જ્ઞાન મેળવવાનાં સાધન ઘણાં જ ઓછાં જાહેરમાં આવ્યાં છે. કલિંગની પ્રાચીન જૈન સંસ્કૃતિના જ્ઞાન વિષે જો આવી જ દશા છે, તોપછી કલિંગમાંના **શત્રુંજયાવતાર તીર્થ** વિષે પૂરતી માહિતી આપણને આજે ન મળે એ સ્વાભાવિક છે.

પાછલા કેટલાક સૈકાઓ સુધી અંધારામાં રહેલો કલિંગમાંનો [6]**ભિખ્ખુરાય ઉર્ફે ખારવેલસિરિનો** હાલની હાથીગુંફામાંનો શિલાલેખ બહુ બહુ પ્રયત્નથી ઉકેલતાં માંડતાંય તૂટેલો, ગળી ગયેલો અને ઘસાયલો આદિ અનેક દોષોને લઈ હજુસુધી સંદિગ્ધ રીતે જ ઉકેલાયો છે. જ્યારે કલિંગના રાજત્વને અને જૈનત્વને લગતી કેટલીક હકીકતોને જાહેર કરતો [7]**હિમવંત થેરાવલી** નામક ઐતિહાસિક ગ્રંથ એક જૈન પંડિતના, અક્ષરશઃ કદાચ ન હોય એવી ભ્રાન્તિને ઉત્પન્ન કરતા, ગુજરાતી ભાષાંતરરૂપે આપણી સમક્ષ થોડાંક વર્ષોથી આવી પડયો છે. જેના પરથી એ ગુજરાતી ભાષાંતર કરવામાં આવ્યું છે તે હિમવંત થેરાવલી, 'શ્રીસ્કંદિલાચાર્યજીના શિષ્ય શ્રી હિમવંત આચાર્યજીએ રચેલી' અને 'ગદ્યપદ્ય રૂપે અર્ધમાગધી નામની પ્રાચીન અપભ્રંશ હોવાની' વાત, અંચળગચ્છીય

૬. હાથીગુંફાના શિલાલેખમાં ભિખ્ખુરાયે પોતાની ઓળખ આપતાં ઉલ્લેખ કર્યો છે કે, તે પોતે રાજર્ષિવંશમાંથી નીકળેલો, ચેતિવંશને વધારનારો અને ક્ષેમરાજ તથા વૃદ્ધરાજ પછી કલિંગની ગાદીએ આવનારો ચક્રવર્તી રાજા હતો; પણ હિમવંત થેરાવલી આપણને જણાવે છે કે, એ કરકંડુ રાજર્ષિનો મામો અને કલિંગના રાજા સુલોચનનો જમાઈ ચેટકપુત્ર શોભનરાય, જે પોતાના અપુત્રીયા સસરાની ગાદી પર આવ્યો હતો, તેનો વંશજ હતો. થેરાવલી કહે છે કે, શોભનરાયની પાંચમી પેઢીએ ચંડરાય, આઠમી પેઢીએ ક્ષેમરાજ અને દશમી પેઢીએ મહામેઘવાહન ભિખ્ખુરાય ખારવેલ હતો. ( ચેટક કે ચેતયના બદલે 'ચેતિ' લખાયુ વંચાયું છે શું ? રાજર્ષિ શબ્દથી કરકંડુ જ લેવો કે કેમ ! જૈન-સાહિત્યમાં જ્યાં ત્યાં અપુત્રીય લખાતા ચેટક રાજાને શોભનરાય નામનો પુત્ર હતો કે શું ? કરકંડુ પછી કોઈ ચેદીવંશનો સુલોચન આવ્યો હતો કે ? શ્રીપાર્શ્વનાથના સસરા કુશ-સ્થળના રાજા પ્રસેનજિત્ રાજર્ષિ હતા તેઓ ચેદિવંશના હોઈ તેનો વંશજ શોભનરાય કરકંડુ પછી કલિંગની ગાદી પર આવેલા સુલોચનનો જમાઈ હોય તો એ 'ચેતિ' અને 'રાજર્ષિ' એ શિલાલેખના બે શબ્દો વધારે ઘટી શકે કે કેમ ?—ઉપરોક્ત બન્ને સ્થળના ઉલ્લેખોમાં આવા આવા પ્રકારના પ્રશ્નો જરૂર નિરાકરણ માગી રહ્યા છે. )

૭. આ થેરાવલીમાં હિમવંતના ગુરુ આર્ય સ્કંદિલ સુધીનો જ પટ્ટાવલીક્રમ આપ્યો છે, પણ આર્ય હિમવંત વિષે કાંઈ ઉલ્લેખ કરાયો નથી. જો હિમવંત પછીના સ્થવિરે આ થેરાવલી લખી હોત તો તેમના વિષે પણ ઉલ્લેખ થાત. આથી નક્કી થાય છે કે થેરા-વલીના કર્તા હિમવંત સ્થવિર જ છે. આર્ય સ્કંદિલ અને આર્ય હિમવંતનો યુગપ્રધાન તરીકેનો કાળ મહાવીરનિર્વાણથી નવમી સદીના પૂર્વાર્ધનો ગણાયો છે. એટલે આ સ્થવિરાવલી પણ એ સમયમાં જ ક્યારેક રચવામાં આવી હોય એમ સંભવે છે.

સ્વર્ગસ્થ મુનિરાજ શ્રી ધર્મસાગરજીએ મુદ્રિત પુસ્તકની પ્રસ્તાવનામાં કરેલી છે; પણ તે પ્રાકૃત પ્રતિ મેળવવાનું કાર્ય મારા માટે મુશ્કેલ બન્યું છે. આ પ્રતિ મેળવવાનું સૌભાગ્ય માનનારા અને તેને મહત્ત્વનો એક સામ્પ્રદાયિક ઇતિહાસગ્રંથ કહેનારા એક જૈન ઇતિહાસવિદ મુનિવર્યના મુખથી મેં બેએક વર્ષ પર સાંભળ્યું હતું કે; એ ગુજરાતી ભાષાંતર કદાચ વહીવંચા મહાત્માઓના લેખોનો અનુવાદ પણ હોય. સંભવ છે કે, વિશેષ અવલોકનના પરિણામે તેઓ આવા અભિપ્રાય પર આવ્યા હોય. પણ એ અભિપ્રાયનાં સર્વ સાધનો તપાસ્યા સિવાય તેની વાસ્તવિકતા વિષે કાંઈ પણ કહેવું એ નકામું છે.

ગમે તે હો; અહીં તો આપણે 'શત્રુંજયાવતાર' તીર્થ વિષે જ ગવેષણા કરવાની છે. ઉપરોક્ત ખારવેલના શિલાલેખમાં ૮કુમારીગિરિનું વાચન કરાયું છે અને હિમવંત થેરાવલીના ગુજરાતી ભાષાંતરમાં કુમારીગિરિ તથા કુમરગિરિનો ઉલ્લેખ કરાયો છે. પણ તે બન્નેમાંથી એકેય સ્થળે 'શ્રીશત્રુંજયાવતાર'ના અક્ષરો આપણને ઉકેલાયા કે ઉલ્લેખેલા મળતા નથી. ફક્ત આચાર્ય શ્રીમેરુતુંગસૂરિજી જ અંચલગચ્છીય બૃહત્પટ્ટાવલીમાં ઉલ્લેખ કરે છે કે; કલિંગનું કુમરગિરિ તીર્થ, એનું બીજું નામ 'શત્રુંજયાવતાર' છે.

કુમારીગિરિ અને કુમરગિરિ એ બન્ને પર્વતોમાં જૈન મહારાજાઓએ બંધાવેલા જૈન પ્રાસાદો, કોતરાવેલી અનેક ગુફાઓ, તે ગુફાઓમાં જૈન શ્રમણોનો વર્ષાકાલે સ્થિરવાસ અને અનેક યુગપ્રધાનાચાર્યોના કુમરગિરિ પર અનશન વગેરે વગેરેથી આ બન્ને પર્વતો ઘણા જૂના કાળથી શ્રી શત્રુંજયની સ્થાપના તરીકે 'શત્રુંજયાવતાર' નામથી સ્થાપિત થયા હોય તો તે બનવાજોગ છે; તેમાં અસંગત કે શાસ્ત્રથી અસમ્ભવ જેવું કાંઈ પણ નથી.

જેના દર્શન, સ્પર્શન, પૂજનથી પાપોનો નાશ થાય, પુણ્યની વૃદ્ધિ થાય ને કર્મક્ષય થવાથી મુક્તિ મળે એવા મહામહિમાવંતા, સૌરાષ્ટ્રમાં આવેલા, શાશ્વતા શ્રીશત્રુંજયગિરિના અતિદૂરપણાને લઈ, તેનાં દર્શનાદિ ન કરી શકતી, અથવા ભાગ્યે જ દર્શનાદિ કરી શકતી ભાવુક જૈન જનતા પોતાના ભાવાદિની વૃદ્ધિના માટે ૯પ્રાચીન સમયમાં અને આજે પણ શ્રીશત્રુંજયની તથા અન્ય તીર્થોની વિધવિધ રીતે સ્થાપના કરતી દેખાય છે. આ જ ન્યાયે તે જૂના કાળમાં પણ કલિંગની જૈન જનતાએ

---

૮. આનું નામ હાલમાં ખંડગિરિ છે. આસિયા પર્વતમાળાના ફાંટા તરીકે, ઉદયગિરિની પાસે વચમાં આવેલી ખીણથી તેનાથી અલગ પડતો એક પર્વત છે. કટક જિલ્લામાં ભુવનેશ્વરીથી પાંચ માઈલ પર આ ખંડગિરિ ને ઉદયગિરિ આવેલા છે. આ બે પર્વતો અનુક્રમે કલિંગના કુમારીગિરિ ને કુમારગિરિ છે.

૯. મારવાડમાં આવેલા ગોલવાડની મોટી પંચતીર્થીમાં નાડલાઈ ગામે શ્રીશત્રુંજય અને ગિરનારની સ્થાપના કરવામાં આવેલી સુપ્રસિદ્ધ છે. શ્રી પેથડશાહે મંડપદુર્ગમાં શત્રુંજયાવતાર ચૈત્યની સ્થાપના કરી હતી, એમ શ્રી ધર્મસાગરજી ઉપાધ્યાયની રચેલી પટ્ટાવલીમાં કહ્યું છે. શત્રુંજયની નજીકમાં અંકેવાલીયા ગામે મંત્રીશ્વર વસ્તુપાલે ભરૂચના અશ્વાવબોધ તીર્થની સ્થાપના કરી હતી એમ શ્રી ઉદયપ્રભસૂરિ સુકૃતકીર્તિકલ્લોલિની નામના કાવ્યમાં લખે છે. કહે છે કે, મેવાડના દેવકુલપટ્ટણમાં ( દેલવાડામાં ) પણ સ્થાપના રૂપ શત્રુંજયાવતાર તીર્થ હતું. અશ્વાવબોધ તીર્થની સ્થાપનાનાં લઘુ રૂપો આજે પણ આબુનાં મંદિરોમાં આપણને જોવા મળે છે.

કુમારીગિરિ ને કુમરગિરિમાં શ્રીશત્રુંજયની સ્થાપના કરી હોય અને તેને 'શત્રુંજયાવતાર'ના યથાર્થ નામથી ઓળખાવી હોય તથા તેના દર્શનાદિથી આત્માર્થની સાધના કરી હોય તો તેમાં કાંઈ આશ્ચર્ય જેવું નથી. કુમરગિરિમા શત્રુંજયની સ્થાપના આચાર્ય શ્રી મેરુતુંગસૂરિજીના કથન પ્રમાણે નિશ્ચિત છે. સંભવ છે કે કુમારીગિરિમાં ગિરનારની સ્થાપના હોય, પણ એ વિષે સાધનના અભાવે નિશ્ચયાત્મય કાંઈ પણ કહી શકાય તેમ નથી.

'હિમવંત થેરાવલી'ના ઉલ્લેખાનુસારે નીચે અપાતો કલિંગના કુમારીગિરિ અને કુમરગિરિનો ઇતિહાસ વાચકોને ખાત્રી આપશે કે ખંડગિરિ ને ઉદયગિરિના નામે હાલ ઓળખાતા એ બન્ને પર્વતો શ્રીશત્રુંજયગિરિની સ્થાપના તરીકે કેવા ને કેટલા પવિત્ર છે, તથા તે બન્ને અથવા તેમાંથી એક શ્રી 'શત્રુંજયાવતાર' તીર્થના નામને કેટલા લાયક છે.

શ્રી મહાવીરનિર્વાણથી પૂર્વે ૩૨૨ મા વર્ષે જેમનું નિર્વાણ થયું હતું તે શ્રીપાર્શ્વનાથ ભગવાને કલિંગના કુમારીગિરિ અને કુમરગિરિના આ શત્રુંજયાવતાર તીર્થને પોતાના પાદપદ્મથી વિશેષ પુનીત કર્યું હતું.[૧૦]

ભગવાન મહાવીરના પરમભક્ત મગધના શ્રેણિક મહારાજાએ આ તીર્થમાં કુમરગિરિ પર એક અતીવ મનોહર જિનપ્રાસાદ બંધાવ્યો હતો અને તેમાં શ્રીઋષભદેવની સ્વર્ણ-પ્રતિમા શ્રીસુધર્માસ્વામીના હસ્તે પ્રતિષ્ઠિત કરાવી હતી. આ પ્રાસાદનું નામ શું આપવામાં આવ્યું હતું તેનો થેરાવલીમાં ઉલ્લેખ નથી. આ જિનપ્રાસાદ ઉપરાંત શ્રેણિકે કુમારીગિરિ ને કુમરગિરિમાં અનેક ગુફાઓ પણ કોતરાવી હતી, જેમાં જૈનશ્રમણો ચાતુર્માસ ગાળવા મોટી સંખ્યામાં રહેતા હતા.

મહારાજા શ્રેણિકની જેમ તેના પુત્ર કોણિકે–અજાતશત્રુએ પણ કુમારીગિરિ અને કુમરગિરિમાં પાંચ ગુફાઓ કોતરાવી હતી.

શ્રેણિક અને કોણિકે કલિંગમાં ઉપરોક્ત કાર્યો કર્યાં, ત્યારે કરકંડુનો અંગદેશ

---

૧૦. પંડિત ગંગાધર સામંત શર્મા "પ્રાચીન કલિંગ"માં લખે છે કે–'પાર્શ્વનાથે કલિંગમાં ધર્મચક્ર પ્રવર્તાવ્યું હતું. કલિંગમાં તેમનો ખૂબ પ્રભાવ પડયો હતો. ઉદયગિરિમાં રાણી હંસપુર ગુફામાં પાર્શ્વનાથના જીવનચરિત્રની સંપૂર્ણ ઘટનાઓનું આલેખન છે તેમ ગણેશગુફામાં પણ છૂટક છૂટક જીવનઘટનાઓ અંકાઈ છે તે ઉપરથી ભગવાન પાર્શ્વનાથના શાસનના મુનિઓએ કલિંગમાં જૈનધર્મ પ્રચારનું પુષ્કળ કાર્ય કરેલું હોવું જોઈએ. એ મુનિઓએ રાજધાની પાસે ખંડગિરિમાં એક પીઠ (?) સ્થાપી હતી. આજે પણ એ પીઠ ખ્યાત છે. ખંડગિરિમાં પાર્શ્વનાથની પ્રતિમા આજે પણ પૂજાય છે. દર વર્ષે માઘ મહિના-ની સાતમે ખંડગિરિમાં એક મોટો મેળો ભરાય છે. ઘણા માણસો એમાં ભાગ લે છે.' (સુશીલકૃત 'કલિંગના યુદ્ધ' પરથી.) આમાં પંડિત શર્માએ 'પીઠ' લખી છે, પણ તે શ્રીપાર્શ્વનાથના અવશેષોનો સ્તૂપ હોવા સંભવ છે. મેં આ ખંડગિરિમાં ગિરનારની સ્થાપના હોવાની સંભાવના કરી છે, પણ વધારે સંભવ શ્રી સમ્મેતશિખરની પાર્શ્વનાથની ટુંકનો પણ હોઈ શકે. 'પ્રાચીન ભારતવર્ષ'ના લેખક ડૉ. શાહ તો સમ્મેતશિખરની તળાટી પણ અહીં સુધી લંબાવે છે. પણ આ સર્વ અનિશ્ચયાત્મક ને કાલ્પનિક હોવાથી પ્રમાણ-ભૂત તો ન જ કહી શકાય.

મગધના રાજ્યમાં જોડાઈ ગયો હતો એ વાત, શ્રેણિકના મૃત્યુ બાદ કોણિકે અંગદેશમાં ચંપાનગરી વસાવી અને ત્યાં રાજ્ય કરવા માંડ્યું એ પરથી સાબીત થાય છે. પણ કલિંગ મગધમાં જોડાયો લાગતો નથી. કેમકે હિમવંત થેરાવલી કોણિકના રાજ્યકાલમાં સુલોચન અને શોભનરાય નામના રાજાઓને કલિંગમાં રાજ્ય કરતા વર્ણવે છે. એ રાજાઓ સ્વતંત્ર હોય કે મગધના માંડલિક હોય, ગમે તે સ્થિતિમાં શ્રેણિક અને કોણિકને પોતાના ધર્મતીર્થ તરીકે ધાર્મિક કાર્યો કરવામાં બાધ ન આવે, એટલુંજ નહિ, પરન્તુ વિશેષ અનુકૂલતા જ હોય. કેમકે તે રાજાઓ કરકંડુના વારસ હોઈ જૈનધર્મના અનુરાગી જ હતા.

આ પછી કાલાંતરે, એટલે કે મહાવીરનિર્વાણથી ૧૪૯ વર્ષ પછી પાટલીપુત્રના અતિલોભી નન્દરાજાએ[૧૧] કલિંગ પર ચઢાઈ કરી અને દેશને પાયમાલ કર્યો તથા શ્રેણિકે પ્રતિષ્ઠિત કરાવેલી શ્રીઋષભદેવની સ્વર્ણપ્રતિમાને તે પોતાની સાથે પાટલીપુત્ર લઈ ગયો. ચેટકરાજાના પુત્ર શોભનરાયનો વંશજ અને ખારવેલનો પૂર્વજ ચંડરાય આ સમયે તાજો જ કલિંગની ગાદીએ આવેલો હોઈ તેને આવી રાજકીય અને ધાર્મિક દૃષ્ટિએ અતિ અપમાનભરી હાર ખમવી પડી હતી. જો કે આ પછી પણ શત્રુંજયાવતાર તીર્થનો મહિમા તો તેવો ને તેવો જ જીવતો રહ્યો હતો, પણ એ ઋષભદેવની પ્રતિમાના અભાવથી જાગેલી ગ્લાનિ ઠેઠ ખારવેલ સુધી એકસરખી જ ખૂંચતી રહી હતી.

મહાવીરનિર્વાણથી ૧૭૦ વર્ષે ચૌદપૂર્વધર આર્ય શ્રીભદ્રબાહુસ્વામી પોતાના અંત સમયે કલિંગમાં વિચર્યા હતા અને તેઓ કુમરગિરિ પર એક પખવાડિયાના તપ પૂર્વક પ્રતિમા ધારણ કરી રહ્યા હતા અને ત્યાં કાળ કરી સ્વર્ગે ગયા હતા.

જિનકલ્પની તુલના કરતા શ્રીઆર્યમહાગિરિજી પણ આ જ કુમરગિરિ[૧૨] પર અનશન કરી સંલેખના પૂર્વક સ્વર્ગે સીધાવ્યા હતા, કે જ્યારે શ્રીઆર્યસુહસ્તિએ તે મહાસ્થવિરની અહીં સ્તવના કરી હતી.

ક્ષેમરાજનો પુત્ર અને ખારવેલનો પિતા વૃદ્ધરાજ, જે મહાવીરનિર્વાણથી ૨૭૫ વર્ષ પછી કલિંગની ગાદી પર આવ્યો હતો, તેણે કુમરગિરિ પર જૈન શ્રમણોને ચતુર્માસ ગાળવામાં

---

૧૧. શ્રીહેમચંદ્રસૂરિ આ નન્દને નવમા નંદ તરીકે ઓળખાવે છે, પણ હિમવંત થેરાવલી તેને આઠમો નન્દ લખે છે. આર્ય યશોભદ્રસૂરિના સમય (મ. નિ. સં. ૯૮ થી ૧૪૮) માં તેનું રાજ્ય હોવાનો ત્યાં ' **जसभद्दो मुणिपवरो। तप्पयसोहंकरो परो जाओ॥ अट्ठमणंदो मगहे। रज्जं कुणइ तया अइलोही॥६॥** આ ગાથાદ્વારા ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આ રાજા મિથ્યાદૃષ્ટિ થઈ ગયો હતો અને તેના વિરોચન ( વરરુચિ હોવા સંભવ છે ) મન્ત્રીની પ્રેરણાથી તે કલિંગ પર ચઢાઈ લઈ ગયો હતો, એમ થેરાવલીકાર કહે છે.

૧૨. આર્ય મહાગિરિજીએ વિદિશામાં જીવિતસ્વામીનાં દર્શન કરી ત્યાં આવેલા ગજાગ્રપદ અથવા ગજેન્દ્રપદ તીર્થમાં અનશન કર્યું ને સ્વર્ગે ગયા એમ પણ સંપ્રદાય જોવામાં આવે છે તેની સાથે કુમારગિરિ પર અનશન કરી સ્વર્ગે ગયાનો હિમવંત થેરાવલીનો ઉલ્લેખ વિરોધ ધરાવે છે. પરંતુ થેરવલીનો ઉલ્લેખ વધારે ચોકસાઈ ભરેલો હોય એમ લાગે છે. આર્ય સુહસ્તિએ કુમરગિરિ પર આર્યમહાગિરિની સ્તવના કરી હતી તેને જણાવતી હિમવંત થેરાવલીની ગાથા આ પ્રમાણે છેઃ—**जिणकप्पिपरिकम्मं। जो कासि जस्स संथवमकासी॥ कुमरगिरिम्मि सुहत्थि। तं अज्जमहागिरिं वंदे॥**

ઉપયોગી થઇ પડે એવી અગીઆર ગુફાઓ કોતરાવી હતી.

આ પછી વીરનિર્વાણથી ૩૦૦ વર્ષ વીત્યા બાદ અતિપરાક્રમી મહાધાર્મિક ભિખ્ખુરાય-ખારવેલ કલિંગદેશના કનકપુરની રાજગાદીએ આવ્યા. મહામેઘવાહન અપરનામને ધારણ કરતા તે રાજાએ પ્રથમ રાજધાની, રાજ્ય અને દેશને સુવ્યવસ્થિત તથા સમૃદ્ધ બનાવી અન્ય દેશોને પોતાના પરાક્રમનો પરચો બતાવ્યો. રાજકીય અને ખાસ કરીને ધાર્મિક બદલો લેવાને તેણે પોતાના રાજ્યના આઠમા વર્ષે મગધ પર આક્રમણ કર્યું, પણ તે રાજગૃહીથી આમળ વધવામાં સફળ થયો નહિ. રાજ્યના નવમા વર્ષે એટલે મહાવીર નિર્વાણથી ૩૦૯ મા વર્ષે જિનરાજભવનરૂપ મહાવિજયપ્રાસાદનો તેણે જીર્ણોદ્ધાર[૧૩] કરાવ્યો. આ પછી રાજ્યના બારમા વર્ષે ઉત્તરાપથના રાજાઓને જીતતો તે ઉત્તરમાંથી પાટલીપુત્ર પર ચઢી આવ્યો. પોતાના હાથીઓને સુગાંગેય[૧૪] નામના પ્રાસાદ સુધી લઇ જઈ, ત્યાંના રાજા બૃહસ્પતિમિત્રને[૧૫] પોતાના પગમાં નમાવી, તેના શિલાલેખમાં ઉલ્લેખેલી નન્દરાજાએ લઈ લીધેલી પેલી કલિંગ જિનમૂર્તિ અર્થાત્ શ્રીઋષભદેવની પોતાના પૂર્વજોથી પૂજાયલી પેલી સ્વર્ણપ્રતિમા કલિંગમાં પાછી લઈ આવ્યો, અને તેણે અડત્રીસ લાખ દ્રવ્યથી સમરાવેલા મહાવિજય નામના જિનપ્રાસાદમાં શ્રીઆર્યસુસ્થિત અને શ્રીઆર્ય-સુપ્રતિબદ્ધના હસ્તે તે પ્રતિમાને પ્રતિષ્ઠિત કરાવી, તેના શિલાલેખથી કાંઈક એવું સૂચિત થાય છે કે, જિનપ્રાસાદના શિખરોને ચડાવ્યા બાદ તેણે શિલ્પીઓને તથા હસ્ત નાવ વગેરેના કામ કરનારાઓને યથેચ્છ ઘોડા, હસ્તિ, રત્નાદિનાં દાન કર્યાં હતાં. સંભવ છે કે, કુમરગિરિપરનો જીર્ણ પ્રાસાદ સમરાવ્યો ત્યારે તેનું નામ 'મહાવિજય' નહિ આપ્યું હોય, પણ મગધનો વિજય પ્રતિમા પાછી લાવવાના ધર્મિક કારણને લઈ મહાવિજય મનાયો હોય અને તેના ઉપલક્ષણમાં પોતે મહાવિજય ઉપનામ ધારણ કરી અર્હત્રાજભવનને 'મહાવિજય' નામથી ઓળખાવવાનું ઉચિત મનાયું હોય.

હવે ધર્મરાજથી ઓળખાયલા ખારવેલની એક મહતી પ્રવૃત્તિનો ઉલ્લેખ કરીએ કે જેનો સંબંધ કુમારીગિરિની સાથે રહેલો છે.

મહાવીરનિર્વાણથી ૨૮૧ વર્ષે સંપ્રતિ મહારાજાએ અવંતી (ઉજ્જૈન)માં શ્રી શ્રમણ-સંઘની પરિષદ બોલાવી હતી, તેવી જ રીતે ખારવેલે પણ વીરનિર્વાણથી ૩૧૩ મા વર્ષે શ્રીશ્રમણસંઘની એક પરિષદ બોલાવી હતી અને એ પરિષદનું સ્થળ કુમારીગિરિ રાખ્યું

---

૧૩. હિમવંત થેરાવલીમાં 'જીર્ણોદ્ધાર' લખ્યો છે, પણ અતિભગ્ન પ્રાસાદને નવેસરથી કરાવતાં પણ જીર્ણોદ્ધાર કહેવાય એ દૃષ્ટિએ શિલાલેખમાં કરાવ્યાનો જે ઉલ્લેખ છે તેની સાથે બિલકુલ વિરોધ નથી.

૧૪. પાટલીપુત્રનો રાજમહેલ 'સુગાંગ' હતો એમ મુદ્રારાક્ષસમાં કહેવાયું છે. આ પ્રાસાદ નન્દ અને ચંદ્રગુપ્તના વખતના તે સુગાંગ પ્રાસાદથી જુદો જ છે. સંભવ છે કે તે ઉદાયીના સમયમાં બંધાવેલો શ્રીનેમિનાથનો જિનપ્રાસાદ હોય અને નન્દરાજાએ કલીંગ-જિનમૂર્તિને લાવી ત્યાં રાખી હોય.

૧૫. બૃહસ્પતિમિત્ર એ શુંગ સેનાપતિ પુષ્યમિત્રનો પુત્ર હોવા સંભવ છે. મહાવીર-નિર્વાણથી ૩૦૪ વર્ષે પાટલીપુત્રના રાજા વૃદ્ધરથ, કે જે હિમવંત થેરાવલીના પુણ્યરથ (પુરાણોના દશરથ) નો પુત્ર હતો, તેને મારી તેની જગાએ પુષ્યમિત્રે પોતાના આ બલીલ પુત્રને સ્થાપન કર્યો હતો.

હતું. ખારવેલે જૈન શ્રમણોની આગળ વિનંતીપૂર્વક ધાર્મિક વિચારણા કરવાનો પ્રસ્તાવ રજુ કર્યો હતો. આ પરિષદની મંત્રણાના પરિણામે અન્યાન્ય દેશોમાં ધર્મપ્રચારના માટે શ્રમણોને મોકલવામાં આવ્યા હતા; શ્રીશ્રમણસંઘના અગ્રણી સ્થવિરોથી, દુષ્કાલના સમયમાં વિસ્મૃત દૃષ્ટિવાદને વ્યવસ્થિત કરવાનું કાર્ય સધાયું હતું. આર્ય શ્યામ વગેરે સ્થવિરો દ્વારા પ્રજ્ઞાપના, સનિર્યુક્તિક તત્ત્વાર્થ, અંગવિદ્યા વગેરે ગ્રંથોનાં સર્જન થયાં હતાં અને ખારવેલથી જૈનઆગમાદિ સાહિત્યને ભોજપત્રાદિ પર લખાવવામાં આવ્યું હતું.

શ્રેણિકાદિની જેમ મહારાજા ખારવેલે પણ કુમારીગિરિ ને કુમરગિરિ પર સુશોભિત પ્રતિમાઓ તથા સ્તૂપો સહિત અનેક ગુફાઓ કોતરાવી હતી. પહેલાંના અને પોતે કરાવેલા જિનપ્રાસાદ તથા સ્તૂપોને માટે તેણે જાયુના ગરાસનાં શાસન કરી આપ્યાં હતાં. હાથી ગુફાનો શિલાલેખ કહે છે કે, આ ચક્રવર્તી રાજાએ સિંહપ્રસ્થવાળી રાણીના શ્રેયસને માટે પંચોતેર લાખ દ્રવ્યના ખર્ચે વૈડૂર્યરત્ન જડયા ચાર રતંભોવાળું (ચૈત્ય) કરાવ્યું હતું. પટરાણી ધુષિતાએ પણ જિનપ્રાસાદ અને ગુફા કરાવ્યાનો ઉલ્લેખ એક અન્ય લઘુ શિલાલેખમાં છે. શત્રુંજયાવતાર તીર્થની પવિત્ર છાયા તળે એ ગુફાવસતિઓમાં સંખ્યાબંધ શ્રમણ શ્રમણીઓ સંયમની આરાધના કરતાં વર્ષાકાલ વીતાવતાં હતાં અને ત્યાંથી વિહાર કરતાં તેઓ ધર્મનો પ્રચાર કરવા માટે દૂર દૂર દેશાંતરોમાં વિચરતાં હતાં, તથા તેમાંનાં કેંક બને તો અંતિમ આરાધનાના માટે આ પવિત્ર ભૂમિ તરફ પાછાં વળતાં હતાં.

મહારાજા ખારવેલ શ્રીઆર્યસુસ્થિત અને શ્રીઆર્યસુપ્રતિબદ્ધનો સવિશેષ [૧૬]ભક્ત હતો. આ બન્ને મહાસ્થવિરો કલિંગમાં જ પ્રાયઃ વિચરતા હતા. એ પુણ્યપુરુષોએ કુમરગિરિ પર સૂરિમન્ત્રનો કોટિ જાપ કર્યો હતો. અંતે અનશન કરીને તેઓ આ ગિરિ પર જ મહાવીરનિર્વાણથી ૩૨૭ વર્ષે સ્વર્ગે ગયા હતા. ખારવેલે તેમના દહન સ્થાને મહોત્સવપૂર્વક તેમના નામથી અંકિત બે સ્તૂપો બંધાવ્યા હતા.

આ પુણ્યભૂમિની આવી પવિત્રતા અને આવું માહાત્મ્ય હતાં.વધતી જતી એની એ પવિત્રતા અને મહામહિમા કેટલા કાળ સુધી પ્રકાશમાં રહી અંતે એ ક્યારે અંધારામાં અદૃશ્ય થઈ ગયાં એનો કાંઈ પણ વ્યવસ્થિત ઇતિહાસ આપણને આજે હાથ લાગતો નથી. પણ એ નક્કી છે કે, આ શત્રુંજયાવતાર તીર્થ ઘણા લાંબા કાળ સુધી શ્રીશત્રુંજય મહાતીર્થનું એક મહાન પ્રતિનિધિ થઈ રહ્યું હતું, અને અગણિત આત્માઓ ત્યાં જીવનને જ્વલંત બનાવી આત્માર્થને સાધતા હતા તથા સંસારના પાશોને છેદી તેઓ વિમુક્ત થતા હતા કે વિમુક્ત થવાને લાયક બનતા હતા.

પુણ્યપુરુષોના પાદપદ્મોથી અને અનેક અવદાતોથી સુવિશેષ પવિત્ર આ શ્રી શત્રુંજયાવતાર તીર્થ એક વાર ફરીથી જૈનત્વના પ્રકાશમાં આવશે કે ?

---

૧૬. આર્ય સુસ્થિત ને આર્ય સુપ્રતિબદ્ધ ખારવેલના સમકાલીન અને ભક્ત હોવાનો હિમવંત થેરાવલીનો ઉલ્લેખ આ પ્રમાણે છેઃ—**सुट्ठिय-सुपडिबद्धे अज्जे दुन्नेवि ते नमंसामि। भिक्खुरायकलिंगा-हिवेण सम्माणिए जिट्ठे॥** થેરાવલીએ ખારવેલનું મૃત્યુ મહાવીરનિર્વાણથી ૩૩૦ વર્ષે નોંધ્યું છે અને તેના પછીની બે પેઢી વક્રરાય અને વિદુરરાયની નોંધ લીધી છે. પણ તેમના વિષે ખાસ ઇતિહાસ કાંઈ લખ્યો નથી, તેમ કુમારીગિરિ ને કુમરગિરિ વિષે પણ કાંઈ કહ્યું નથી, તો પછી 'શત્રુંજયાવતાર' તીર્થની તો વાત જ ક્યાંથી લખાય ?

# પાટલીપુત્ર નગરની યશોગાથા

લેખક–શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી

મગધદેશમાં ઈ. સ. પૂર્વે છઠ્ઠી સદીમાં ભગવાન મહાવીર સ્વામી અને મહાત્મા બુદ્ધ થયા, જેમણે અનુક્રમે જૈનધર્મ અને બૌદ્ધધર્મનો પ્રચાર કર્યો. આ ક્ષત્રિય રાજકુમારોએ 'અહિંસા' અને 'વિશ્વપ્રેમ'નો કલ્યાણકારી સંદેશો જગતને સુણાવ્યો. એમના સમકાલીન શિશુનાગ વંશમાં બિંબિસાર, અજાતશત્રુ મગધના રાજા હતા. આ વંશનું રાજ્ય સાડા-ત્રણસો વર્ષ સુધી રહ્યું. એમના રાજ્યકાળ સુધી રાજધાની રાજગૃહીમાં હતી. પણ અજાત-શત્રુના પુત્ર ઉદયે (ઉદાયીએ) પાટલીપુત્ર નામનું નવું નગર વસાવી ત્યાં રાજધાની ફેરવી, જે મગધદેશના મુખ્ય શહેર તરીકે સદીઓ સુધી ચાલુ રહ્યું. આ શહેર ગંગા અને સોન નદીના સંગમ પર વસ્યું હતું. ઈ. સ. પૂર્વે ચોથી શતાબ્દિમાં આવેલ યવનદૂત મેગેસ્થનીજ એ સબંધમાં આ શહેરનું જે વર્ણન આપે છે તેનો સારાંશ નિમ્ન શબ્દોમાં સમાય છે:

"એ કાળનું પાટલીપુત્ર 'અમરપુરી' તુલ્ય હતું. એની ચારે બાજુ કાષ્ટનો કિલ્લો હતો. એમાં ૬૪ ફાટક અને ૫૭૦ બુરજો હતા. એ કિલ્લાને ફરતી ખાઈ હતી. એમાં સરિતા સોનનું જળ વાળવામાં આવ્યું હતું. રાજમહેલ શહેરના મધ્ય ભાગમાં આવેલો હતો. નગરની લંબાઈ નવ માઈલની અને પહોળાઈ દોઢ માઈલની હતી.

આજે જૈન સાહિત્યમાં તેમજ બૌદ્ધ ગ્રંથોમાં બિંબિસાર અને અજાતશત્રુ રાજવીઓ સંબંધી તેમજ મગધ સંબંધી જે સંખ્યાબંધ ઉલ્લેખો દૃષ્ટિગોચર થાય છે એ કોઈ કલ્પનાના વિષયો નથી, પણ એ પાછળ ઇતિહાસની સળંગ કડી જોડાયેલી છે. એ ઉપરાંત એની આસપાસનાં વર્ણનો બારીકાઈથી અવલોકવામાં આવે અને ઉભય મહાત્માના ઉપદેશમાં રહેલું સામ્ય તેમજ અમુક બાબતમાં ખાસ જુદો તરી આવતી ભિન્નતાનો વિચાર કરવામાં આવે તો કેટલાક પ્રસંગોમાં એક બીજાના સાહિત્યગ્રંથોમાં જે જુદાં જુદાં આલેખનો જોવામાં આવે છે એનો તાળો સહજ મેળવી શકાય તેમ છે.

ગૌતમબુદ્ધનું નિર્વાણ ભગવંત મહાવીરની પૂર્વે થયું છે એ વાત હવે તો લગભગ મોટા ભાગના શોધકોએ સ્વીકારેલી છે. એ વિષય ઉપર મુનિ શ્રી કલ્યાણવિજયજીકૃત 'કાળગણના' નામા પુસ્તક ઠીક પ્રકાશ પાડે છે. વળી વૈશાલીના ચેટક મહારાજા તેમજ લિચ્છવી અને મલ્લકી ક્ષત્રિયો શ્રી મહાવીર દેવના ચુસ્ત અનુયાયીઓ હતા એ પણ 'Jainism in Northern India' યાને 'ઉત્તર હિંદમાં જૈનધર્મ' નામા પુસ્તકમાં વિસ્તારથી સમજાવેલું છે. રાજવી બિંબીસાર અને જૈન કથાનકોમાં આવતા મહારાજા શ્રેણિક એ એક જ વ્યક્તિ છે. બિંબીસાર, ભંભાસાર કિંવા શ્રેણિક મહારાજા એ શિશુનાગ વંશની આદીએ રાજવી પ્રસેનજિત પછી આવનાર પ્રભાવશાળી વ્યક્તિનાં પ્રચલિત નામો છે. જ્યાં સુધી બિંબીસાર વૈશાલીપતિ ચેટકરાજની પુત્રી ચેલણાને નહોતા પરણ્યા ત્યાં સુધી તેમનું

વલણ બૌદ્ધધર્મ પ્રતિ વિશેષ હતું. જો કે શ્રેષ્ઠીતનયા નંદા સાથેના પાણિગ્રહણથી જૈનધર્મ પ્રત્યે તેમનામાં બહુમાનની ભાવના વૃદ્ધિ પામી ચૂકી હતી, અને એમાં એમના પુત્ર અને મંત્રી એવા અભયકુમારના સહવાસથી વધારો થવા માંડયો હતો. પણ ચુસ્ત જૈનધર્મી ચેટકરાજની પુત્રી ચેલણાના પટરાણી તરીકેના આગમન પછી કેટલાક પ્રસંગો એવા બન્યા કે જે ઉપરથી બિંબીસારને બૌદ્ધધર્મ પ્રત્યે અભાવ પેદા થયો અને જેમ જેમ ભગવાન શ્રીમહાવીર દેવ સાથેનો પ્રસંગ વધતો ગયો તેમ તેમ એ જૈનધર્મમાં વધારે પ્રમાણમાં લીન થતો ગયો. પાછલી અવસ્થામાં તે જૈનધર્મના એક પ્રખર સ્થંભ તરીકે વિશેષ ખ્યાતિને પામ્યો, તેમજ મહારાજા શ્રેણિક તરીકે , વિખ્યાત થયો એ પણ ઉપરના કારણને આભારી છે. એની પછી ગાદીએ આવનાર કોણિક ઉર્ફે અજાતશત્રુ પણ ઉભયના ધર્મગ્રંથોમાં દેખા દે છે. એનું વલણ બન્ને ધર્મો પ્રતિ ઢળકતું દેખાય છે. એના જીવનના જુદા જુદા પ્રસંગો જોતાં એને ધર્મની ઝાઝી દરકાર નહોતી એમ લાગે છે. એ મહત્ત્વાકાંક્ષી ભૂપ હતો અને સમરાંગણમાં વિજયશ્રી એને વરતી એવું એનું પરાક્રમ હતું. આ બન્ને રાજવીઓના સમયમાં રાજધાની રાજગૃહમાં હતી. એ ફેરવીને પાટલીપુત્રમાં લઈ જવામાં મુખ્ય ભાગ ઉદાયીરાજે ભજવ્યો છે અને એ સંબંધમાં જૈન સાહિત્યમાં લંબાણથી વર્ણન આવે છે. ઉદાયી પાકો જૈનધર્મી હતો. જૈનધર્મ અને બૌદ્ધધર્મના કેટલાક આચાર વિચારોમાં સામ્ય હોવાથી ઘણાખરા આંગ્લ લેખકો ભૂલાવામાં પડયા છે અને આસપાસના સંબંધો જોયા વિના ઘણુંખરૂં બૌદ્ધધર્મના નામે ચઢાવી દીધું છે ! પણ જેમ જેમ ઇતિહાસના અંકોડા બુદ્ધિમાનોને હાથે સંધાતા જાય છે તેમ તેમ એમાં સુધારણા થતી આવે છે, અને શોધખોળ જે પ્રગતિ સાધતી રહી છે એ ઉપરથી પુરવાર થવા માંડયું છે કે જૈન સાહિત્યમાં જે ઉલ્લેખો નજરે ચઢે છે એ કેવળ સ્વધર્મની શ્રેષ્ઠતા બતાવવા અંગેના નથી, તેમ એ માત્ર અતિશયોક્તિ ભરેલાં વૃત્તાંતો પણ નથી એ પાછળ તો ઇતિહાસની ઝલક છે. જરૂર છે અભ્યાસ અને અનુભવધારી અવલોકનકારોની. આજે નાલંદાવિહારનું બધું ગૌરવ બૌદ્ધ અનુયાયીઓના નામે ચઢયું છે, પણ જૈન સાહિત્યમાં ભગવાન મહાવીરે નાલંદામાં એક બે નહીં પણ ચૌદ ચોમાસાં કર્યાનો ઉલ્લેખ છે ત્યારે એ સ્થાન અતિ મહત્ત્વનું હશે જ, એ વેળા જૈનધર્મી પ્રખર વિદ્વાનો અને ચુસ્ત ઉપાસકો ત્યાં વસતા હશે, એવું અનુમાન અસ્થાને નથી. જૈનધર્મનુ હાર્દ સમજનારા પુરાતત્ત્વગવેષકો વિના એ ઉપર સંપૂર્ણ અજવાળું પડવાનો સંભવ ઓછો છે.

ચીની મુસાફર ફાહયાને પાટલીપુત્ર જોયું હતું. તે જણાવે છે કે–' એ નગર ઐશ્વર્યમાં રમતું મેં જોયું. અશોકના સમયની બડી બડી ઇમારતો, મહાયાન અને હીનયાન પંથીઓના અલગ અલગ વિહારો પણ મેં જોયા. એ વેળાના ભારતવાસીઓમાં ધર્મનિષ્ઠા અને દયાની તો જડ જામી હતી. શ્રીમંતોનાં હૃદય કરુણતાથી ઉભરાઈ રહ્યાં હતાં. ઉદ્યમો હતા અને ઉદારતા પણ હતી. સ્વાર્થ માટે સંપત્તિનો ઉપયોગ નહોતો થતો. ધર્મસંસ્થાઓ હતી. અભ્યાસીઓ માટે જગે જગે પ્રબંધો હતા. યાત્રિયો માટે મારગમાં ધર્મશાળાઓ હતી. અન્નનું દુઃખ નહોતું. રથયાત્રાનો મહોત્સવ અપૂર્વ હતો. '

# जीवके कर्मबन्ध और मोक्षका अनादित्व

( लेखक:—पू. आचार्य महाराज श्री जिनहरिसागरसूरीश्वरजी )

[ तेरापंथी युवक संघ—लाडनू—की पत्रिकामें श्रीयुत सोहनलालजी वैद्य लाडनू—का "जैनधर्म प्रतिपादित जीवके कर्मबन्ध तथा मोक्षके अनादित्व पर एक आलोचनात्म दृष्टि"—शीर्षक एक लेख प्रकाशित हुआ देखा गया। लेखमें आलोचना करते समय लेखक वादी, प्रतिवादी और न्यायाधीश स्वयं बनकर जैन मान्यताके विरोधमें फैसला देता है। उसीको लक्ष्यमें रख कर ही यह लेख लिखा गया है। ]

## —: सोहनलालजीके मोटे २ मुद्दे :—

१. जीव छोटाबड़ा क्षेत्र घेरता है अत: वह रबरके फीतेकी मिसाल बन जाता है। जो पदार्थ सिकुड़ता फैलता है, वह संयोगी ही होता है, एक और अखंड नहीं हो सकता। इससे जीवकी परिभाषा टूटती है। अत: जीवको छोटेसे छोटा मानना चाहिए।

२. संयोग कभी अनादि नहीं होता। जीव पुद्गल जब भिन्न २ द्रव्य हैं, तो संयोगसे पूर्व कभी अपने असली रूपमें रहने ही चाहिए। अनादि संयोग कभी टूट नहीं सकता।

३. सारे मुक्त जीवोंकी आदि है, तो क्या उन सबके पहले मुक्तिमार्ग ही नहीं था? अगर कितनेक मुक्तोंकी आदि भी नहीं, अंत भी नहीं तो जब वे मुक्त हुए, तब क्या कोई तिथि मिती नहीं थी? कहा जाय कि थी, तब अनादित्व कैसा? कहोगे तिथि मिती तो थी, पर हमें इसका पता नहीं तो अनादित्वकी केवल मौखिक प्रतिज्ञा ही होगी।

४. मुक्त होनेसे पहिले सांसारिक अवस्थाका होना अनिवार्य है। तो मुक्त होनेकी तिथि भी अवश्य ही होनी चाहिए।

५. बंधको अनादि कहा जाता है। बंध टूटे बिना मुक्ति नहीं होती। इस हालतमें बंध अनादि माना जाय, या मुक्ति!

६. अनादिको अंतवाला मानना, और सादिको अनंततावाला मानना यह एक सैद्धान्तिक भूल है।

७. जिस द्रव्यका प्रागभाव है उसका प्रध्वंसाभाव भी अनिवार्य है। जो बना है, वह बिगड़ेगा। आया है, वह जायगा। जो बना नहीं, वह बिगड़ेगा भी नहीं। जो आया नहीं वह जायगा भी नहीं। जिसकी आदि है, उसका अंत है। जिसकी आदि नहीं उसका अंत भी नहीं।

८. इस लिए समस्त मुक्ति जीवोंकी मुक्त होनकी अपेक्षासे आदि है। कोई भी मुक्त जीव मुक्तापेक्षया अनादि नहीं माना जा सकता।

## विश्लेषण परीक्षण और प्रयोग.

सोहनलालजीने अपने लेखमें प्रयत्न किया जरूर है, पर वह सफल नहीं हुआ। कारण जैन दर्शनकी तर्कणा उन्होंने ठीक नहीं समझी। उनको जवाब इस रूपमें दिया जा सकता है।

१. जीव अपने रूपमें असंख्य प्रदेशात्मक एक और अखंड रूप होता हुआ भी संयोगी होनेसे छोटे बड़े क्षेत्रमें व्याप्त हो, रहता है। उस पर रबर के फीतेको मिसाल लागु नहीं होती, क्योंकि रबड़ टूटता है, अणु परमाणु रूपमें बिखर भी जाता है। जीव ऐसे न टूटता है न बिखरता ही है। कर्मके संयोगसे उसमें उस ढंगकी व्याप्ति पैदा होती है, जिससे कि वह छोटे बड़े क्षेत्रको घेरता है।

२. संयोग प्रवाह रूपसे अनादि हो सकता है। जीव पुद्गुल भिन्न २ द्रव्य है, और असंकीर्ण भावसे दोनोंका संयोग होता है। संयोगकी हालतमें भी उनका असली रूप मिटता नहीं। प्रवाह रूपसे अनादि संयोग कारणपरक होनेसे कारणोंके अभावमें टूट भी जाता है।

३. सारे मुक्त जीवोंकी मुक्ति होनेकी अपेक्षासे आदि है, पर कालकी विचारणामें वह "आदि" काल अनादि अनंत होनेसे अनादि अनंततासे आक्रान्त हो जाती है। कालके अनादित्वको केवल मौखिक प्रतिज्ञा नहीं है। अनादि अनंतत्वकी विचारणा कालद्रव्यको लक्ष्यमें रखकर ही यहां को गई है।

४. मुक्त होनेकी तिथि अवश्य होती है, पर वह कालके अनादि अनंतत्वसे आक्रांत है।

५, बंध और मुक्ति दोनों प्रवाहरूपसे अनादि कालसे प्रस्तुत है, और अनन्त काल तक होते रहेंगे। अनादि अनंतकी प्रतिज्ञा व्यक्तिगत नहीं प्रवाह रूपसे की गई है।

६. अवस्थाकी अपेक्षासे अनादि अंतवाला होता है, और आदि अनंततावाला होता है। यह सैद्धान्तिक भूल नहीं, समझकी भूल है।

७. जैन दर्शनमें किसी भी सद्भूत द्रव्यका प्रागभाव वा प्रध्वंसाभाव होता ही नहीं। हां सद्भूत द्रव्यके पर्यायोंका प्रागभाव प्रध्वंसाभाव होता ही है। संसारी और मुक्त यह जीवकी दो मोटी अवस्थाएं हैं। इनमें दोनों क्या चारोंही अभाव अपेक्षासे घटित होते हैं।

८. समस्त मुक्त जीवोंकी मुक्त होनेको अपेक्षामें आदि है जरूर, पर कालापेक्षया इस आदिकी आदि नहीं है इसलिए जैन दर्शनशास्त्री मुक्तिके प्रवाहको अनादि कहते हैं। इन्हीं आठ मुद्दोंको अधिक स्पष्टतासे बताया जाता है। (क्रमशः)

# ખિમ(ક્ષમ) ઋષિના અભિગ્રહો

[ લે. પં. લાલચંદ્ર ભગવાન્ ગાંધી, વડોદરા ]

શ્રી જૈનસત્યપ્રકાશના તા. ૧૫-૧૧-૪૫ ના ગત અંક (વર્ષ ૧૧, અંક ૨, પૃ. ૩૩) માં 'ખિમ ઋષિનું પારણું' એ નામથી ૧૯ કડીનું મેળવેલ એક પ્રાચીન કાવ્ય પ્રકટ કરાવતાં, સાચા અર્થ-સંદર્ભની આશા રાખતા સાક્ષર ભાઈ ભોગીલાલ સાંડેસરાએ ત્યાં થોડું સૂચન કર્યું છે. તેમાં તે કાવ્યના કર્તા, અને હેતુ સંબંધમાં કેટલીક × કલ્પના કરી છે, તે યોગ્ય લાગતી નથી. એથી એ સંબંધમાં અહિં થોડું નિવેદન ઉચિત જણાશે.

વિક્રમની સોળમી સદીમાં થઈ ગયેલા પ્રસિદ્ધ કવિ લાવણ્યસમયે વિ. સં. ૧૫૮૯ માં અમદાવાદમાં આ ખિમરિસિ(ક્ષમ ઋષિ)નો પણ એક ચરિત્ર-રાસ રચ્યો હતો, જે યશોભદ્રસૂરિ તથા બલભદ્રમુનિના બીજા બે રાસો સાથે ઐતિહાસિક રાસસંગ્રહ ભાગ બીજામાં શ્રીયશોવિજય જૈન ગ્રંથમાળા, ભાવનગર દ્વારા સં. ૧૯૭૩માં પ્રકટ થઈ ગયેલ છે. તેની સાથે આ કાવ્ય મેળવી શકાય તેમ છે, પરંતુ તે પુસ્તક ઘણા વખતથી દુષ્પ્રાપ્ય થયું હોઈ અત્યારે મ્હારી સામે નથી. તેમાં આ કાવ્ય અન્તર્ગત થતું હોવાની સંભાવના છે.

વડોદરાના રાજકીય પ્રાચ્યવિદ્યામંદિરમાં ૭૬૦૮ નંબરની ૮ પત્રવાળી એક પ્રાચીન હ. લિ. પ્રતિ છે, જેના અંતમાં લેખનસંવત્ ૧૫૩૨ જ્યેષ્ઠ વ. ૩, અને લે. સ્થળ ઉજ્જયિની જણાવેલ છે. તેમાં સંસ્કૃત ભાષામાં ગદ્યમાં યશોભદ્રસૂરિ વગેરેના પ્રબંધો છે; તેમાં આ ક્ષમર્ષિ(ખિમ રિસિ)નો પણ પ્રબંધ છે. ત્યાં પ્રસંગને અનુસરતાં થોડાં પ્રાચીન ગૂજરાતી પદ્યો પણ છે. એ પ્રતિ પરથી જણાય છે કે-ઉત્કટ અભિગ્રહ(નિયમ-પ્રતિજ્ઞા)-ધારી આ તપસ્વી મહાત્મા ક્ષમ ઋષિ, વિક્રમની ૧૧ મી સદીના પૂર્વાર્ધમાં, માળવામાં ૧૪૦૦ ગજરાજના સ્વામી સિંધલ(સિંધુલ-મહારાજા ભોજના પિતા)ના સમયમાં વિદ્યમાન હતા, ત્યાં વિચર્યા હતા, સંડેરગચ્છના મંત્ર-શક્તિવાળા પ્રભાવક યશોભદ્રસૂરિના શિષ્ય થયા હતા. યશોભદ્રસૂરિનો સ્વર્ગ-ગમન-સમય ત્યાં સં. ૧૦૩૯ માં આષાઢ વ. ૧૪ સં. પદ્યમાં સૂચવ્યો છે-

" विक्रमान्नंद-विश्वाभ्र-चन्द्र-प्रमित-वत्सरे (१०३९) ।
शुचौ कृष्णचतुर्दश्यां स्वर्गेऽगान्मुनिपुङ्गवः ॥ "

શ્રમણ ભગવાન મહાવીર સ્વામીએ પરીષહો સહન કરવા માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવને લક્ષ્યમાં રાખી કેટલાક દુઃસાધ્ય અશક્યપ્રાય અભિગ્રહો લીધા હતા. મસ્તક-મુંડિત, નિગડવાળી, ત્રણ દિવસની ઉપોષિત, ઉંબરાની અંદર બહાર પગ રાખીને રહેલી, રડતી, રાજકુમારી સૂપડાને ખૂણેથી, અડદના બાકળા દાન આપે તો લેવું. વસુમતી(ચંદનબાલા) દ્વારા લગભગ છ મહિને-તેમનો એવો અભિગ્રહ પૂર્ણ થવાની ઘટના જૈનસમાજમાં અને સાહિત્યમાં સારી રીતે પ્રસિદ્ધ છે.

---

×" કાવ્યનો વિષય વિલક્ષણ છે. આ કાવ્યનો અજ્ઞાતનામા કર્તા (કદાચ એનું નામ જ ખિમ ઋષિ કેમ ન હોય?) ખિમ ઋષિ ક્યારે પારણું કરે, તેને માટે કેટલીક અદ્ભુત અને અશક્યવત્ શરતો રજૂ કરે છે. આ શરતોને અભિગ્રહ કહી શકાય તેમ નથી, કારણ કે કાવ્યમાંથી મુખ્યત્વે વિનોદ, હાસ્ય અને ભોજનપ્રિયતાનો ધ્વનિ નીકળે છે. કર્તાએ કોઈ પ્રસંગે કેવળ નર્મ ખાતર જ આ કાવ્ય લખ્યું હોય

એવી રીતે એ શ્રમણ ભગવાનની પરંપરામાં થયેલા ઐતિહાસિક તપસ્વી આ ક્ષમ-ઋષિ ક્ષમાશ્રમણે પણ ગિરિકંબલ પર્વત વગેરેમાં વસતાં, સમયાનુસાર વિવિધ શરતોવાળા અભિગ્રહો લીધા હતા. જૂદે જૂદે સમયે સેંકડો વસ્તુઓમાંથી કકારાદિ અમુક (કૂર, કંસાર, કાંગ, કોદ્રવ, કરંબો, કેર, કપર્ટા), ખકારાદિ અમુક (ખારેક, ખુડહડી, ખજૂર, ખાજાં, ખાંડ, ખાંડવી, ખીચડ), ગકારાદિ અમુક (ગહૂં, ગોળ, ગુંદ, ગુંદવડાં, ગુણા, ગોલા, ગોરસ) વગેરે ૫, ૭ વસ્તુઓ મળે; તો જ પારણું કરવાના અભિગ્રહો લીધા હતા. તેમણે કુલ ૮૪ અભિગ્રહો લીધા હતા, અને તેમના તપના પ્રભાવથી તે સર્વે પૂર્ણ થયા હતા–તેમ ત્યાં જણાવ્યું છે.

જેનાથી ભિક્ષા મળવાની કલ્પના ન થઈ શકે, તેવી વ્યક્તિ પાસેથી, તેવી સ્થિતિમાં, તે વસ્તુની ભિક્ષા મેળવવાના–દુષ્કર–અશક્ય લાગે તેવા, આશ્ચર્ય ઉપજાવે તેવા કેટલાક ઉદ્દગ્ર અભિગ્રહો પણ તેમાં હતા. (૧) રાજ્યભ્રષ્ટ રાજકુમાર, (૨) કલહ કરનારી નારી, (૩) મદોન્મત્ત હાથી, (૪) ખાંડો સાંઢ, (૫) ચપળ મર્કટ, (૬) તરતની વીંયાએલી વાઘણ વગેરે પાસેથી અમુક ઇચ્છિત વસ્તુ મળે તો જ પારણું કરવાના અભિગ્રહો પણ ત્યાં દર્શાવ્યા છે. તેમાંનો પહેલો ત્રણ માહિના ઉપર આઠ દિવસે પૂરો થયો હતો; તે આ પ્રમાણે—

(૧)

" ન્હાણુટ્ઠિય રાઉલ કન્હડઉ, કેશિ ગલંતઈ મણિ દુમ્મણઉ;
ભલ્લહઁ ઇગવીસ મંડા દેઇ, તઉ ખમરિસિ પારણઉં કરેઇ.

**ભાવાર્થ**.—ન્હાઈને ઊઠેલો રાઉલ(રાજકુલીન)કન્હડ (કૃષ્ણ), કેશ ગળતા હોય (વાળમાંથી પાણી ટપકતું હોય) એ સ્થિતિમાં, મનમાં દુર્મન હોય, છતાં ભાલા વડે ૨૧-માંડા (એક જાતના રોટલા–પૂડા) આપે તો ક્ષમ ઋષિ પારણું કરે.

(૧૯ કડીવાળા કાવ્યમાં ૧૫ મી કડીમાં સહજ ફેરફાર સાથે જણાવ્યું છે કે–તે દાન દેનાર રાજભ્રષ્ટ રાજકુમાર હોય અને ઘોડે ચડયો હોય.)

(૨)

" ખંભ ઉમ્મૂલિય મયગલ ધાઈ, મુણિવર દેખિ પસન્તઉ થાઈ;
મોદક પંચક મું(સું)ડિહિં દેઉ, તઉ ખમરસિ પારણઉં કરેઇ.

**ભાવાર્થ**:—શ્રેષ્ઠ ગજ આલાન-સ્તંભને ઉખેડી નાખી દોડતો હોય, પરંતુ મુનિવરને દેખી પ્રશાંત થાય, તે હાથી ૫ મોદક સૂંઢવડે આપે, તો ક્ષમઋષિ પારણું કરે. (આ હાથી સિંધુલ રાજાનો પટ્ટહસ્તી હોવો જોઈએ, તે ઘણો મદ–વિહ્વલ બનીને ગઢ પાડતો હોય–તેવું સૂચન ૧૯ કડીવાળા કાવ્યમાં ૧૬મી કડીમાં છે, ત્યાં છપાયેલ સિંઘલ પાઠને બદલે સિંધલ જોઈએ.) પાંચ માહિના અને ૧૮ દિવસે આ અભિગ્રહ પૂર્ણ થયો હતો.

(૩)

" રાડીમારી બંભણિ રંડિ, સાસૂ–સિઉં કલિ કરઈ પયંડ;
બિહુ ગામ વિચિ ગુલ ઘી પોલી દેઇ, તઉ ખમ૦

**ભાવાર્થ**:—કલહ કરનારી વિધવા બ્રાહ્મણી, જેણીએ સાસૂ સાથે પ્રચંડ કલહ કરેલ-હોય; તે બે ગામ વચ્ચે ગોળ, ઘી સાથે પોળી દે, તો ક્ષમઋષિ પારણું કરે.

(૧૯ કડીવાળા કાવ્યમાંની ૧૪ મી કડીમાં સૂચવ્યા પ્રમાણે–' સાસથી પરાભવ પામીને પીહર જતી, બહુ ભૂખી થયેલી દ્વિજ–વધૂ મંડક દે.')

नंदीसूत्र आपके ३२ सूत्रोंमें है, उसी नन्दीसूत्रमें महानिशीथसूत्रका नाम दिया हुआ है, उस महानिशीथसूत्रमें लिखा है कि–" जिनमन्दिर करने वाले बारहवें स्वर्गको जाते हैं।"

अब विचारनेकी बात है कि जो समकीति जीव है वही वैमानिक आयुष्यको बांधता है, इस लिये जिनमन्दिरनिर्माण करानेवाला स्वयं सम्यग्दृष्टि है, ऐसा सिद्ध होता है, अतः इसमें धर्म होनेसे साधुलोग इस बाबतका उपदेश समकिती जीवोंको देते हैं।

और भी तेरहपन्थियोंका कहना है कि–" स्थानांगके दूसरे ठाणमें दो प्रकारका धर्म कहा है, एक सूत्रधर्म और दूसरा चारित्र्यधर्म। सो प्रतिमा पूजनेमें और मन्दिर करानेमें कौनसा धर्म है?"। उत्तरमें हम पूछते हैं कि–'प्रतिमा–पूजन, मन्दिर बनाना, संघ निकालना आदि धर्मकार्योंको भी आप क्यों नहीं मानते? जब कि प्रत्येकका प्रमाण प्रत्यक्ष है; देखोः– ठाणांगके तीसरे ठानमें पृष्ठ ११७ में लिखा है कि–" जिनप्रतिमाकी तरह साधुको भक्तिको करता हुआ जोव शुभ दीर्घायुष्य कर्मको उपार्जन करता है। पाठ यह हैः–

" तिहिं ठाणेहिं जीवा सुहदीहायुअत्ताए कम्मं पगरेंति। तं जहा णो पाणे अइवाइत्ता हवई, णो मुसं वइत्ता हवइ, तहारूवं समणं वा वंदित्ता नमंसित्ता सक्कारेत्ता सम्माणेत्ता **कल्याणं मंगलं देवयं चेइयं** पज्जुवासेत्ता मनुन्नेणं पीइकारएणं असणपाणखाइमसाइमेणं पडिलाभेत्ता हवइ इच्चेएहिं तिहिं ठाणेहिं जीवा सुहदीहायुअत्ताए कम्मं पगरेंति"।

इसका सारांश ऊपर ही दे दिया गया है। इसी तरह और भी तेरहपन्थियोंका भ्रमात्मक निर्मूल कथन है कि–" जिन-प्रतिमाको जिन-समान प्ररूपण करते हो सो ३२ सूत्रोंमें कहांहै? दिखलाओ। उत्तरमें निवेदन है कि " जिनप्रतिमा जिनसमान है " इसका पूर्ण प्रमाण 'रायपसेणी-सूत्र'के १९० पृष्ठमें " धूवं दाउणं जिनवराणं " ऐसा पाठ है। इसका अभिप्राय यह है कि 'जिनवरको धूप देकरके'। इसमें मूर्तिको जिनवर कहा है, अतः इसीसे सिद्ध होता है कि–जिनप्रतिमा जिनसमान है। इसके अतिरिक्त 'ज्ञातासूत्र'के १२५५ वें पृष्ठमें लिखा है कि–" जेणेव जिणघरे " यहां भी जिनप्रतिमाको जिनघरके समान कहा है। अतः जिन-प्रतिमाको जिनसमान कहना आगमसंमत एवं युक्तियुक्त है। इस तरह मूल आगम पाठोंसे ही 'जिनमन्दिरनिर्माण' और 'प्रतिमापूजा' आदिकी सिद्धि हो जाती है और टीका, चूर्णी, भाष्य, निर्युक्ति आदिमें तो इसके परिपुष्टिके प्रमाण दर्जनों भरे पडे हैं। मगर खेद है कि जहां इनकी स्वार्थसिद्धियोंमें बाधा पहुंचती है वहां ये अपनी मानी हुई बातोंको भी नहीं मानते, अतः ऐसी दुराग्रहताको केवल अविवेकपूर्णता या स्वार्थान्धसाधनता ही कह सकते हैं। क्योंकि तेरह-पन्थी साधु ३२ सूत्रोंको ही मानते हैं और टीका, निर्युक्ति आदिको नहीं। हम पूछते हैं कि 'नन्दीसूत्र' को तो आप मानते हैं, लेकिन उसी 'नंदीसूत्र'में टीका, निर्युक्ति,

भाष्य आदि बातोंको माननेके लिये कहा गया है तो उसको माननेमें अपनी तौहिनत क्यों नहीं मान लेते ? और भगवतीसूत्रके २५ शतक, ३ उद्देश, १६८२ पृष्ठमें कहा है कि—

" सुत्तत्थो खलु पढमो बीओ निज्जुत्तिमीसओ भणिओ ।
तइओ य निरवसेसो एस विही होइ अणुओगे ॥

भावार्थ:—प्रथम सूत्रार्थको लेना, अनन्तर निर्युक्ति सहित लेना और तीसरा निरवशेष (संपूर्ण) लेना, यह विधि अनुयोग (अर्थ) करनेकी है ।

श्रीभगवतीसूत्रमें टीका, निर्युक्ति आदिको प्रमाण माननेका साफ साफ लिखा हुआ है, फिर भी अपनी दुराग्रहतासे ये लोग नहीं मानते हैं । इतना ही नहीं, तेरहपन्थियोंका कहना है कि—" भगवान् महावीरने एक बार गोशालकको जलनेसे बचाया था, इस लिये महावीर चूक गये " । बड़े आश्चर्य और खेदकी बात है कि महाज्ञानी भगवान् महावीर चूक गये, और विभीषणभावभाषी भिक्खुजी और जीतमलजीको विभ्रान्त बुद्धिमें बड़ी चूक भी कोई चूक नहीं ! अस्तु ! हमने इनके प्रत्येक धर्म-प्रतिकूल मन्तव्योंका अपने 'निर्भ्रान्त-तत्त्वालोक'में यथास्थान समुचित उत्तर दिया है । और मूर्त्ति-पूजाके विषयमें " मूर्त्ति-पूजा-तत्त्वालोक " नामका एक ट्रेक्ट अलग लिखा है । उक्त दोनों पुस्तकोंसे पाठकोंको मालूम हो जायगा कि सत्य सत्य ही होकर चिरस्थायी होता है, और असत्य असत्य होनेसे क्षणभंगुर या जलका बुलबुला है । तेरह-पन्थी साधुगण अपनेको पवित्र आचरणवाले मानते हैं, मेरे ख्यालसे तो यह 'अपने मुह मियां मिट्ठु बनना' है । क्योंकि, उनके भीतर घुस कर जिन्होंने देखा है वे भलभांती जानते हैं कि वहां क्या है ? पर हम इस निन्दित विषयके वक्तव्यमें आगे बढ़ना नहीं चाहते । पर इतना लिखना आवश्यक समझते हैं कि—

तेरह-पन्थी साधुओंका व्याख्यान रातमें होता है, जिसमें स्त्री, पुरुष सभी इकठे होते हैं । रातमें साधुके स्थान पर स्त्रीका जाना शास्त्रमें निषिद्ध (वर्जित) है ।

तेरहपन्थी पूज्यश्रीकी सेवाके लिये आठ राजसतियाँ चुनी जाती हैं, वे पूज्यश्रीको परदेमें भोजन कराती हैं तथा दूसरी सेवायें भी करती हैं । साध्वियोंके द्वारा साधुकी सेवा होना आचरणकी दृष्टिसे कभी अभिनन्दनीय नहीं हो सकता है ।

इसी तरह इनके मार्गकी सेवा और पालन आदि बहुतसी बातें शास्त्र और लोककी दृष्टिसे अनुचित हैं । अब हम अपनी लेखनीको विश्राम देकर अन्तमें एकवार प्रत्येक विचार-शील जनता—हितैषी देश—सेवकों और सद्दृष्टि-ज्ञान-चारित्र्य-धारी साधुओं एवं नीति—निपुण प्रजा-वत्सल सद्धर्मधुरन्धर धराधिपतियोंसे फिर भी अनुरोध करते है कि वे सर्वथा प्रयत्नशील होकर इस धर्मने फैलाए हुए कलङ्क-पङ्कको अच्छी तरह धो डालें ।

" तुष्यन्तु सुजना बुध्वा सदर्थान् मदुदीरितान् ।
अबोधेन हसन्तो मां तोषमेष्यन्ति दुर्जनाः ॥ "

### દિગંબર વિદ્વાન્ શ્રીમાન્ નાથુરામ પ્રેમીજીએ સ્વીકારેલી

# તત્ત્વાર્થભાષ્યની સ્વોપજ્ઞતા

લેખકઃ–પૂજ્ય મુનિમહારાજ શ્રી-ન્યાયવિજયજી (ત્રિપુટી)

મુંબઈના ભારતીય વિદ્યાભવન તરફથી પ્રગટ થતા 'ભારતીય વિદ્યા'ના થોડા સમય પહેલાં બહાર પડેલ વાર્ષિક અંકમાં "ઉમાસ્વાતિકા તત્ત્વાર્થસૂત્ર ઔર ઉનકા સમ્પ્રદાય" શીર્ષક લેખ પ્રગટ થયો છે, જેના લેખક દિગંબર સમાજના સુપ્રસિદ્ધ સાહિત્યસેવી ઇતિહાસપ્રેમી નાથુરામજી પ્રેમી છે. પ્રેમીજીથી શ્વેતાંબર સમાજનો વિદ્વદ્વર્ગ ભાગ્યે જ અપરિચિત હશે એમ હું ધારું છું. એમણે આ લેખમાં પોતાની સંશોધકવૃત્તિ અને નિખાલસતાનો સુંદર પરિચય આપી જિજ્ઞાસુઓમાં નવીન શોધખોળની ભાવના પ્રગટાવી છે.

વાચકવર્ય શ્રીઉમાસ્વાતિજીના તત્ત્વાર્થસૂત્રને શ્વેતાંબરો અને, થોડા ફેરફાર સાથે, દિગંબરો બહુમાન અને આદરથી જુવે છે. શ્વેતાંબરો મૂળ તત્ત્વાર્થસૂત્રને જ નહીં, કિન્તુ એના ભાષ્યને પણ સ્વોપજ્ઞ–અર્થાત્ ઉમાસ્વાતિ વાચકવર્યનું બનાવેલું માને છે, અને એ સિવાયના બીજા ગ્રંથો પણ વાચકવર્ય શ્રીઉમાસ્વાતિજીએ બનાવ્યા છે એમ માને છે, અને તેમના પાંચસો પ્રકરણગ્રંથો પૈકીના 'પ્રશમરતિ પ્રકરણ', 'પૂજા પ્રકરણ' વગેરે અન્ય પ્રકરણગ્રંથોને પણ બહુમાનથી માને છે. દિગંબર સમાજ તત્ત્વાર્થસૂત્રને કેટલાંક સૂત્રો ફેરવીને ઉમાસ્વાતિજીકૃત માને છે, પણ તેના ભાષ્યને તો તેઓ સ્વોપજ્ઞ ન્હોતા માનતા, અને પ્રશમરતિ પ્રકરણ વગેરેને પણ તેમની કૃતિ તરીકે ન્હોતા સ્વીકારતા. આ લેખમાં શ્રીયુત પ્રેમીજીએ શ્રુતિ અને દલીલોનો પ્રચુરતાથી ઉપયોગ કરી એ સિદ્ધ કર્યું છે કે–આ ભાષ્ય બીજી બધી ટીકાઓ કરતાં પ્રાચીન છે એટલું જ નહીં પણ એ સ્વોપજ્ઞ જ છે, અને એની કારિકાઓનો ઉપયોગ દિગંબર આચાર્યોએ પોતાની ટીકામાં કર્યો છે અને પ્રશમરતિ પ્રકરણના રચયિતા પણ વાચકવર્ય ઉમાસ્વાતિજી જ છે.

પરંતુ આ સાથે જ વાચકવર્ય શ્રીઉમાસ્વાતિજીના સમ્પ્રદાયની ચર્ચા કરતાં, ખૂબ ઉહાપોહ કરી, વાચકવર્ય શ્વેતાંબર નહીં, દિગંબર નહીં, કિન્તુ દિગંબર સંઘઆલ જેવી મનાતી તેની જ એક શાખા યાપનીય સંઘના સાધુ હતા એમ સિદ્ધ કરવા પ્રેમજીએ ખૂબ જહેમત ઉઠાવી છે. હું અહીં તેમની આ માન્યતાનો જવાબ આપવા ચાહતો નથી, પરંતુ પ્રેમીજીએ ભાષ્યની સ્વોપજ્ઞતા વગેરે માટે જે પ્રમાણો આપ્યાં છે તેનો જ રસાસ્વાદ વાચકોને કરાવીશ. વાચકવર્ય ક્યા સમ્પ્રદાયના હતા એ સંબંધી વિશેષ ઉહાપોહ કરવાનું, એની શોધખોળ કરવાનું કાર્ય, પૂ. આ. મ. શ્રી સાગરાનંદસૂરીશ્વરજી અને પૂ. મુનિમહારાજ શ્રીદર્શનવિજયજીને સોંપું છું કે જેમણે આ વિષયનો ઊંડો અભ્યાસ કર્યો છે.

શ્રીઉમાસ્વાતિજીની પહેલાંના સાહિત્ય માટે શ્રીપ્રેમીજી લખે છે કે–"**इसके पहले प्रायः सारा जैन वाङ्मय अर्धमागधी प्राकृतमें था।**" તેમના સમયમાં સંસ્કૃતની પ્રતિષ્ઠા વધતી જતી હતી એટલે "**उमास्वातिने प्राकृत आगम साहित्य परसे संग्रह करके तत्त्वार्थाधिगमसूत्र और स्वोपज्ञ भाष्यकी रचना की।**" અહીં પ્રેમીજી એક સુંદર સત્યનો સ્વીકાર કરે છેઃ આગમસાહિત્ય ઉપરથી તેમણે તત્ત્વાર્થાધિગમસૂત્ર રચ્યું. આ આગમસાહિત્ય શ્વેતાંબરો પાસે જ છે, અને તત્ત્વાર્થનો સમન્વય જૈનાગમો સાથે થાય છે, એ તો પુરવાર થયેલું જ છે.

પ્રેમીજી લખે છે કે શ્વેતાંબર દિગંબર બન્ને સમાજ તત્ત્વાર્થને માને છે, પરંતુ શ્વેતાંબર સમાજની બધી ટીકાઓ ભાષ્યાનુસારિણી છે, જ્યારે દિગંબર ટીકાઓ **"भाष्यानुसारिणी नहि हैं।"**

શ્વેતાંબરો વાચકવર્યકૃત બીજા ગ્રંથો માને છે જ્યારે દિગંબરો નથી માનતા. પરંતુ પ્રેમીજી વાચકવર્યની પ્રશમરતિને અવશ્ય પ્રાચીન માને છે, તેઓ લખે છે કે **"हां 'प्रशमरति' अवश्य प्राचीन ग्रंथ है। उसकी तत्त्वार्थ भाष्यके साथ बहुत समानता भी है × × × इसके सिवाय प्रशमरतिकी एक कारिका ( २५ वीं ) जयधवला-कारने भी उद्धृत की (पृ. ३६९) है।"**

જયધવલાકારે પ્રશમરતિની કારિકા ઉદ્ધૃત કરી છે માટે જેમ પ્રશમરતિ અવશ્ય પ્રાચીન છે તેમ જો કોઈ દિગંબર ટીકાકારે પૂર્ણ પ્રકરણ, જંબુદ્વીપસમાસ કે ક્ષેત્રવિચારની ગાથા ઉદ્ધૃત કરી હોત તો એ પણ અવશ્ય પ્રાચીન સિદ્ધ થાત ! આવું વિધાન લગાર આશ્ચર્ય જેવું લાગે છે ! ખેર ! એ તો જેમ પ્રશમરતિનાં ભાષા અને ભાવ તત્ત્વાર્થની માફક છે તેમ ઉપર્યુક્ત ગ્રંથોના અભ્યાસથી પણ જણાઈ જ આવે છે કે એ ગ્રંથો પણ પ્રાચીન જ છે.

પછી તો પ્રેમીજી શ્વેતાંબર–દિગંબરમાન્ય સૂત્રોના થોડા ભેદનું નિરીક્ષણ કરી ભાષ્યની પ્રશસ્તિનું છેલ્લું નવનીત આપતાં લખે છે: "भाष्यकी **यह प्रशस्ति ग्रंथकर्ताका पूरा परिचय देनेवाली और विश्वस्त है। इसमें कोई बनावट नहीं मालूम होती और इससे प्रकट होता है कि मूल सूत्र के कर्ताका ही यह भाष्य है।**

અત્યાર સુધી દિગંબર વિદ્વાનો ભાષ્યને વિશ્વસ્ત–પ્રામાણિક નહોતા માનતા, તેમજ ગ્રંથકારના પરિચયરૂપ આ પ્રશસ્તિને પણ અવિશ્વસનીય જ ઠરાવવા પ્રયત્ન કરતા હતા. પરંતુ જ્યારે ખાસ દિગંબર વિદ્વાનોએ એ મૂળ સૂત્રને શ્વેતાંબર શાસ્ત્રો સાથે સમન્વિત થતું જોયું, ત્યારે તેમના કાન ચમક્યા અને પ્રો. જગદીશચંદ્રજી જેવાએ નિર્ભીકતાપૂર્વક પરેલપહેલું સત્ય લખ્યું કે મૂલ સૂત્ર અને ભાષ્ય બન્ને ઉમાસ્વાતિરચિત અને શ્વેતાંબર છે. હવે બીજા દિગંબર વિદ્વાનોનું આ તરફ લક્ષ્ય ખેંચાયું છે એ ખુશી થવા જેવું છે. શ્રીમાન પ્રેમીજીએ ભાષ્યની પ્રાચીનતા માટે જે દલીલો આપી છે તેમાંની થોડીકનું નિરીક્ષણ કરી લઈએ—

**१—सूत्रोंके भाष्य करनेमें कहीं भी खींचातानी नहीं की गई है। सूत्रका अर्थ करनेमें भी कहीं संदेह या विकल्प नहीं किया गया और न किसी दूसरा व्याख्या या टीकाका खयाल रखकर सूत्रार्थ किया गया है।** × × ×

**२—भाष्यकार सूत्रकारसे भिन्न होते और उनके समक्ष सूत्रकारकी कारि-कायें और प्रशस्ति होती तो वे स्वयं भाष्यके प्रारंभमें और अन्तमें मंगल और प्रशस्तिके रूपमें कुछ न कुछ अवश्य लिखते।**

૩—રાજવાર્તિકકાર અકલંકદેવ, જેઓ વિક્રમની આઠમી શતાબ્દિના દિગંબર વિદ્વાન છે તેઓ **"वे इस भाष्यसे परिचित थे, क्योंकि उन्होंने अपने ग्रंथके अन्तमें भाष्यान्तकी ३२ कारिकायें 'उक्तं च' कह कर उद्धृत की हैं। इतना ही नहिं उक्त कारिकाओंके साथका भाष्यका गद्यांश भी प्रायः ज्योंका त्यों दे दिया है।"**

"×××राजवार्तिकमें अनेक जगह भाष्यमान्य सूत्रोंका विरोध किया है और भाष्यके मतका भी कई जगह खण्डन किया है।"

શ્રીયુત પ્રેમીજીએ આ વિષયનાં થોડાં પ્રમાણો પણ ફૂટનોટમાં આપ્યાં છે, જે વાંચવા યોગ્ય છે.

૪—આચાર્ય વીરસેન કે જેમણે જયધવલાટીકા વિ. સં. ૮૭૩ માં સમાપ્ત કરી છે તેમણે "इसमें भी भाष्यान्तकी उक्त ३२ कारिकायें उद्धृत पाई जाती हैं × × × इसके सिवाय वीरसेनस्वामी उमास्वातिके दूसरे ग्रन्थ 'प्रशमरति' से भी परिचित थे, क्योंकि उन्होंने जयधवला पृ. ३६९ में 'अत्रोपयोगी श्लोकः' कह कर २५ वीं कारिका उद्धृत की हैं।"

ફૂટનોટમાં પ્રેમીજીએ તત્ત્વાર્થસૂત્રના શ્વેતાંબર ટીકાકાર શ્રીસિદ્ધસેનગણિએ પોતાની ટીકામાં અને નિશીથચૂર્ણિકાર જિનદાસગણિમહત્તરે પોતાની ચૂર્ણિમાં પ્રશમરતિની ૧૨ મી કારિકા આપ્યાનું લખ્યું છે. શ્વેતાંબર વિદ્વાનો ભાષ્યને અને પ્રશમરતિ વગેરેને ઉમાસ્વાતિકૃત જ માને છે એટલે એનું ઉદ્ધરણ આપે એ સ્વાભાવિક જ છે.

૫—આવી જ રીતે આચાર્ય અમૃતચંદ્ર (દિગંબર ટીકાકાર) પણ પોતાના તત્ત્વાર્થસારમાં ભાષ્યની બત્રીસ કારિકાઓમાંની ત્રીસ કારિકાઓ, તેના ક્રમમાં પણ ફેરફાર કરી જાણે એ બધી પોતે જ રચી હોય એવી રીતે, આપે છે.

૬—દિગંબરીય ટીકાકારોમાંના સૌથી પ્રાચીન સર્વાર્થસિદ્ધિકારે પણ ભાષ્યનાં પદનાં પદ ઉતાર્યાં છે. યદ્યપિ તેમના ગ્રંથોમાં ભાષ્યનું ખંડન નથી, પરંતુ બન્ને ગ્રંથો સામે રાખીને જોવાથી બહુ જ સરસ રીતે સમજાય છે કે દેવનંદીની સામે ભાષ્ય છે અને એમના પાઠનો ઉપયોગ પણ થયો છે. પ્રેમીજીએ ફૂટનોટમાં ડૉ. જગદીશચંદ્ર શાસ્ત્રીના લેખના આધારે થોડાં ઉદાહરણ પણ આપ્યાં છે. છઠ્ઠી આગળ દલીલ આપતાં પ્રેમજી લખે છે—

"भाष्यकी लेखनशैली भी सर्वार्थसिद्धिसे प्राचीन मालूम होती है। वह प्रसन्न और गंभीर होते हुए भी दार्शनिक दृष्टिसे कम विकसित और कम परिशीलित है × × × अर्थ दृष्टिसे भी सर्वार्थसिद्धि अर्वाचीन मालूम होती है। जो बातें भाष्यमें हैं सर्वार्थसिद्धिमें उसको विस्तृत करके और उस पर अधिक चर्चा करके निरूपण किया गया है।"

"इस तरह हम देखते हैं कि भाष्य पूज्यपाद अकलंकदेव, वीरसेन आदि आचार्योंसे पहलेका है, और उससे उक्त सभी आचार्य परिचित थे। उन्होंने उसका किसी न किसी रूपमें उपयोग भी किया है और उसकी यह प्राचीनता स्वोपज्ञताका ही समर्थन करती है।"

આ પછી પ્રેમીજીએ ભાષ્યની સ્વોપજ્ઞતાની બીજી દલીલો મૂકી છે, તેમજ તે સમયના બૌદ્ધ વિદ્વાનો નાગાર્જુન, વસુબન્ધુ વગેરેએ અને વાચકવર્ય પછીના શ્વેતાંબર દિગંબર વિદ્વાનોએ સ્વયં વૃત્તિ ભાષ્ય વગેરે રચ્યાં એમ જણાવ્યું છે. ત્યારપછી પ્રેમીજીએ વાચક-

वर्ष श्री ઉમાસ્વાતિજીની પરંપરા માટે શોધ ચલાવી છે. છેવટ દિગંબર પરંપરામાં તો નથી એમ સિદ્ધ કરી જણાવ્યું છે કે—

શ્વેતાંબર પરંપરામાં પણ કલ્પસૂત્ર સ્થવિરાવલી, નંદિસૂત્ર પટ્ટાવલીમાં તો વાચકવર્યનું નામ નથી, પરંતુ "**गुर्वावली, पट्टावली और शिलालेखों आदिके पूर्वोक्त उल्लेखोंसे मालूम होता है कि उनके रचयिताओंको उमास्वातिका गुरुपरंपराका, नामका और समयका कोई स्पष्ट ज्ञान नहिं था और इसी लिये उसमें परस्पर मतभेद और गडबड है।**"

"**पिछले समयकी रची हुई जो अनेक श्वे. पट्टावलियां हैं उनमें अवश्य उमास्वातिका नाम आता है, परन्तु एकवाक्यताका वहां भी अभाव है।**"

પછી તો શ્વે. પરંપરાના મતભેદો દર્શાવ્યા છે, અને લેખકે વાચક ઉમાસ્વાતિજીને યાપનીય સંઘની પરમ્પરાના સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. ખાસ કરીને જ્યાં મૂલ યા તો ભાષ્યમાં શ્વે. ટીકાકારોએ મતભેદ દર્શાવ્યા છે ત્યાં એ જ પાઠોનું સમર્થન યાપનીય સંઘના અપરાજિતસૂરિએ પોતાની વિજયોદયા ટીકામાં કર્યાના પાઠો આપ્યા છે. દિગંબર ટીકાકારોએ પણ મૂલ સૂત્રના અર્થમાં જ ફેરફાર કર્યા છે, નવા પાઠો જ બનાવી દઈ દિગંબર સંસ્કરણ કરી દીધું છે. પ્રેમીજી ઉમાસ્વાતિજીને યાપનીય સંઘના સિદ્ધ કરવા મથે છે, પરંતુ ભગવતીઆરાધના અને વિજયોદયા ટીકા કે જે ઉમાસ્વાતિજી પછી બની છે તેમાં ક્યાંય ઉમાસ્વાતિજીનું નામ નથી એ બહુ જ સૂચક અને વિચારણીય છે. પ્રેમીજીની માન્યતાનુસાર જો દિગંબર યાપનીય સંઘના ઉમાસ્વાતિજી હોત તો તેમની પછી દોઢસો વર્ષ બાદ જ થનાર પ્રથમ દિગંબર ટીકાકારે સર્વાર્થસિદ્ધિમાં એને તદ્દન જુદી જ રીતે રજુ કર્યા હોત, પરન્તુ એ પાઠાન્તરો ઊભા ન કરત. જો યાપનીય સંઘથી સર્વાર્થસિદ્ધિકાર પરિચિત હોવાનું લેખક માને છે તેને માટે જરૂર પૂજ્યપાદ લખી શકત–' ઇતિ યાપનીયૈઃ ' વગેરે. પરંતુ નથી તો એક પણ દિગંબર ગ્રંથમાં, પટ્ટાવલીમાં, ગુર્વાવલીમાં કે શિલાલેખમાં આ સંબંધી ઉલ્લેખ કે નથી તો યાપનીય સંઘના કોઈ પણ ગ્રંથમાં વાચકવર્યનો ઉલ્લેખ; જ્યારે ઉચ્ચાનાગરી શાખા અને વાચકવંશનો ઉલ્લેખ તો કલ્પસૂત્ર સ્થવિરાવલી અને નંદીસૂત્રપટ્ટાવલીમાં મલે જ છે. એટલે એમ જ માનવું પડે છે કે–વાચક ઉમાસ્વાતિજી શ્વેતાંબરીય પરમ્પરાના છે. છતાં યે વિદ્વાન્ શોધકો શોધ કરી સત્ય સિદ્ધ કરે એમ તો ઇચ્છા રાખવી જ રહી. દિગંબર સંપ્રદાયોમાં ઉમાસ્વાતિ નહિ કિન્તુ ઉમાસ્વામી જ માન્ય છે એટલે એ શોધ હજી બાકી જ રહે છે.

ખરેખર, પ્રો. જગદીશચંદ્રજીએ તાત્ત્વાર્થભાષ્યને સ્વોપજ્ઞ સિદ્ધ કરવા લેખો લખી દિગંબર સમાજમાં જે ખળભળાટ મચાવી મૂક્યો હતો તેનાં બીજો દિગંબર સમાજમાં જ ફાલીફૂલીને મોટા વૃક્ષરૂપ થવા લાગ્યાં છે એ જોઈ કોને આનંદ નહીં થાય!

શ્રીયુત જુગલકિશોરજી મુખ્તાર હવે પોતાની લેખિની ચલાવી આ સત્ય સ્વીકારે એ ઇચ્છા વધુ પડતી નથી.

# જાલોર ચૈત્યપરિપાટીના સંપાદનમાં ભૂલો

લેખક : પૂજ્ય પંન્યાસજી મહારાજ શ્રીકલ્યાણવિજયજી

"જૈન સત્ય પ્રકાશ" માસિકના ૧૦ મા વર્ષના ૬ઠ્ઠા અંકમાં શ્રીયુત અંબાલાલ પ્રેમચંદ શાહે નગાગણિવિરચિત "જાલોરનયર પંચ જિનાલય ચૈત્યપરિપાટી" છપાવી પ્રસિદ્ધ કરી છે અને એના પ્રારંભમાં તેમણે જાલોરનો થોડોક ઇતિહાસ આપવાની ચેષ્ટા કરી છે. એ ઇતિહાસ જે લેખપ્રબંધમાંથી ઉતારી લીધો છે તેનો નામનિર્દેશ ન કરવાની તેમણે પૂરી કાળજી રાખી છે; આ કાળજીનું કારણ એ ઇતિહાસપરિચયને પોતાની શોધખોળના પરિણામરૂપે બતાવવા સિવાય બીજું શું હોઈ શકે?

ઇતિહાસમાં પ્રવેશ કરનાર વિદ્યાર્થીઓ માટે આ ભાવના આત્મઘાતક છે; પૂર્ણ થયા પહેલાં જ પૂર્ણ થયાનો ડોલ કરવો એ તેમને હમેશાને માટે અપૂર્ણ રાખનાર છે, એ વાત સમજાવવાની ભાગ્યે જ જરૂરત હોઈ શકે.

"જૈન શિષ્ય મહોત્સવાંક"માં અમોએ "જૈનતીર્થ સુવર્ણગિરિ" આ શીર્ષક નીચે જે નિબન્ધ છપાવ્યો હતો તેના જ ફકરાઓ અને પ્રતીકો એકત્ર કરીને શાહે આ જાલોરનો પરિચય લખ્યો છે એ કહેવાની ભાગ્યે જ જરૂર રહે છે.

આ વિષયમાં કંઈ પણ લખવાની અમારી ઇચ્છા ન હતી, પણ પરાશ્રિત લેખક સ્વતંત્ર લેખક થવાની ધૂનમા શિષ્ટાચારને ભૂલી કેટલી હદે નિષ્ફલતામાં અથડાય છે એનું દિગ્દર્શન કરાવવાને ખાતર અહીં થોડીક ભૂલોનું સૂચન કરવાનું ઉચિત ધાર્યું છે—

૧. જૈન સત્ય પ્રકાશ પૃ. ૯૪ પં. ૧૪ માં જાલોરનગરને 'સૂદડી' નદીને કાંઠે વસેલું લખે છે, જ્યારે નદીનું નામ 'સૂકડી' છે નહિ કે સુદડી.

૨. પૃ. ૯૫ પંક્તિ ૬ માં શાહે સોની વંશના શ્રાવકોને સોનગિરા રાજપૂતો હોવાની કલ્પના કરી છે એ પણ નિરાધાર છે. સોનીની અટક સોનીના ધંધાને લઈને પડી છે, સોનગિરિ સાથે એને કશો સંબન્ધ નથી.

૩. પૃ. ૯૬ પં. ૧૮ માં "નવનવઇ લક્ખ" ઇત્યાદિ ગાથા 'વિચારશ્રેણિ'ની હોય એવો ઉલ્લેખ કર્યો છે, પણ એ ગાથા અંચલગચ્છીય આચાર્ય મહેન્દ્રસૂરિકૃત તીર્થમાલા સ્તોત્રની છે, વિચારશ્રેણિમાં એનું 'ઉક્તં ચ' કહીને ઉદ્ધરણ માત્ર કર્યું છે.

૪. એ જ ગાથાના અર્થમાં પં. ૨૪ માં "યક્ષવસતિ" નામના દેશમાં 'ભગવાન મહાવીરની સ્તુતિ કરો', આમ લખ્યું છે, પણ યક્ષવસતિ કોઈ દેશ નથી ચૈત્ય છે એટલે 'દેરામાં' એમ જોઈએ.

૫. એ જ પૃષ્ઠની પં. ૩૦ માં નેમિનાથના મંદિરમા ૧૪૭૩ પ્રતિમાઓ હોવાનું જણાવ્યું છે, પણ જોઈએ ૪૧૩. મૂલ ગાથામાં પણ "ચઉસય તેડોતર" આવા શબ્દો છે જેનો અર્થ ચારસો તેર થાય છે. સંપાદકે આ શબ્દોનો 'ચૌદસો તહોતેર' (૧૪૭૩) અર્થ કર્યો છે જે અયથાર્થ છે.

એ ઉપરાંત સંપાદન વિષયક સામાન્ય ભૂલોની તો અમો ઉપેક્ષા જ કરીએ છીએ. અને શ્રીયુત શાહ તથા એ પ્રકારના બીજા અભ્યાસી લેખકોને હિતસૂચના કરવી યોગ્ય ધારીએ છીએ કે સ્વતંત્ર લેખકો થતાં પહેલાં પરતંત્ર લેખકો બનો એટલે ધીરે ધીરે સ્વતંત્ર લેખકની યોગ્યતા મેળવી શકશો.

લેટા (મારવાડ), તા. ૧૬-૧૦-૪૫

# વિ. સં. ૧૭૦૩ માં રાજહર્ષગણિવિરચિત
# ચતુર્વિંશિતિ જિન-સ્તવન

સંગ્રાહક—પૂજ્ય મુનિમહારાજ શ્રી કાંતિસાગરજી સાહિત્યાલંકાર (રાયપુર સી. પી.)

અહીં આપવામાં આવતું સ્તવન વિ. સં. ૧૭૦૩ માં ગણિવાર શ્રી હીરકીર્તિના શિષ્ય રાજહર્ષ ગણીએ નિર્માણ કર્યું છે. આ સ્તવનની વિશેષતા એ છે કે ચોવીસ જિનેશ્વરનાં માતા, પિતા, નામ, લછન, નગર, આયુષ્ય કાયપ્રમાણ એ સાત બાબતોનો સંગ્રહ કરવામાં આવ્યો છે. આની મૂલ પ્રતિ મારા સંગ્રહમાં છે. આ સ્તવન અન્યત્ર અપ્રકટ હોવાથી અહીં પ્રકટ કરવામાં આવે છે.

પણમી સરસતિ વલિ સગુરુ હીયડઇ ધરી, તસું ચઉવીસ જિન સાત બોલા કરી;
નયર નઇ તાત માતા નામ આવરદા, કાય લંછણુ કરી હું નમું સર્વદા. ૧
નયર વિનીતા નાભરાય જાણીયઇ, મરુદેવા કુખિ પ્રભુ રિષભ વખાંણીયઇ;
ધનુષ સય પંચ સમ આઉ લખ ચઉઅસી, વૃષભ લાછન કહ્યું અતિ ઘણું ઉલસી. ૨
અજોધ્યાનાથ જિતશત્રુ રાજા ભલઉ, વિજયા રાણીયા અજિત ઉર હંસલઉ;
સાઢાચ્યાર સય ધનુષ કાયા કહી, આઉ લખ બિસત્તરિ લંછન ગજ સહી. ૩
સહર સાવત્થીય જિતારિ રાય ભોગવઇ, સેના રાણીયાં સંભવ સુત હુવઇ;
ધનુષ સય ચ્યારની કાય વલિ આઉખઉ, સાઠિ પૂરવ લખ લછણુ અશ્વ લહૂ. ૪
અજોધ્યારાય સંવર સિદ્ધારથા, કુખિ અભિનંદન સો નહી અન્યથા;
સાઢા ત્રિણ્ણ સય ધનુષ દેહીગિણું, આઉ પચાસ લખ વાનર લાંછણું. ૫

ઢાલ

નયર અજોધ્યા અતિ ભલઉ, મેઘરથ મંગલા નારિ રે,
સુમતિ સય કાય ધનુ ત્રિણ્ણની, આઉ લખ ચાલ ક્રોંચ વાર રે.
ભવિક જણુ જિન નમો ભાવસું, જિમ ગમો ભવ તણા પાપ રે,
દુરિય દાલિદ દૂરઈ ગમો, સવિ ટલઈ સોગ સંતાપ રે. ભવિક૦ ૬
કૌસંબી શ્રીધર રાય ઇહાં, સુસીમા પદમ પ્રભુ માઈ રે;
કાય સાઢા બીસે ધનુષની, ત્રીસ લખ પંકજ પાઇ રે. ભવિક૦ ૭
શ્રી વણારસી પ્રતિષ્ઠની, પૃથવીય રાણીયા જાસ રે;
સુપાર્શ્વ ધનુષ વિસયતણી, આઉ લખ વીસ સ્વસ્તિ પાસ રે. ભવિક૦ ૮
ચંદ્રપુર મહસેણ લક્ષમણા, તસુ સુત ચંદ્રપ્રભુ કાય રે;
દોઢસો ધનુષ વલિ આઉખો, દસ લાખ સસિ રહઇ પાય રે. ભવિક૦ ૯
પુરીય કાકંદી સુગ્રીવની, રાણીય રામાં કુખિ રે;
સુવિધ છઇ કાય સો ધનુષની, દુઈ લખ આઉ મછ સુખ રે. ભવિક૦ ૧૦

ઢાલ

ભદ્દલપુર તિહાં રાય, દઢરથ નંદા માઈ,
કાય સીતલ તણી એ, નેઉ ધનુષની એ;
લખ એક પૂરવ આઉ, શ્રીવછ લંછણુ સાઉ,
નિરખ્યાં મન હરઈ એ, સવિ જન સુખ કરઈ એ. ૧૧

સિંહપુર સિંહ સમાન, વિષ્ણુ રાજા તિહાં જાણુ,
વિષ્ણુ રાંણી વડી એ, અવર ન એવડી એ;
સુત શ્રેયાંસ કહાય, અસીય ધનુષ જસુ કાય,
વરષ લષ ચઉઆસી એ, ષટ્ગો લંછન વસી એ. ૧૨

ચંપા નગરી સાર, વસુપૂજ રાય ઉદાર,
જયાઇ રાણી તણો એ, વાસુપૂજ સુત ભણો એ;
સિત્તરિ ધનુષ જસુ કાય, બહુત્તરિ વરસ લખ આય,
મહિષ લંછન નમો એ, જિમ ભવ દુઃખ ગમો એ. ૧૩

કંપિલપુર કરૈ કોડ, કૃતવરમ નહી કોય ષોડ,
સ્યામા ઉર સલહીયઇ એ, વિમલ રાષી હીયઇ એ;
ધનુષ સાઠની દેહ, લાખ સાઠ વરસેહ,
સિવપદ પાંમીયો એ, સૂયર લંછન કીયો એ. ૧૪

અજોધ્યાપુરીય કહાય, જિહાં થયા બહુ જિનરાય,
સિંહસેન નર વરુ એ, સુજસા મનહરુ એ;
અનંતકુમર મન જાણુ, પચાસ ધનુષ પ્રમાણ,
ત્રીસ લષ આઉષો એ, સીચાણુ લંછણુ અષો એ. ૧૫

રતનપુરી સિણગાર, ભાનુ રાજા ભાનુ સારિષો એ,
સુવ્રત રાંણી પ્યાર; શ્રી ધર્મ કુલસસિ પારિષો એ;
પઇતાલીસ ધનુષા માંન, દસ લખ આઉ પ્રભુ ભોગવીએ,
વજ્ર લંછન ગુણ જાણુ, વંછિત પૂરણ સુરગવી એ. ૧૬

હથિણાપુર સિણગાર, વિશ્વસેન અચિરા જાંણીયઇ એ,
સરણાગત સુખકાર, સાંતિ કુંમર મન આંણીયઇ એ;
ઊંચા ધનુષ ચાલીસ, આઉ લાખ વરષાં તણું એ,
સેવ કરઇ નિસદિસ, મૃગ લંછણ મતિ અતિ ઘણી એ. ૧૭

ગજપુર નગર ગુણેહ, પૂરો સૂર રાજા ભલોએ,
સિરીયા મન બહુ નેહ, કુંથ કુમર તસુ ગુણનિલો એ;
પઇતીસ ધનુષ જિનરાય, આઉ સહસ પચાણુવૈ એ,
લંછણ છાગ કહાય, નામૈ જસુ નવનિધ હવૈ એ. ૧૮

અહિપુર નગર અનોપ, રાજા સુદરસણ દિનમણી એ,
દેવી રાંણી દેવી ઓપ, તસ કુખિ અરજિન બુદ્ધિ ઘણી એ,
કાય ધનુષ વલિ ત્રીસ, આઉ સહસ અસીચો તણી એ,
નંદાવત જગીસ, લંછણ જસુ મહિમા ઘણો એ. ૧૯

મિથુલા નગરિ મઝારી, કુંભ ધરણિ પરભાવતી એ,
મલ્લિ જનમ્યા જયકાર, દેહ ધનુષ પચીસ હતો એ;

સહસ પંચાવન વરસ, આઉ પાલી મુગતઇ ગયા એ,
લંછણ જાસ કલસ, દરસણે વંછિત ફલ લહ્યા રે.　　　　２०

ઢાલ વધાવારી.

રાજગૃહી પુરવર તિહાં, રાય સુમિત્રા હે પદમા ઉરિ અવતાર કે;
મુનિસુવ્રત વીસ ધનુષના, ત્રીસ સહસા એ કાછિમ લંછણ સાર કે.　　　　જિનવર० ૨૧
મિથુલા નગરી વિજયની, રાણી વિપ્રા હે અંગજ શ્રી નમિનાથ કે;
કાય ધનુષ પનરા ભણી, દસ સહસા એ પદમ લંછણ જસુ હાથ કે.　　　　જિન० ૨૨
સોરીપુર સમુદ્રવિજયનો, સિવા રાંણી એ નેમજી પ્રાંણઆધાર કે;
ધનુષ દસ કાયા કહી આઉ સહસા એ, વરસ લંછણ સંખ સાર કે.　　　　જિન. ૨૩
વણારસી અસ્વસેનની, વામા રાણી હે જનમ્યા જિન પાસજિણંદ કે;
હાથ નવ તનુ હિત કરુ, સો વરસાં હે લંછણ જાસ ફણંદ કે.　　　　જિન. ૨૪
કુંદણપુર રાજા કહાં, સિધારથ હે ત્રિશલાસુત મહાવીર કે;
દેહી કર સાંતાં ભણી, બહુત્તરિ હે લંછણ સીંહ સધીર કે.　　　　જિન. ૨૫
ભાવ ભગતિ આણી કરી, નિત નમિયૈ હે જિનવર જે ચોવીસ કે;
અહનિશિ આસ્યા પૂરવઈ, વલિ વંછિત હે પૂરઈ મનહિં જગીસ કે.　　　　જિન. ૨૬

કલશ

ઇમ તવ્યા જિનવર સયલ સુહકર સમરતાં મંગલ કરો,
વૃષાંક નેત્રાવ્યોમવારિધિચંદ્રમે (૧૭०૩) સંવત્સરો;
ગણિ હીરકીરત્તિ સીસ સુપરઇ રાજહર્ષ ઇસુ કહઇ,
જે જે નમે નિત ચોવીસ જિનવર સુષ સંપતિ તે લહઇ.

॥ इति श्री चतुर्विंशति जिनस्तवनम् ॥

**वाचनाचार्य श्रीराजहर्षजीगणि तद्भ्रात वाचक श्रीमतिहर्षजीगणि तच्छिष्य हर्षचंद्रेण लिपीकृतम् । बो० विषमदासवाचनार्थम् ॥**

## તળાજાની દુર્ઘટના અંગે રાજ્યની જાહેરાત

ભાવનગર રાજ્યના વડા પોલીસ અધિકારી છેલશંકર વ્યાસે તા. ૫-૧૧-૪૫ થી છ મહિનાની અંદર, તળાજાની દુર્ઘટનાના ગુન્હેગારને પકડી આપનારને અથવા પકડી શકાય એવી પાકી માહિતી આપી પકડાવી આપનારને રૂપિયા પાંચ હજારનું ઇનામ આપવાની જાહેરાત કર્યાના સમાચાર મળ્યા છે.

આ સિવાય તળાજાની દુર્ઘટનાના પ્રકરણમાં બીજી કશી જ નોંધપાત્ર પ્રગતિ થઇ શકી નથી, એ રાજ્યને માટે અને જૈન સંઘને માટે ખેદની બિના છે.

# નવી મદદ

૧૦૧) પૂ. મુ મ. શ્રી. દર્શનવિજયજીના સદુપદેશથી જૈન સોસાયટી જૈન સંઘ, અમદાવાદ.

પૂ.મુ.મ.શ્રી વલ્લભવિજયજીના સદુપદેશથી બીકાનેરમાંથી નીચે મુજબ મદદ મળી છે:—

૧૦૧) શેઠ ભેરુદાનજી જુગરાજજી શેઠિયા, બીકાનેર.
૫૧) શેઠ રામલાલજી ભંવરલાલજી કોચર, બીકાનેર.
૫૧) શેઠ કનૈયાલાલજી ગોલેચ્છા, બીકાનેર.
૫૧) શેઠ કનૈયાલાલજી કોચર, બીકાનેર.
૫૧) શેઠ જિનદાસજી કોચર, બીકાનેર.

બીકાનેરમાંથી આ પ્રમાણે મદદ મળી છે અને બીજી મળવાની ઉમેદ છે.

૫૧) પૂ. મુ. મ. શ્રી મેરુસાગરજીના સદુપદેશથી શ્રી સાગર જૈન લાયબ્રેરી, અગાસી.

૫૦) પૂ. આ. મ. શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજીના સદુપદેશથી શ્રી જૈન શ્વેતાંબર સંઘ, લુધિયાના.

૨૫) પૂ. આ. મ. શ્રી વિજયજંબૂસૂરિજીના સદુપદેશથી જૈનશાળાનો ઉપાશ્રય, ખંભાત.

૨૫) પૂ. આ. મ. શ્રી વિજયલાવણ્યસૂરિજીના સદુપદેશથી શેઠ આણંદજી કલ્યાણજીની પેઢી, વઢવાણ કેમ્પ.

૨૫) પૂ. આ. મ. શ્રી કીર્તિસાગરસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, નવસારી.

૨૫) પૂ. ઉ. મ. શ્રી. ધર્મવિજયજીના સદુપદેશથી જૈન મહાજનની પેઢી, ઊંઝા.

૨૧) પૂ. મુ. મ. શ્રી ધર્મસાગરજીના સદુપદેશથી જૈન સંઘ, ઉદેપુર.

૧૧) પૂ. પં. મ શ્રી ધર્મવિજયજીના સદુપદેશથી જૈન સોસાયટી જૈન સંઘ, લુણાવા.

૧૦) પૂ. આ. મ શ્રી વિજયઉમંગસૂરિજીના સદુપદેશથી શાહપુર જૈનસંઘ, અમદાવાદ.

૧૦) પૂ. આ. મ શ્રી વિજયહર્ષસૂરિજીના સદુપદેશથી લવારની પોળનો ઉપાશ્રય „

૫) પૂ. આ. મ. શ્રી ઋદ્ધિસાગરજીના સદુપદેશથી શ્રી ચિંતામણિ પાર્શ્વનાથની પેઢી, વીજાપુર.

૫) પૂ. આ. મ. શ્રી વિજયહિમાચલસૂરિજીના સદુપદેશથી જૈન સંઘ, ઘાણેરાવ.

૨) શેઠ નેમરાજજી કસ્તુરચંદજી ઓસવાલ, જમખંડી.

આ મદદના સદુપદેશ માટે અમે પૂ. આચાર્ય મહારાજ આદિ મુનિવરોનો અને મદદ મોકલનાર તે તે જૈન સંઘો અને સદ્ગૃહસ્થોનો આભાર માનીએ છીએ; અને અન્ય ગામોના સંઘોને મદદ મોકલી આપવાની વિનતી કરીએ છીએ. વ્ય.

## વિનંતી

હવે ચતુર્માસ પૂર્ણ થયું છે એટલે શેષકાળમાં માસિકનો અંક ગેરવલ્લે ન જતાં નિયમિત મળતો રહે તે માટે પોતાનું સરનામું સમયે સમયે જણાવતાં રહેવાની પૂ. આચાર્ય મહારાજ આદિ સર્વ મુનિવરોને અમે વિનંતી કરીએ છીએ. વ્ય.

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

**(૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક**

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ).

**(૨) દીપોત્સવી અંક**

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીના સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંકઃ મૂલ્ય સવા રૂપિયો.

**(૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ–વિશેષાંક**

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંકઃ મૂલ્ય દોઢ રૂપિયો

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] **ક્રમાંક ૪૩**–જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના

[૨] **ક્રમાંક ૪૫**–ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઇલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, દસમા વર્ષની કાચી તથા પાકી ફાઇલો તૈયાર છે મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"x૧૪"ની સાઈઝ, સોનેરી બોર્ડર, મૂલ્ય ચાર આના ( ટપાલ ખર્ચનો દોઢ આનો ).

—લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ–મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ. પો. બો. નં. ૬ શ્રી શક્તિમાર્ગ કાર્યાલય–અમદાવાદ. પ્રકાશકઃ–ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ–અમદાવાદ.




વર્ષ ૧૧ : અંક ૧ ] અમદાવાદ : ૧૫-૧૦-૪૫ [ ક્રમાંક ૧૨૧

## વિષય-દર્શન



લવાજમ-વાર્ષિક બે રૂપિયા : છૂટક ચાલુ અંક-ત્રણ આના

# નવી મદદ

ગત શ્રી પર્યુષણા મહાપર્વના નિમિત્તે સમિતિને નીચે મુજબ મદદ મળી છે તે માટે અમે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરોનો તેમજ સહાયકોનો આભાર માનીએ છીએ.

૧૫૯) પૂ. મુ. મ. શ્રી. પુણ્યવિજયજી મ. ના સદુપદેશથી લુણસાવાડા, મોટી પોળના જુદા જુદા સદ્‌ગૃહસ્થો તરફથી, અમદાવાદ

૧૫૧) પૂ. આ. મ. શ્રી. વિજયલબ્ધિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી શ્રી લાલબાગ જૈન ઉપાશ્રય, મુંબઈ.

૧૦૧) પૂ. આ. મ. શ્રી. વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના સદુપદેશથી શ્રી પાંજરાપોળ જૈન ઉપાશ્રય, અમદાવાદ.

૨૫) પૂ. મુ મ. શ્રી. પરમપ્રભવિજયજીના સદુપદેશથી શ્વે. જૈનસંઘ, પેટલાદ.

૨૫) પૂ. મુ. મ. શ્રી. અશોકવિજયજીના સદુપદેશથી હરજી જૈનશાળા, જામનગર.

૨૫) પૂ. આ. મ. શ્રી. વિજયભુવનતિલકસૂરિજીના સદુપદેશથી કાશીપુરા વીસાઓસવાલ સંઘ, બોરસદ.

૨૫) પૂ. મુ. મ. શ્રી. ભદ્રંકરવિજયજીના સદુપદેશથી જૈન ઉપાશ્રય, ફોફલીયાવાડ, પાટણ.

૨૫) પૂ. આ મ. શ્રી. વિજયઅમૃતસૂરિજીના સદુપદેશથી વડવા જૈનસંઘ, ભાવનગર.

૨૫) પૂ. પં. મ. શ્રી. કીર્તિમુનિજીના સદુપદેશથી જૈનસંઘ, માલણ.

૨૧) પૂ. આ. મ. શ્રી. વિજયલક્ષ્મણસૂરિજીના સદુપદેશથી દાદર જૈનસંઘ, મુંબઇ.

૨૧) શેઠ ચીમનલાલ ખેમચંદ તરફથી તેમની પુત્રી બેન ઝીણીબેન નિમિત્ત, વાવ.

૨૦) પૂ. મુ. મ. શ્રી. હંસસાગરજીના સદુપદેશથી વીસાનીમા જૈનસંઘ, વેજલપુર.

૧૫) પૂ. મુ. મ. શ્રી. ચારિત્રવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, લુણાવાડા.

૧૫) પૂ. આ. મ. શ્રી વિજયમહેન્દ્રસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, તખતગઢ

૧૧) પૂ આ. મ. શ્રી, વિજયકુમુદસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, ખેરવા.
(પાંચ વર્ષ માટે.)

૧૦) પૂ. આ. મ. શ્રી. વિજયોદયસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, ચોટીલા.

૧૦) પૂ પં. મ. શ્રી. લલિતવિજયજીના સદુપદેશથી જૈનસંઘ, ઉમતા.

૧૦) પૂ મુ મ. શ્રી. ત્રૈલોક્યસાગરજીના સદુપદેશથી શ્વે. જૈનસંઘ, ડુંગરપુર.

૧૦) પૂ. આ. મ. શ્રી. વિજયભક્તિસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, થરા.

૫) પૂ. આ. મ. શ્રી. દેવગુપ્તસૂરિજીના સદુપદેશથી જૈનસંઘ, સોજત.

૫) શેઠ રાયચંદ ગુલાબચંદ ચોપડા તરફથી તેમના પુત્ર શાંતિલાલના વિવાહ નિમિત્તે.

અન્ય ગામોના સંઘોને મદદ મોકલવાની વિનંતી છે. ૭૪૦

॥ अर्हम् ॥
अखिल भारतवर्षीय जैन श्वेताम्बर मूर्तिपूजक मुनिसम्मेलन संस्थापित
श्री जैनधर्म सत्यप्रकाशक समितिनुं मासिक मुखपत्र

# श्री जैन सत्य प्रकाश

जेशींगभाईनी वाडी : घीकांटारोड : अमदावाद (गुजरात)

| वर्ष ११ | વિક્રમ સં. ૨૦૦૧ : વીરનિ. સં. ૨૪૭૧ : ઈ. સ. ૧૯૪૫ | क्रमांक |
|---|---|---|
| अंक १ | આસો શુદિ ૯ : સોમવાર : ૧૫ મી ઓક્ટોબર | १२१ |

## ૧૧મું વર્ષ [સંપાદકીય]

વિક્રમ-સંવત ૧૯૯૦ : શ્રી રાજનગર-અમદાવાદના આંગણે ધર્મસભાસમું અપૂર્વ મુનિસમ્મેલન ભરાયું. જૈન ઇતિહાસમાં એ કાળ, એ સ્થળ અને એ ઘટના અમર થઈ ગયાં. મુનિસમ્મેલને શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિને જન્મ આપી પરઆક્રમણ સામે આત્મરક્ષણનો દુર્ગ ઊભો કર્યો.

વિક્રમ-સંવત ૧૯૯૧ : પોતાનું કાર્ય પાર પાડવા સમિતિએ 'શ્રી જૈન સત્ય પ્રકાશ' માસિક શરૂ કર્યું. આખાય જૈન (શ્વે. મૂ.) સંઘનો સહકાર ચાહતું અને નાના-મોટા સહુ કોઈનું કૃપાભાજન બનતું 'શ્રી જૈન સત્ય પ્રકાશ' મહિને મહિને મુનિસમ્મેલનનું પવિત્ર સ્મરણ કરાવી જાણે મુનિસમ્મેલનના સંભારણારૂપ બની ગયું.

વિક્રમ-સંવત ૨૦૦૧ : 'શ્રી જૈન સત્ય પ્રકાશ' નો એક દસકો પૂરો થઈ બીજો દસકો શરૂ થયો.

૧૧ મા વર્ષના આ પ્રારંભ પ્રસંગે પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિસમુદાય સહિત સમસ્ત જૈન સંઘનો, સમિતિના સહાયકોનો અને માસિકના લેખકોનો અમે નતમસ્તકે આભાર માનીએ છીએ; અને સદાકાળ એ સહુનો સહકાર અમને મળતો રહે એવી પ્રાર્થના કરીએ છીએ.

માસિકના ૧૦ મા-જૂના વર્ષના અંત અને ૧૧ મા-નૂતન વર્ષના પ્રારંભના સંધિકાળે, અમારા દિલમાં અત્યારે તો તીર્થરક્ષાનો મહાન્ પ્રશ્ન ઘોળાઈ રહ્યો છે. અમે ઇચ્છીએ છીએ કે આપણા સમર્થ પૂજ્ય આચાર્ય મહારાજ આદિ મુનિવરો અને આગેવાન જૈન ગૃહસ્થો આ સંબંધી ગંભીર વિચાર કરે, પોતાના વિચારો એકબીજા સમક્ષ રજૂ કરે અને એ બધાયના પરિપાકરૂપે તીર્થરક્ષા માટે કોઈ સંગીન યોજના તૈયાર કરે! આપણા પત્રકાર બંધુઓ પણ આ માટે સતત પ્રચાર કરતા રહી યોગ્ય માર્ગસૂચન આપતા રહે.

સામાન્ય નિયમ છે કે મહાઆપત્તિ મતભેદને મિટાવી દે છે. તળાજાની દુર્ઘટના જેવી આખાય જૈન સંઘ ઉપર આવી પડેલી મહાઆપત્તિ, આપણામાં જાણે-અજાણે પેસી ગયેલ મતભેદ કે મનભેદને મિટાવી દે અને આપણે આપણા પવિત્ર તીર્થોની રક્ષા માટે એકદિલ અને એકબોલ બનીએ-એ આજના યુગની મહાન આવશ્યકતા છે. આપણે સૌ એ આવશ્યકતાને સ્વીકારી ક્રિયાશીલ બનીએ!

ધર્મરક્ષાના આ કાર્યમાં પોતાનો નમ્ર ફાળો આપવાની ભાવના સાથે 'શ્રી જૈન સત્ય પ્રકાશ' પોતાના ૧૧ મા વર્ષમાં પ્રવેશ કરે છે.

# શ્રાવણ વદ પાંચમની રાતે

## [ અંધારી રાત વચ્ચે કરવામાં આવેલ કાળા અત્યાચારની કથા ]

તળાજા તીર્થની મૂર્તિખંડનની દુર્ઘટનાને ભાવવાહી શબ્દોમાં વર્ણન કરતી એક રૂપક કથા મુંબઈથી પ્રગટ થતા 'વંદેમાતરમ્' દૈનિકના (ટપાલની આવૃત્તિ) તા. ૧૬–૯–૪૫ ના અંકમાં પ્રગટ થઈ છે તે અક્ષરશઃ અહીં સાભાર આપીએ છીએ, અને આ દુર્ઘટનાનાં મૂળ શોધી કાઢવાની આપણી જવાબદારીમાં આપણે જરાય શિથિલ ન પડીએ એ માટે સમસ્ત જૈનસંઘનું નમ્રભાવે ધ્યાન દોરીએ છીએ. —તંત્રી.

### આ કથા

અંધારી રાત હતી. ચારેકોર શૂનકાર હતો અને ત્યારે મુલાયમ હવા વચ્ચે એક કરપીણ અત્યાચાર કરવામાં આવ્યો હતો. રૂપરૂપના અંબાર જેવાં શરીર પરથી બે મસ્તકો ઉડાડવામાં આવ્યાં હતાં. એ અત્યાચાર વેળાએ રુધિરને બદલે કેસરની છાંટ ઊડી હતી. ઊડતાં મસ્તકોમાંથી એકેય ચાસ નીકળી નહિ અને છતાંય આ અત્યારનો અબોલ ચિત્કાર આખા હિંદુસ્તાનની હવા વીંધીને ઠેરઠેર પ્રસરી ગયો.

શ્રાવણ વદ પાંચમની રાત હતી. આકાશમાં વાદળાં હતાં. વરસાદ આવી આવીને અટકી જતો હતો. જમીન પર પાયો નાખવા આવ્યો હોય એ રીતે થાંભલો બનીને અંધકાર ઊતરતો હતો. ગામ સૂતું હતું.

તમરાં ને કંસારીનો અવાજ ગૂંજતો હતો, પણ દેડકાંના એકધારા અવાજમાં તમરાં–કંસારીનો ધ્વનિ ડૂબી જતો હતો. દૂરથી શિયાળાંઓ લાળી સંભળાવતાં હતાં. ગામના પાદરનું એક વાઘરિયું કૂતરું ભસી રહ્યું હતું. ગરિયો ફરતો ફરતો ઊભો ને ગતિ વિનાનો દેખાય એવી રીતે કાળી રાત હવે ઊંઘી ગઈ હતી. એ ચાલી જવાની ના પાડતી હતી.

ગામ નિદ્રામાં પડયું હતું. રાતે વાળુ કરીને, નવીનોખી વાતું કરીને ખોરડાં મૂગાં થયાં હતાં. કોઈના ઘરની અંદરના વાળુમાં રોટલો હતો ને રોટલાને પેટમાં ઠેકાણે પાડવા માટે પાણી હતું. રોટલા હારેનાં દૂધ અને છાશ એ તો સપનાની વાત થઈ હતી.

એવી એક મેઘલી રાતે એક ટોળી એ ગામમાં આવી હતી. ટોળીના પગ જમીન પર પડતા હતા, એ પગનો પછાડ કોઈ ઘેર જવા માટેનો લાગતો નહોતો. જાળવી જાળવીને તેઓ પગ માંડતા હતા.

ગુસપુસ વાતો થતી હતી. એ શબ્દોમાં કંપ હતો, ઉશ્કેરાટ હતો, નિર્ણય હતો.

"જો જો હોં, બરાબર કાસળ કાઢવાનું છે."

ટોળીમાં એક જણ હતો. એણે એના ધ્રૂજતા હોઠે કહી દીધું :

"એલા ! તમારી હારે આંહિ સુધી આવ્યો પણ હવે પગ થથરે છે. મારાથી આ કામો નહિ થાય. હું તો હાલ્યો જાઉં છું."

એ બોલી પર એક કડક અવાજ પથરાઈ ગયો :

"હાલ્યો ક્યાં જઈશ? જહાન્નમમાં! ચૂં કે ચાં કર્યું છે તો આ બંને છરા તારી છાતી ભેગા થઈ ગયા સમજજે! મને ખબર નૈં કે ટોળીમાં આવો ડરપોક જણ છે. સીધેસીધો ચાલ."

રાત વધુ ઘેરી બનતી ગઈ. આ ટોળીના માણસોનાં પગલાં આછો અવાજ કરી રહ્યાં. કોઈ ભયાનક ખેલ ખેલવા આ માણસો જઈ રહ્યા હતા. તેમનો શ્વાસ બહાર આવતો હતો. એક એક પળ જતી હતી એમ એમ ઉશ્કેરાટ વધતો હતો.

એકાએક ચિબરી બોલી. કાળી રાત પર ચિબરીની એ બોલીએ વધુ કાળો પટ ચડાવી દીધો.

"તારી પાસે હથિયારો છે ને? ધાર તો એવી રાખી છે કે એ બધાંનું કામ કાઢી નાખવું એમાં જરાય વાંધો નહિ આવે."

ગામની બહાર આ ટોળી એનો માર્ગ કાપતી હતી. ને ગામનાં લોકો ઊંઘ ખેંચતાં હતાં. ગામના એક વખતના એક પટેલને સપનું આવતું હતું:

ખેતર હતું. મોલ ઊભા હતા. પંખીઓ મોલ પર ઊડી રહ્યાં હતાં. કોસ ચાલતો હતો. કૂવાનાં પાણીની છોળ થાળામાં પછડાતી હતી. ખેતરનાં ડૂંડાં પર મોતી પાક્યાં હતાં. નાની વહુની અઘરણી કરવાની હતી. એ માટે પટેલે ગામને લહેર કરાવવાની વાત નક્કી રાખી હતી.

પટેલ ઊંઘમાં બોલી રહ્યા હતા.

"સૌ આવજો! એકો કોઈ રહી ન જાય. ગામના બીજા કોઈ ઘરમાં ચૂલો ન થાય હોં."

શ્રાવણ વદ પાંચમની એ રાતે ગામનો આ માનવી આવું શમણું માણી રહ્યો હતો. ઊંઘ એ ગામડાનો આનંદ બની ગઈ હતી. જાગરણ એ ગામડાનું વેરી બની ગયું હતું.

પણ એ ગામના પાદરની અંદર શ્રાવણ વદ પાંચમની રાતે જે ટોળી પેઠી એ તો પૂરેપૂરી જાગતી હતી. બરાબર તપાસ કરી રાતને સમયે એ કેડી કાપી રહી હતી.

"સાથે મળીને ખૂન કરવાનું છે. અવેરાટી ન થાય એનું ધ્યાન રાખજો. આપણે મસ્તક જ ઉડાડી દેવાનાં છે. હાય કરી જશો મા. એનાં રૂપ ભારે છે."

ચિબરીએ ચચરાટી કરી. કાળજામાંથી સોંસટ એ ધ્વનિ નીકળી ગયો.

"જુઓ! આપણે હવે પાસે આવી ગયા છીએ. તમને એક વાત સમજાવું. એનાં તો માટે માથાં જોઈશે. ખૂન કરવા ધસો ત્યારે એ આંખો પર ધ્યાન દેશો નહિ. એ આંખો મોટી છે...ને શરીર? ગોરાં ગોરાં છે."

હવે તો આ ટોળીનાં માણસો લોહાનાં કાળજાં કરી એ ટેકરી આગળ આવી ગયા, ટૂંક આગળ આવી ગયા.

"આ સુગંધ ક્યાંથી આવતી હતી? કોઈએ સવાલ કર્યો."

"આ જગ્યા તો મ્હેક મ્હેક થાય છે."

"થાય નહિ? આંહિ કોણ રહે છે એ જાણે છે? એમનામાં ફોરમ ભરી છે, ફોરમ."

"તોય આપણે એનાં ખૂન કરવાં છે? એના કરતાં એને જખ્મી કરીએ તો?"

"મૂંગો મર. આ વધ પાછળ તું એમ માને છે કે આપણે શું ધન જોઈએ છે? ના, રે ના! આપણે તો પાણી દેખાડવું છે. આપણે તો હિંમત તોડવી છે."

અંધારી રાતમાં આ બોલી બોલાણી. ટોળાનાં માણસો પુષ્કળ સામાન સાથે, હથિયાર સાથે ટૂંકની વંડી ટપી ગયા.

ગામ ભરનિંદરમાં પોઢયું હતું. આવી કાળી રાત ક્યારેય ઘૂંટાણી નહોતી. ઉપરની એક ટૂંક આગળ ટોળી આવી પૂગી. દરવાજા સુધી આવી. "પહેલાં દરવાજા તોડી નાખો."

"છીણી લાવ", "હથોડી લાવ";

"કરવત લાવ", "અવાજ ન થાય."

ટોળીનો એક જણ તો હવે રીતસર ધ્રૂજવા લાગ્યો.

"માબાપ, મને આમાંથી આઘો રાખો."

એ બોલનારના પેટ પર એક સખત પાટુ પડી. નાળવાળા જોડાની એ સખત પાટુ હતી. એ બોલનારો બેસી ગયો. મૂંગો મૂંગો ટોળીની અંદર ગૂંથાઈ ગયો.

ખૂનનાં કાવતરાંને ખરું કરવા માટે આખી ટોળી એ જગ્યાએ જઈ પહોંચી. ટોળી અંદર જવા લાગી.

કેસર અને ચંદનની સુવાસ ઊડતી હતી. વાતાવરણમાં મ્હેક હતી.

અવાજ આવ્યો :

"ઉતાવળ કરો. ઘા કરો. બેનાં માથાં ઉતારી લ્યો!"

ખૂનીઓ આગળ વધ્યા. ભયાનક હથિયારોથી તેઓ ધસી ગયા. રૂડા રૂપાળા દેહ પરથી બે માથાં ઉતારવા માટે આખી ટોળી કામે લાગી ગઈ.

માથાં ઉતર્યાં. એ મુખ એવાં ને એવાં રહ્યાં. એ આંખો એવી ને એવી રહી.

બેનાં માથાં મળ્યાં. પણ બાકીનાઓની છાતી પર તેઓ તૂટી પડયા. છાતી ભાંગી નાખવા માટે તેઓનાં બધાં હથિયારો ઉછળી પડયાં.

એ બદમાશ ટોળીએ ચાર ખૂન કર્યાં : સિતમખોરોએ અણુત્રી કરી, શસ્ત્રની ધાર ચલાવી, ધડથી મસ્તક જુદાં કર્યાં.

સુવાસિત આવાસમાં એ ટોળીએ એક ભયાનકમાં ભયાનક ગુનો કર્યો. જુલ્મીઓ આ કાળાં કામો કરી ચાલ્યા ગયા.

શ્રાવણ વદ પાંચમની એ રાત માંડ માંડ પૂરી થઈ ને બીજે દિવસે સૂરજ ઊગ્યો.

અને ગામમાં હાહાકાર થઈ ગયો. ખૂન અને હત્યાના ખબર ફેલાઈ ગયા.

ખૂન કરનારાઓ નાસી ગયા હતા, એમની પાછળનું કાળામાં કાળું કામ મૂકીને.

બે હજાર વરસ પહેલાંની બે પ્રતિમાઓનું કરપીણ ખૂન કરવામાં આવ્યું હતું. કેસરભીની એ મૂર્તિઓનાં મસ્તકો ધડથી જુદાં કરવામાં આવ્યાં હતાં.

બે મૂર્તિઓની છાતીઓને ભાંગી નાખવામાં આવી હતી.

શ્રાવણ વદ પાંચમની રાતે તળાજાના ટેકરા પર આ બનાવ બની ગયો. શ્રાવણ વદ પાંચમની એ રાતનાં અંધારાં જનતાનાં હૃદયમાં રોકાઈ રહ્યાં.

એ અંધારાની સામે એક ભયાનકમાં ભયાનક વધનું દ્રશ્ય પથરાયું.

રૂપરૂપના અંબાર જેવી મૂર્તિઓનાં ખૂન! એ ખૂન કરનાર કાતિલ છરાને લોહીને બદલે કેસર અડક્યું હતું. એ કેસરની સુવાસ એ ગુનેગારોનાં લમણાંને આજે તો પાગલ બનાવી દેતી હશે.

# પણ્હાવાગરણ અને હિંસાનાં ગુણનિષ્પન્ન નામો

લેખક—પ્રો. હીરાલાલ રસિકદાસ કાપડિયા એમ. એ.

જૈનત્વનો આત્મા અહિંસા છે, પરંતુ એ આચરણમાં મૂકવા માટે પરિશ્રમ કરવો પડે તેમ છે, જ્યારે હિંસા માટે તેમ નથી, કેમકે એ તો અનાદિ કાળથી સંસારી જીવો દ્વારા સેવાતી આવતી પ્રવૃત્તિ છે. તેમ છતાં અહિંસા એટલે શું તે સમજવા માટે હિંસાનું સ્વરૂપ જાણવું આવશ્યક છે. આ સ્વરૂપનો બોધ કરાવનારું એક સાધન તે એનાં વિવિધ નામોનું જ્ઞાન છે. આ જ્ઞાન આપણને જૈનોના દસમા અંગ તરીકે ઓળખાવાતા પણ્હા-વાગરણ ( સં. પ્રશ્નવ્યાકરણ ) નામના આગમમાંથી મળે છે. આ નામને કેટલાક એક-વચન ગણે છે તો કેટલાક બહુવચન, પરંતુ એની જાતિ નાન્યતર છે એ બાબત તો એકવાક્યતા છે. દસમા અંગનું સ્વરૂપ જે સમવાય ( સૂ. ૧૪૫ ) માં તેમજ નંદીમાં નજરે પડે છે તે આ ઉપલબ્ધ આગમમાં નથી એ જાણીતી વાત છે. આમ કેમ છે એ સંબંધમાં વિદ્વાનોએ ઊહાપોહ કર્યો છે. કેટલાકનું કહેવું એ છે કે આ કંઈ સમગ્ર કૃતિ નથી. એમાં વિદ્યાદિને લગતો જે વિષય પહેલાં હતો તે ઇરાદાપૂર્વક આ આગમમાંથી કાઢી લેવાયો છે કે જેથી કોઈ એનો દુરુપયોગ ન કરી શકે. કેટલાકનું માનવું એ છે કે આ તો દસમું અંગ લુપ્ત થયું એટલે એનું સ્થાન આ આગમને અપાયું છે. આપણી સામે જે આ નામનું આગમ છે તે અભયદેવસૂરિના સમય જેટલું તો પ્રાચીન છે જ, કેમકે એ સૂરિએ એના ઉપર ટીકા રચી છે. એ ટીકામાં આ આગમને કેટલાક 'પણ્હાવાગરણ-દસા' પણ કહે છે એ વાતનો નિર્દેશ છે. વળી આ આગમનાં પુસ્તકો કૂટ છે, એનું શાસ્ત્ર ગંભીર છે અને અમે અજ્ઞ છીએ એમ એ ટીકાના પ્રારંભમાં ઉલ્લેખ છે. આ આગમ ઉપર અભયદેવસૂરિ કરતાં પૂર્વે થઈ ગયેલા કોઈ વિદ્વાનની ટીકા હોય તો તે મળતી નથી, પરંતુ એમના પછી લગભગ ૬૦૦ વર્ષ પછી થયલા જ્ઞાનવિમલસૂરિએ ટીકા રચી છે અને એ બે ભાગમાં પ્રસિદ્ધ થયેલી છે.

અભયદેવસૂરિ સોળ વર્ષની ઉમ્મરે વિક્રમસંવત્ ૧૦૮૮માં આચાર્ય બન્યા હતા અને તેમણે વિ. સં.૧૧૨૦ માં નાયાધમ્મકહાની વૃત્તિ રચી હતી. બીજાં અંગોની વૃત્તિઓ લગભગ વિ. સં. ૧૧૩૩માં પૂર્ણ કરાઈ હતી એમ જણાય છે. એમનો સ્વર્ગવાસ વિ. સં. ૧૧૩૫માં કપડવંજમાં થયો હતો.

વિ. સં. ૧૭૪૮માં આચાર્ય પદવી મેળવનાર અને તે પૂર્વે 'નયવિમલ'ના નામથી પ્રખ્યાત જ્ઞાનવિમલસૂરિ વિ. સં. ૧૭૮૨માં સ્વર્ગે સંચર્યા એટલે આ દરમ્યાન એમણે ઉપર્યુક્ત ટીકા રચી હોવી જોઈએ. આ ટીકામાં કેટલીક વાર ગુજરાતી શબ્દો અપાયલા છે તે આ ભાષાના અભ્યાસીને ખપના છે.

પણ્હાવાગરણ એ સુધર્મસ્વામીની કૃતિ છે એમ તો મેં ઘણે સ્થળે વાંચ્યું છે.

હાલમાં એમાંના પાંચ આસ્રવ પૂરતો ભાગ ગુજરાતી અનુવાદ સહિત વિ. સં. ૧૯૯૮માં પ્રસિદ્ધ થયેલો મારા જોવામાં આવ્યો. તેમાં પણ્હાવાગરણના કર્તા તરીકે ભદ્ર-બાહુસ્વામીનું નામ અપાયલું છે. મને તો આ ઉલ્લેખ ભ્રાન્ત જણાય છે; તેમ છતાં જો એમ માનવા માટે કોઈ સબળ કારણ હોય તો તે જણાવવા એના પ્રકાશકાદિને મારી વિજ્ઞપ્તિ છે.

હાલમાં આગમોદ્ધારક જૈનાચાર્ય શ્રી આનંદસાગરસૂરિજી તરફથી જાણવા મળ્યું છે કે મહાનિસીહમાં પણ્હાવાગરણનો ઉલ્લેખ છે.

આ તો પણ્હાવારગણનાં નામ, સ્વરૂપ, ટીકા અને અનુવાદની વાત થઈ. હવે આ

આગમમાં પ્રથમ સૂત્રમાં હિંસાનું સ્વરૂપ દર્શાવ્યા બાદ એના બીજા સૂત્રમાં એનાં જે ત્રીસ ગુણનિષ્પન્ન નામો અપાયાં છે તે વિચારીશું. તેમ કરવા પૂર્વે એ નોંધીશું કે આ ત્રીસની સંખ્યાનો મૂળમાં ઉલ્લેખ છે, પણ અર્થ વગેરે વિચારતાં એ કરતાં વિશેષ નામો છે. આ દરેક નામ ગુણનિષ્પન્ન છે—ગૌણ છે. આ પ્રત્યેક નામ મૂળમાં પહેલી વિભક્તિમાં રજૂ કરાયેલું છે. હું પણ એમ જ એ અહીં નોંધું છું, પરંતુ ક્રમ અકારાદિ રાખું છું. સાથે સાથે એનો સંસ્કૃત પર્યાય અને એનો અર્થ પણ આપું છું:

## હિંસાનાં નામ

| પાઇય | સંસ્કૃત | અર્થ |
|---|---|---|
| [1]अकिच्चं (५) | अकृत्यम् | ન કરવા લાયક કરવું તે, અકાર્ય. |
| [2] अणकरो (२४) | ऋणकरः | ઋણ કરનાર, 'ઋણ' એટલે પાપ (અ.)[3] અથવા દુઃખ (જ્ઞા.)[4] ઋણનો અર્થ 'દેવું' થાય છે તો હિંસા ભવ વધારે છે—એથી સંસાર વધે છે એ જોતાં ભવરૂપ દેવું કરનાર એમ અર્થ થઈ શકે. |
| अवीसंभो (३) | अविश्रम्भः | અવિશ્વાસ, હિંસા કરનારનો કોઈ વિશ્વાસ કરતું નથી એથી હિંસા અવિશ્વાસનું કારણ છે. |
| असंजमो (१४) | असंयमः | સંયમનો અભાવ |
| [5]आउयकम्मस्स उवद्दवो (१२) | आयुष्ककर्मणः उपद्रवः | આયુષ્યકર્મને ઉપદ્રવ. |
| ६ ,, गालणा (१२) | आयुष्ककर्मणो गालना | આયુષ્યકર્મનો નાશ. |
| ७ ,, निट्ठवण (१२) | ,, निष्ठापनम् | આયુષ્યકર્મની સમાપ્તિ, એનો અંત. |
| ८ ,, भेय (१२) | ,, भेद | આયુષ્યકર્મનો ભેદ—નાશ. |
| ९ ,, संवट्टग (१२) | आयुष्ककर्मणः संवर्तकः | આયુષ્યકર્મનું અપવર્તન. |
| १० ,, संखेवो (१२) | ,, सङ्क्षेपः | આયુષ્યકર્મનો સંક્ષેપ. |
| आरंभसमारंभ (११) | आरम्भसमारम्भः | (૧) જેનો આરંભ કરાય—વિનાશ કરાય તે 'આરંભ' અર્થાત્ 'જીવ'. એનું ઉપમર્દન તે 'આરંભસમારંભ' (અ.). |

૧ મૂળમાં આની પૂર્વે 'तहा' શબ્દ છે. એને હું સમુચ્ચયાર્થક ગણું છું, જો કે અભયદેવસૂરિ 'તે પ્રકારે' એવો અર્થ કરે છે.

૨ પાઇય શબ્દ अण ના કરજ, શબ્દ, ગમન, કષાય, ગાળ, પાપ, કર્મ અને આડું એમ વિવિધ અર્થો છે. પરંતુ એમાંથી કરજ, કષાય, પાપ અને કર્મ એ અર્થો પ્રસ્તુત ગણાય. એવી રીતે સંસ્કૃત શબ્દ ऋणના કરજ, ઉપકાર, કિલ્લો, પાણી, જમીન અને બીજગણિતગત 'negative' સંખ્યા એમ ભિન્ન ભિન્ન અર્થ છે. એ પૈકી 'કરજ' અર્થ જ અભિપ્રેત છે.

૩ અભયદેવસૂરિનો અભિપ્રાય.

૪ જ્ઞાનવિમલસૂરિનો અભિપ્રાય.

૫–૧૦ ઉપદ્રવ વગેરેદ્વારા આયુષ્યનો નાશ થતો હોવાથી આ બધામાંથી ગમે તે એક જ ગણાય તો જ ત્રીસ નામો થઈ શકે; નહિ તો એ સંખ્યા વધે.

| | | |
|---|---|---|
| | | (૨) ખેતી વગેરે પ્રવૃત્તિ તે 'આરંભ'. એ વડે કરાતું જીવનું ઉપમર્દન (અ., ઠા.). (૩) 'આરંભ' એટલે જીવને કરાતો ઉપદ્રવ. અને 'સમારંભ' એટલે પરિતાપના. ઉપદ્રવ સાથેની પરિતાપના તે 'આરંભસમારંભ'(અ.). (૪) આરંભ અને સમારંભ મોટે ભાગે સમાન હોવાથી બેમાંથી એક અહીં ગણવો(અ.). |
| उद्दवणा (९) | उपद्रवणा; [1]अपद्रवणा | જીવોને ઉપદ્રવ કરવો તે. |
| उम्मूलणा सरीराओ (२) | उन्मूलना शरीरात् | ઝાડને જમીનમાંથી ઉખેડાય તેમ જીવને શરીરમાંથી ઉખેડવો તે. |
| कडगमद्दणं (१५) | कटकमर्दनम् | (૧) સૈન્ય વડે હુમલો કરી જીવનું મર્દન કરવું તે; (૨) કિલિંજ વડે અર્થાત્ :લીલા લાકડાના પાતળા પાટિયા વડે આક્રમણ કરી જીવનું મર્દન કરવું તે. આવા મર્દનથી જીવનો નાશ થાય છે. |
| गुणाणं विराहणा(३८) | गुणानां विराधना | જેની હિંસા કરાતી હોય તેના કે હિંસા કરનારના ચારિત્ર વગેરે ગુણોનું ખંડન. |
| घायणा (६) | घातना | ઘાત કરવો તે; વિનાશ. |
| छविच्छेओ (२१) | छविच्छेदः | શરીરનું છેદન. એથી દુઃખ ઉત્પન્ન થતું હોવાથી તેમજ એ પ્રસ્તુત પર્યાય યાને અવસ્થાના નાશનું કારણ હોવાથી એ ઉપચારથી પ્રાણવધ છે. |
| जीवियंतकरणो(२२) | जीवितान्तकरण. | જીવનનો અંત આણનાર. |
| तिवायणा (१०) | त्रिपातना; [1]अतियातना | (૧) મન, વચન અને કાયાથી રહિત કરવું તે; (૨) આયુષ્ય અને ઇન્દ્રિયથી રહિત કરવું તે, (૩) અતિશય યાતના. |
| दुग्गतिप्पवाओ (१८) | [2]दुर्गतिप्रपातः | નરક વગેરે દુર્ગતિમાં પાડનાર. |
| [3]निज्जवणा (२८) | निर्यापना | નિર્યાપના. પ્રાણીઓના ખૂબ જતા પ્રાણને નીકળી જવામાં પ્રયોજક તે નિર્યાપના (અ.). |
| परभवसंकामकारओ(१७) | परभवसंक्रमकारकः | પરભવમાં સંક્રાન્તિ કરાવનાર અર્થાત્ આ ભવ છોડાવી પરભવે લઈ જનાર. પ્રાણોથી વિયુક્ત બનનારાની જ પરભવમાં સંક્રાંતિ સંભવે છે. |

૧. અભયદેવસૂરિ, तीत, पिधान વગેરેમાં જેમ अ નો લોપ થાય છે તેમ અહીં अનો લોપ સમજવાનું કહે છે. उद्दवणा શબ્દ આની પૂર્વે છે તો તેમાં अ ભળી ગયેલો મનાય તો કેમ ?

૨. સંસ્કૃતમાં આની બે રીતે વ્યાખ્યા અભયદેવસૂરિએ કરી છે, પણ એનું તાત્પર્ય એક જ છે.

૩. અભયદેવસૂરિએ આને બદલે ટીકામાં णिज्झवणा શબ્દનો ઉલ્લેખ કર્યો છે.

| | | |
|---|---|---|
| परितावणअण्हओ (२६) | परितापनाम्रवः | (૧) [1]પરિતાપનપૂર્વકનો આસ્રવ. (૨) 'પરિતાપના' નામનો આસ્રવ. |
| पाणवहं[2] (१) | प्राणवधः | પ્રાણોનો નાશ. |
| पावकोवो (१८) | पापकोपः | (૧) અપુણ્ય પ્રકૃતિરૂપ પાપનો વિસ્તાર કરનાર –એને પુષ્ટ કરનાર (અ.). (૨) પાપરૂપ–પાપમય કોપ, કેમકે એ કોપનું કાર્ય છે (અ.). |
| पावलोभो (२०) | पापलोभः | (૧) પાપમાં આસક્તિ (અ.). (૨) પાપરૂપ લોભ, કેમકે એ લોભનું કાર્ય છે. |
| भयंकरो (२३) | भयङ्करः | ભય ઉત્પન્ન કરનાર. |
| मच्चू (१३) | मृत्यु | મરણ નિપજાવવું તે. |
| मारणा (७) | मारणा | નાશ કરવો તે. |
| लुंपणा (२८) | लोपना | પ્રાણોનો નાશ. |
| [3]वज्जो (२५) | वज्रम्, वर्ज्यः | (૧) વજ્ર. હિંસા વજ્ર સમાન હોવાથી એ કરનાર ઘણો ભારે બની નરકે જાય છે. (૨) સમજુ જનોને માટે ત્યજવા લાયક |
| वहणा (८) | वधना | વધ. |
| विणासो (२७) | विनाशः | પ્રાણોનો વિનાશ. |
| वोरमणं (१६) | व्युपरमणम् | પ્રાણોથી જીવને અલગ કરવો તે. |
| हिंसविहिंसा (४) | हिंस्यविहिंसा; हिंस्रविहिंसा | (૧) હિંસ્ય જીવોની હિંસા. અજીવનો નાશ કરતાં કેટલીક વાર હિંસા થતી નથી; વાસ્તે અહીં વિહિંસાનું 'हिंस्य' એવું વિશેષણ વાપર્યું છે. (૨) હિંસા અને વિહિંસા બંને મોટે ભાગે સમાન હોવાથી બેમાંથી ગમે તેએકનું ગ્રહણ કરવું. (૩) હિંસ્ર અર્થાત્ પ્રમત્ત એવી વ્યક્તિએ વિશેષ રૂપમાં કરેલી હિંસા તે હિંસ્રવિહિંસા. |

હિંસાનાં ગુણનિષ્પન્ન નામો જે ક્રમથી મૂળમાં અપાયા છે તે કાંઈ હેતુપૂર્વક જણાતું નથી. તેમ છતાં કોઈ વિશેષજ્ઞને એ સહેતુક લાગતાં હોય તો તેમને આ દિશામાં સપ્રમાણ પ્રકાશ પાડવા વિનવું છું.

ગોપીપુરા, સુરત, તા. ૨૫–૫–૪૫

1. મૃષાવાદ વગેરે પણ આસ્રવરૂપ છે, પરંતુ એ પ્રાણોનો નાશ નથી. એટલા માટે 'પરિતાપન' એવું વિશેષણ વપરાયું છે.

2. અહીં वह શબ્દ નાન્યતર જાતિનો છે; બાકી એ મોટે ભાગે તો નરજાતિનો છે.

3. અભયદેવસૂરિ लावज्जो એવું પાઠાન્તર નોંધે છે. એનો અર્થ 'સાવદ્ય' એટલે 'પાપસહિત' એવો થાય છે.

# પદ્માવતી અને ધારણી

લેખક : શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી.

જૈન સાહિત્યના સારા અભ્યાસીઓ પણ કેટલીક વાર પદ્માવતી અને ધારણી એ બે ભિન્ન વ્યક્તિઓને એક માની લેતા અચકાતા નથી. આમ માનવામાં તેઓ નજર સામે ચઢતી નીચેની વાતો પર મદાર બાંધે છે: (પ્રથમ દૃષ્ટિએ એ મદાર ભૂલભર્યો જણાય તેવો નથી.)

૧. ચંપાપતિ દધિવાહન ચેટકરાજાની એક પુત્રીને પરણ્યો હતો.

૨. કૌશાંબીપતિ શતાનિકે એક વાર ચંપાપુરી પર અચાનક છાપો માર્યો. દધિવાહનને ભાગવું પડયું, એક સૈનિકના હાથમાં ચંપાપતિ દધિવાહનની રાણી તથા પુત્રી સપડાયા. રાણીનું નામ ધારણી અને પુત્રીનું નામ વસુમતી.

૩. સૈનિકે રાણીને પોતાની ભાર્યા બનાવવાની ઇચ્છા વ્યક્ત કરતાં જ ધારણીએ વીંટીનો હીરો ચૂસી આપઘાત કર્યો. સૈનિક આ બનાવથી ડઘાઈ ગયો અને રાણીની પુત્રીને લઈ, કૌશાંબીના હાટમાં પહોંચ્યો.

૪. એ માર્ગેથી જઈ રહેલા ધનાવહ શેઠે વિક્રય માટે સૈનિક તરફથી ઊભી કરવામાં આવેલી વસુમતીને જોઈ. આવી અમર બાળા કોઈ દુષ્ટના હાથમાં પડી દુઃખ ન પામે એવા શુભ આશયથી એને ખરીદી પૈસા આપીને લાવ્યા. તેથી, તેમ બાળાની આકૃતિ હરકોઈને ચંદન માફક શીતલતા અર્પે તેવી હોવાથી વસુમતી ચંદનબાળા તરીકે મશહૂર થઈ.

૫. પ્રભુ શ્રી મહાવીરને એ બાળાએ બાકુલા વહોરાવ્યા. એ કાળે પાંચ દિવ્ય પ્રગટયાં. એમાં સોનામહોરની વૃષ્ટિ પણ થઈ. એ ધન લેવા રાજવી શતાનિક આવ્યો. એ વેળા ચંદના દધિવાહનની પુત્રી છે એવો પ્રથમ ઉલ્લેખ પ્રભુમુખથી થયો. ત્યારે એ તો મારી ભાણેજ થાય એવો બીજો ઉલ્લેખ શતાનિકની ભાર્યા મૃગાવતીના મુખેથી બહાર પડયો.

આ પાંચ ઉલ્લેખો પરથી, એમ માની લેવાનું મન થાય છે કે, મૃગાવતી જેમ ચેટકરાજની પુત્રી હતી, તેમ દધિવાહનની ભાર્યા પણ એ જ રાજવીની પુત્રી હોઈ, એ મૃગાવતીની બહેન થતી હતી. એનું નામ પદ્માવતી કહેવાય છે. એમાં કયાં તો સમજફેર થાય છે અથવા તો પદ્માવતીનું બીજું નામ ધારણી હશે; અથવા ઉપરના ઉલ્લેખ મુજબ હોવું જોઇએ. પણ નીચેની વાત જોતાં આ માન્યતાના ચૂરા થાય છે, અને ઉભય વ્યક્તિઓ જુદી છે એ સાબિત થાય છે.

ચેટકરાજની સાત પુત્રીઓમાં ધારણી નામ છે જ નહીં. પદ્માવતી અને મૃગાવતી નામ જરૂર મળે છે અને એ ખરાં છે.

પદ્માવતીનાં લગ્ન દધિવાહન સાથે થાય છે. એ ચંપાનગરીની મહારાણી બને છે. એના ઉપર દધિવાહનનો પ્રેમ ગાઢ છે. એ જ્યારે ગર્ભવતી થાય છે ત્યારે તેણીને હાથી ઉપર બેસી નગરીમાં થઈ, દાન દેતાં ઉદ્યાનવિહાર કરવાનો દોહલો ઉપજે છે. એની પૂર્તિમાં દધિવાહન અને પદ્માવતી થોડા સંરક્ષકો સહિત ઉદ્યાનક્રીડામાં આગળ વધે છે. દરમ્યાન

હાથી માર્ગે ચઢી ઘણે દૂર નીકળી જાય છે, અંકુશથી વશ થતા નથી, માવતને ફેંકી દે છે. હાથીને કાબુ બહાર ગયેલો જોઈ પતિ-પત્ની સામે આવી રહેલા વડની વડવાઈએ લટકવાનું નક્કી કરે છે. હાથી એ વડ હેઠળ આવે છે ત્યાં દધિવાહન વડવાઈ પકડી લે છે, પણ ગર્ભવતી પદ્માવતી તેમ કરી શકતી નથી. હાથી તેણીને આગળ અરણ્યમાં લઈ જાય છે. એક જગ્યાએ એ પાણી પીવા થોભે છે ત્યાં ધીરે રહી રાણી ઊતરી જાય છે. મહામહેનતે જંગલમાંથી રાણી એક કુલપતિના આશ્રમે આવે છે. ત્યાંથી સમીપના નગરમાં આવે છે, અને ગર્ભની વાત ગૂઢ રાખી, શિયળના સંરક્ષણ અર્થે સાધ્વીજીવન સ્વીકારે છે. એમાં અભ્યાસ પડતાં એની લગની લાગે છે. ગર્ભવૃદ્ધિ પામતાં ગુરુણીજી ઠપકો આપે છે ત્યારે સાચી બીના કહે છે અને યોગ્યકાળે પુત્રને જન્મ આપે છે. એ પુત્રનું નામ કરકંડુ. એ સંબંધી વધુ ઇતિહાસ 'પ્રત્યેકબુદ્ધરાસ' કિંવા 'ચમત્કારિક યોગ' નામક પુસ્તક વાંચવાથી જાણી શકાશે.

દધિવાહનને પોતાની પ્રેયસી પદ્માવતીનો વિરહ ઘણો સાલે છે. શોધ કરાવવા છતાં એનો પત્તો લાગતો નથી. મંત્રીઓ રાજકાર્યમાં ડગલે પગલે રાણીની અગત્યતા જણાતાં રાજાને માંડમાંડ સમજાવી ધારણી નામા ભાયાતકન્યા સાથે પાણીગ્રહણ કરાવે છે. એની પુત્રી તે વસુમતી ઉર્ફે ચંદનબાળા.

પદ્માવતી તો પુત્રને જન્મ આપી કાયમ સાધ્વીજીવનમાં રક્ત બની હોવાથી તેણીને પુનઃ સંસારમાં આવવાપણું સંભવતુ જ નથી. અલબત્ત, પુત્ર-પિતા વચ્ચે એટલે કે રાજવી કરકંડુ અને ભૂપ દધિવાહન વચ્ચે રણસંગ્રામ જામે છે ત્યારે સાધ્વીવેશમાં આવી પદ્માવતી સાચી સ્થિતિ સમજાવી ઉભયનાં હથિયાર હેઠાં મૂકાવે છે.

ધારણી તો સૈનિકનો શબ્દ સાંભળતાં જ હીરો ચૂસી આપઘાત કરે છે. આ બન્ને પ્રસંગો જોતાં ઉભય રાણીઓ દધિવાહન ભૂપાલની હતી એ ચોક્કસ વાત, છતાં જૂદી જૂદી હતી એ પણ એટલું જ ચોક્કસ છે. માત્ર નામનો ફેર કહેનારા ઇતિહાસથી અનભિજ્ઞ છે એમ માનવું જ પડે.

વહેવારમાં સગી બહેનને બદલે આવેલી અન્ય કન્યા પણ બહેન રૂપ જ લેખાય છે. એ હિસાબે પદ્માવતીને સ્થાને આવેલી ધારણી, મૃગાવતીની બહેન જ લેખાય; અને એની છોકરી ચંદના એની ભાણેજ થાય.

કૌશાંબીમાં લાંબા સમયથી ચંદનબાળા રહેતી હોવા છતાં ન તો મૃગાવતી તેણીને ઓળખે અથવા તે માસી એવી મૃગાવતીને પિછાણી શકે એ એક આશ્ચર્ય જ ગણાય. પણ ઉપર પ્રમાણે એ જ્યાં પુત્રી જ ધારણીની હતી ત્યાં એને ન તો મૃગાવતીએ જોઈ હતી કે, ન તો પોતે મૃગાવતીને જોઈ હતી એ વાત ઘટી શકે.

આ ઉપરાંત નૃપ દધિવાહનને ત્રીજી અભયા નામે રાણી હોવાનો સંભવ પણ છે. પણ એ વાત આ ચર્ચામાં અપ્રસ્તુત હોવાથી અહીં વિચારવાનું રહેતું નથી. કરકંડુના પિતા દધિવાહન અને માતા પદ્માવતી, ચંદનબાળાના પિતા દધિવાહન અને માતા ધારણી એમ ઉપરના પ્રસંગોથી સ્પષ્ટ સમજાય છે અને એ ધ્યાનમાં રાખીને જ લેખકે 'પ્રત્યેકબુદ્ધચરિત્ર' યાને 'ચમત્કારિક યોગ'માં તેમજ 'પ્રભાવિક પુરુષો' ભાગ ૧ માં એ રીતે જ ઉલ્લેખ કર્યો છે.

---

# જૈન તપ અને અણાહારી વસ્તુઓ

લેખક : શ્રી. વૈદ્યરાજ હિમ્મતલાલ કે. શાહ, બી. એસસી.

જૈનધર્મ તપના પ્રભાવે જગતમાં ઉજળો છે. અને જિનેશ્વરની આજ્ઞાને અનુસરનારા જૈનોમાં અન્ય ધર્મીઓ કરતાં ઉપવાસાદિ તપનો મહિમા ઘણો મોટો દેખાય છે. આ કારણે જૈન ધર્મની મહત્તા જગતમાં પ્રસિદ્ધ છે. "व्रते जैनाः" વગેરે અન્ય મતવાદીઓએ ઉચ્ચારેલ પદ ઉપરોક્ત કથનની સાક્ષી પૂરે છે. ઉપવાસાદિ તપ એટલે કેવળ શરીરને શોષણ કરવા-પણું નથી; માનસિક, કાયિક તથા વાચિક અનેક દોષોથી નિવૃત્ત થઈ ગુણપૂર્વક સારી રીતે રહેવું તેમાં જ ઉપવાસ વ્રતની સાર્થકતા છે. ગુણ વગરની અને વિવેક રહિત તપશ્ચર્યા માત્ર કાયાને કલેશ કરવા રૂપ છે. અને તેથી જ તેનું ફળ જોઈએ તેવું મળતું નથી.

ભગવાન મહાવીરના શાસનમાં ઉત્કૃષ્ટ તપ છ મહિનાનો કરવાની શકયતા છે, છતાં ચંચળ વૃત્તિના મનુષ્યોમાં માનસિક વ્યાપાર સાથે શારીરિક વ્યાપારનો યથાયોગ્ય સંબંધ નહિ રહેવાથી ચાલુ તપ દરમ્યાન ઘણી વખત પ્રકૃતિ બગડવાનો પ્રસંગ આવે છે. તપદ્વારા કર્મ નિર્જરા કરનાર મનુષ્ય માટે આ એક કરુણ પરિસ્થિતિ છે, છતાં તપને બાધા ન આવે અને પચ્ચખ્ખાણનો ભંગ ન થાય તેવા આગારો—અપવાદો જ્ઞાની પુરુષોએ મૂકેલાં છે, જેમાં ઔષધરૂપે અણાહારી વસ્તુઓનો ઉપયોગ મહત્ત્વનો ભાગ ભજવે છે.

તપની શરૂઆતમાં પચ્ચખ્ખાણ લેવાની ગુરુઆજ્ઞા છે અને સદરહુ પચ્ચખ્ખાણની અંદર ચારે પ્રકારના આહાર : અશન, પાન, ખાદિમ, સ્વાદિમનો નિષેધ કરવામાં આવે છે. એટલે બુદ્ધિને વધારે પડતી ખહેલાવવાની ટેવવાળા કેટલાક માણસો કવલાહાર, રોમ આહાર, ઓજ આહાર વગેરેની ચર્ચા કરી, જાણે દૂધમાંથી પોરાં કાઢતાં હોય તેની માફક, ડોકટરી પ્લાઝ્મો, ઇન્જેકશનો આદિનો ઉપયોગ કરતા જણાય છે. આવા પ્રકારના ઉપયોગથી તપ અનુષ્ઠાનપૂર્વક આચરી શકાય નહિ. અને તેથી તે પરત્વે લાલ બત્તી ધરવાની જરૂર છે. નહિતર કાળે કરી તપનો મહિમા મામૂલી બની જવા સંભવ છે. પચ્ચખ્ખાણ ત્યાગ ધર્મનું સ્વરૂપ છે અને તે લીધા પછી આત્માનો પુદ્ગળ ભાવ દૂર કરી તેને સમભાવમાં પરોવવાનો છે.

અણાહારી ચીજોનો ઉપયોગ તપશ્ચર્યા કરનાર માટે રાજમાર્ગ નથી; પણ ફક્ત વૈદક દૃષ્ટિએ વ્રત દરમ્યાન આવી પડતી શારીરિક આપત્તિ વખતે કઈ રીતે શરીરને ટકાવી રાખવું, અગર કયા ઉપાયો યોજવા તે માટે અપવાદરૂપે સેવન કરવા માટે છે.

જૈન સાહિત્ય ત્રિકાલાબાધિત છે, અને તેનાથી કોઈ પણ વિજ્ઞાન અજાણ્યું નથી. અન્ય સાહિત્યની માફક ઔષધિશાસ્ત્રમાં પણ જૈન મહર્ષિઓએ અમૂલ્ય ફાળો આપ્યો છે. પણ કાળનો મહિમા એવો વિચિત્ર છે કે પાશ્ચાત્ય દવાઓનાં મોહમાં આપણા દેશમાં થતી ઔષધીઓ આપણને નમાલી લાગે છે. તપ દરમ્યાન થતી અનેક વ્યાધિઓને દબાવવા માટે યોગ્ય આયુર્વેદિક દવાઓ અને દિવ્ય જડીબુટ્ટીઓની યોજના જ્ઞાનીઓએ કરેલી છે.

ઓછામાં ઓછી ઔષધિના ઉપયોગથી લગભગ બધી વ્યાધિઓને અમુક અંશે અંકુશમાં લાવવાની યોજના એ મહર્ષિઓનાં જ્ઞાન માટે પ્રશંસા માગી લ્યે છે. આવી દવાઓના ઉપયોગ તરફ તપશ્ચર્યાના હિમાયતી મનુષ્યો તથા વૈદ-ડોકટરનું ધ્યાન ખેંચવું જરૂરી છે. પરંપરાથી વપરાતી અણાહારી ચીજોની વ્યાખ્યા મહોપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ આ રીતે બાંધે છે :—

"વસ્તુ અનિષ્ટ ઇચ્છા વિના, જે મુખમાંહી ધરીજે રે,
ચાર આહારથી બાહીરો, તે અણાહાર કહીજે રે.
એહ જુગતશું જે લહી, વ્રત પચ્ચખ્ખાણ ન ખંડે રે."

ફક્ત જરૂર પડે તો જ, ચાર જાતના આહાર સિવાય, જે વિસ્વાદી વસ્તુ ઇચ્છા રહિતપણે મોંમાં રાખી શકાય, તે અણાહાર હોવાથી પચ્ચખ્ખાણનો ભંગ થતો નથી.

અણાહારી ચીજોના વૈદકીય ગુણદોષ જણાવતાં પહેલાં નીચેની સૂચનાઓ જરૂરી છેઃ

૧. અણુહારી ચીજો ગમે તેવા સંજોગો હોય તો પણ જરૂર પડે જ વાપરવી.
૨. " " આચાર્ય મહારાજ અગર ગુરુજનની આજ્ઞાથી જ વાપરવી.
૩, " " થુંક જ વાપરવી અને તે બનતાં સુધી વિસ્વાદી હોય.
૪. " " કામ પત્યા બાદ ગળામાં ઉતારી જવાની જરૂર નથી. બીન જરૂરીઆતે બહાર થૂકી નાખવી.
૫. " " એકલી લેવાય અગર તો ગમે તેટલી અણાહારી ચીજો ભેગી કરી ચૂર્ણ અગર ગુટિકા રૂપે વિશેષ ફાયદા માટે વાપરી શકાય.
૬. " " માત્ર થૂંક મારફત જ ગળામાં ઉતારાય. કોઇ પણ સંજોગોમાં ઉપવાસ દરમ્યાન વપરાતા પીવાના પાણી સાથે લેવાય નહિ.
૭. " " ઉપયોગ કર્યા બાદ ઓછામાં ઓછું બે ઘડી સુધી પાણી પીવાય નહિ.
૮. " " અનુભવી ગુરુજન પાસે ઓળખાવી, નક્કી કર્યા પછી જ વાપરવી.
૯. × આવી ચોકડીની નિશાની કરેલી કેટલીક અણાહારી ચીજોના સ્વાદ અને ઉપયોગ માટે બે મત છે માટે યોગ્યાયોગ્યનો વિચાર કરી યોજના કરવી.

## અણાહારી ઔષધો

૧. અગર—તૃષા, મૂર્છા દૂર કરનાર, શીતળ, અપસ્માર અને વાઇ વગેરે માટે.
૨. અફીણ—ગ્રાહી, પીડાશામક, ઉંઘ લાવનાર અને પરસેવો વાળનાર.
અફીણ+કેશર=કોશેરા.
૩. આસંધ (ઘોડાઆશન)—ગ્રાહી, દમ, ઉધરસ, પૌષ્ટિક.
૪, એળીઓ—રેચક, ઋતુ લાવનાર, જ્વરનાશક.
૫. આકડાનું પંચાગ—વાતહર, કફઘ્ન, વામક, ઉલ્ટી કરનાર, પરસેવો વાળનાર.
૬. અંબર—વાયુહર, તરસ, મુઝવણ, પગનો તોડ, અને પૌષ્ટિક.
૭. અતિવિષની કળી—જ્વરઘ્ન, કટુ, પૌષ્ટિક, ગ્રાહી.
૮. ઇન્દ્રવરણાનું મૂળ—રેચક, અજીર્ણ, આમદોષ અને પિત્તનાશક.
૯. ઉપલેટનું લાકડું—વાતહર, તરસ તથા ઉલટી નાશ કરનાર, ઉષ્ણ.
૧૦. કરેણની જડ—જ્વરઘ્ન અને મસ્તકશળ.
૧૧. કરીઆતુ—જ્વરઘ્ન, સારક અને અરુચિનાશક.
૧૨. કસ્તુરી—અંગતું ખેંચાવું, આંચકી, વાયુ, તરસ, ઉલ્ટી, શોષનાશક.
૧૩. કડુ—સારક, પાચક અને જ્વરઘ્ન.
૧૪. કથેર મૂળ
×૧૫. કુંવાર—અપચો, રેચક અને ગુલ્મઘ્ન, પિત્તનાશક, બરલવૃદ્ધિ.

૧૬. કેશર—કંઠરોગ, મસ્તકશૂળ, ઉલ્ટી, શીતળ, સ્તંભક, પૌષ્ટિક.
૧૭. કીંદરૂ—ઉષ્ણ, કફઘ્ન, રક્તાતિસાર, જ્વરઘ્ન, સ્વેદલ.
૧૮. કાથો—દાંતમાંથી આવતું લોહી બંધ કરનાર, સ્તંભન, શીતળ.
૧૯ કેરમૂળ—રુચિકારક, શૂળઘ્ન અને વાતહર.
૨૦. ખારો—પેટના દુઃખાવા માટે.
૨૧. ખેરસાર—કફશામક, દાંતને હિતાવહ, ઉધરસ.
૨૨. ખેરનું મૂળ તથા છાલ—રક્તશોધક.
૨૩. ગુગળ—વયસ્થાપક, વાતહર અને શોથઘ્ન.
૨૪. ગળો—જ્વરઘ્ન, શિતળ, પિત્તશામક, મૂત્રલ, તૃષા, દાહ, ભ્રમનાશક.
૨૫. ગૌમૂત્ર—મૂત્રલ, સારક, મળાવરોધ, ઉદરરોગ, રેચક, ચામડીનાં દર્દ.
૨૬. ચિત્રકમૂળ—ઉષ્ણ, પેટના દુખાવા માટે, દીપન, દંભક, પાચક, વાતહર.
૨૭. ચિમેડ—વાતહર, પૌષ્ટિક અને આંખને હિતકારી.
૨૮. ચીડ-(તેલીઆ દેવદારનું લાકડું)—મૂત્રશોધક, મળાવરોધ, આફરો, હેડકી, મૂર્છા, વાયુહર, દીપન અને પાચક.
૨૯. ચૂનો—શીળસ, અજીર્ણ.
×૩૦, ચોપચીની—તૃષાહર, મુંઝવણ દૂર કરનાર, પૌષ્ટિક અને વાતરોગનાશક.
૩૧. જરદો (તમાકુની જાત)—કફશામક, વાતાનુલોમન, વાતહર.
૩૨. જવખાર—મૂત્રલ, ઉષ્ણ, દીપન, પાચન.
૩૩. ઝેરી ગોટલી—
૩૪. ઝેરી નાળીએર—પૌષ્ટિક, જ્વરઘ્ન, અપચો, ઝાડા, ચુંક.
૩૫. ટંકણખાર—મૂત્રલ, ઋતુ લાવનાર, વેણુ લાવનાર.
૩૬. ડાભનું મૂળ—અરતીશૂળ, ઉલ્ટી, વાંતીહર, રક્તસ્તંભક, તૃષિકારક.
૩૭. તગર—ઉલ્ટી માટે.
૩૮. તમાકુ (કોઈ પણ પટ વગરની, ખાવાની અગર સુંઘવાની)—સ્નાયુશૈથીલ્યકૃત, ડીસ્ટીરીયા, દાંત મજબુત થવા.
૩૯. ત્રિફળા—સારક, પિત્તશામક, દાહ, તૃષ્ણા, મુંઝવણ દૂર કરનાર.
૪૦. થોરનું મૂળ—ઉંઘ દૂર કરનાર, ગુલ્મ, અષ્ઠિલા.
૪૧. દાડમની છાલ—ઉધરસ, કફનાશક, પિત્તશામક, આદિ.
૪૨. ધમાસો—ઉલ્ટી, ઉધરસ, તાવ, દાહ, હેડકી દૂર કરનાર, મૂત્રલ.
૪૩. નિર્મળી—મૂત્રલ, શૂળ, ગોળા નાશ કરનાર, રુચિકર.
×૪૪. નઈકંદ—વાંતિકર, સખ્ત, ઉલ્ટી કરનાર, સર્પ વિષ કાઢવા માટે.
૪૫. પાનની જડ—વાતહર, ઉષ્ણ, રુચિકારક, મોળ આવવી.
૪૬. પુંવાડબીજ—જ્વરઘ્ન, ત્વક્દોષહર.
૪૭. ફટકડી—ગ્રાહી, રક્તસ્તંભક.
૪૮. બુચકણ-બુચકંદ—પિસ્તાનાં ફૂલ-પીત્તની ઉલ્ટી, વાયુ સંબંધી માથાની પીડા, તૃષાહર.
૪૯. બેડાની છાલ—ઉધરસ, કફનાશક, શીતળ.
૫૦. બોરની છાલ—શ્રમ, શોષનાશક, શામક, ગ્રાહી.

५१. बोरनुं मूळ—ज्वरघ्न, कफपित्तनाशक.
५२. बावळनी छाल—रक्तातिसार, अतिसार, खांसी.
५३. बीमो-बीवलो, कमरकसनुं लाकडुं—रक्तपित्तनाशक, रक्तस्तंभक, आंठी.
५४. बोळ (एळीआनी जात)—सारक, आर्तव शोधक.
५५. भोरींगणी—ज्वरघ्न, पडखानुं शूळ, दम, उधरस, हृदयरोग.
५६. मलयागरु—तृषा, दाह, ज्वरनाशक, स्वादु, रक्तपित्तनाशक.
५७. मजीठ—शूळ, अर्श, रक्तातिसार, पित्तशामक.
×५८. मरेठी—गळानो सोजो, मों आववुं, उधरस.
५९. राख (सर्व जातनी)—दांत साफ राखवा माटे.
६०. रोहनी छाल—वातहर, पौष्टिक, शोधक.
६१. लींबडानुं पंचांग (छाल, डांखळी, मूळ, पान, महोर)—पौष्टिक, पित्तशामक, ज्वरघ्न, उल्टी बंध करनार, शितळ, तृषाहर, मुंझवणनाशक.
६२. वखमो—पेटनो दुःखावो, आफरो, भेदक अने वातहर.
६३. वडगुंदा—आंठी, अतिसार, कोलेरा,
६४. वज (गंधीलो)—आंठी, गळानो शोष, कफघ्न, मळावरोध.
६५. सुरोखार—मूत्रल, स्वेदल, शितळ.
६६. साजीखार—वायुहर, दीपन, पाचन.
६७. सुखडनी जात (चंदन)—शीतळ, पित्तशामक.
६८. हळदर—अपचानो नाश करनार, कफघ्न, पौष्टिक.
६९. हीमज—तृषा, मुंझवण दूर करनार.
७०. हरडेनी छाल—आयुष्यवर्धक, सारक, शोधक, रसायण.
७१. हीराबोळ—रक्तातिसार, कफघ्न, उष्ण, ऋतु लावनार.
७२. त्रिफळा चूर्णनी गौमूत्रमां बनावेली गोळी—वायु, सारक, कब्जीआत

तपश्चर्या दरम्यान अणाहारी चीजोनो औषधरूपे वपराश तेनी उपयोगिता उपर निर्भर छे.

घणीवार तप करनार मनुष्यमां आत्मसामर्थ्य अने श्रद्धा पूरेपूरी होय छे तोपण तपस्वी माणसनी परिचर्यामां रहेनार माणसो पैकी कोई मोहवश थई तपना आराधनमां अजाणपणे अयोग्य वस्तु न आपी बेसे अगर तो वैद, डॉकटरनी सलाह अने चिकित्सा माटे नाहक दोडादोड न करी मूके तेमज कंई पण उपस्थित थाय तो तेनुं साचुं निदान करी स्वयं औषधनी योजना करी शके ते हेतुथी उपर मुजब यत्किंचित् उल्लेख छे.

उपरोक्त अणाहारी चीजोनां नामो महोपाध्याय श्रीयशोविजयजी महाराजनी अणाहारी चीजोनी सज्झाय अने लघु प्रवचनसारोद्धारनी नोंध उपरथी लीधेल छे अने ते पू. आ. महाराज श्री विजयउदयसूरिजी, आ. महाराज श्री विजयप्रतापसूरिजी, मुनिराजश्री पुण्यविजयजी, मुनिश्री दर्शनविजयजी (त्रीपुटी) आदिने बतावीने लखेल छे.

कोई आत्मार्थी मनुष्यने तपना आराधनमां उपरोक्त चीजोमांथी कांई पण उपयोगी थशे तो आ प्रयत्न सफळ मानीश.

આ દિ દે વ ના તે ર ભ વ માં નો પ હે લો ભ વ

# ધન સાર્થવાહ

લેખકઃ–પૂજ્ય ઉપાધ્યાયજી મહારાજ શ્રી સિદ્ધિમુનિજી

[ ક્રમાંક ૧૧૯ થી ચાલુ ]

## [ ૪ ] ધર્મઘોષની ધર્મદેશના

સૌ કરે સુખની અભિલાષા,
પણ સાચા સુખને સમજનારાય
વિરલ–અતિ વિરલ જ હોય
આ મોહમત્ત સંસારમાં.
અત્યંત ને અનવરત
લાખો સંતાપોથી સંતપ્ત
મુગ્ધ માનવ મૃગલાંઓ,
વિષયોના ઝાંઝવા જળથી
એ તાપની તૃષાને છીપવવા
મિથ્યા દોડાદોડી કરે
દિલની ને દેહની;
પણ મોહની એ હવામાંથી
શ્રમ ને સંતાપ સિવાય
ન મળે કે સુખના સરીખડું
એ બિચારાં પામર પ્રાણીઓને.
સંસારનો સત્કાર કરનારાઓ
હૈયાના અતીવ કૃપણ
અને રળવામાં જ રાજી હોય.
જ્યાં ત્યાં ભયને ભાળે
ઈર્ષ્યાથી બળતા એ બાલિશો.
સદાની વરેલી હોય
દીનતા ને દુર્જનતા
નકામા ઉધામા કરતા એઓને.
સંસારનાં સુખોને જ
મનથી બહુ માનતા
એ ભવાભિનન્દી જીવડાઓનું
ગમે તે પ્રકારનુંય જ્ઞાન
અસત્પરિણતિના યોગે
સુંદર નથી હોતું ક્યારે ય
ઝેરથી મિશ્રિત અન્નની જેમ.
કર્તવ્યમાં અકર્તવ્યની
અને અકર્તવ્યમાં કર્તવ્યની
વિપર્યાસ દૃષ્ટિથી જ દેખતા
હિતાહિતના વિવેકમાં વિકલ એ
સેવતા અતિખેદભર્યો પરિશ્રમ
વિષયોને સ્વાધીન કરવા;
અને મિથ્યા મ્હાલતા તેઓ
ત્યાંની દેખીતી મિઠાશમાં.
જન્મ જરા ને મરણાદિનાં
રોગ શોક ને વિયોગાદિનાં
અસહ્ય દુઃખોથી ભરેલા
આ ભવને ભાળતા છતાંય,
ઉદ્વેગને નથી પામતા
મહામોહની મદિરાથી મુંઝાયલા
અવળી દૃષ્ટિવંતા એ ઉન્મત્તો.
એમની પોતાની જ પ્રવૃત્તિઓ
ફસાવે એમને વધુ ને વધુ
એ ઉપદ્રવોને પ્રસવનારા પાશોમાં.
ધર્મબીજના વાવેતરને માટે
પ્રાયઃ સઘળી સામગ્રીઓ
સમીપમાં આવ્યા છતાંય
નથી કરી શકતા સત્કર્મની કૃષિ
બાળબુદ્ધિના એ બારદાનો.
યથાર્થ રૂપને ન દેખતા
તિમિરાદિ દૃષ્ટિદોષવંતાની જેમ
ગાઢ મલથી મલિન એઓ
નિરખી નથી શકતા
આત્મકલ્યાણનાં આદિ કારણોને.
પાણીમાં પ્રતિબિમ્બ પામેલા
પક્ષીઓના પડછાયાને
પકડવાની પ્રવૃત્તિની જેમ,
અસ્થાન પ્રવૃત્તિ હોય
અસુખમાં સુખાભિમાની
ભાનભૂલ્યા એ ભવાભિનન્દીઓની.

બડીશમાં વળગેલા માંસ સમા
પરિણામે અતિભયંકર વિષયો;
એમાં આસક્ત અજ્ઞાની મત્સ્યો
આચરી નથી શકતાં હિતપ્રવૃત્તિઓ.
મિથ્યાભિમાનથી માનેલા
શોભાના સુખને અર્થે
પોતાના હસ્તમાં જ દંડને ગ્રહી
છત્ર ધરનારા મનસ્વીની જેમ,
મહારાજાનાં મનાતાં સુખોય
ઔત્સુક્યનાં નાશ કરનારાં
અને ક્લેશને જ કેવલ દેનારાં હોય.
શ્રમને હરવાના કરતાં
અતિશ્રમને ઉપજાવવાનું જ
પ્રતિમામી કાર્ય કરતું એ.
વિષ્ટાના કીડાના જેવાં
નિર્જીવ જીવન જીવી જાણનારાઓ!
અહીં તમારા સુખની
કેવી ને કેટલી કદર કરવી ?
સુખની અભિલાષા હોતાંય
દુઃખને જ સમર્પે
મીઠી લાગતી ખરજવાની ખણ.
વિશેષ દુઃખમાં પરિણમે
દુઃખના પ્રતિકારની ક્રિયા
દુઃખનાં જ સાધન સેવનારાઓને.
અતીવ વિરૂપ છે વિષયોની ચળ !
મીઠા નથી હોતા
તલવારની તીખી ધાર પર લેપેલા
મીઠા લાગતા મધના સ્વાદ.
અતીવ પોષાતા અજ પરની પ્રીતિ
પરિણામ પીછાન્યા પછી
પલટી જાય ભયની ભાવનામાં
ઉત્તરાધ્યયનના વાછરડાને.
સળગી ઊઠેલા સ્વસ્થાનમાં
પ્રહિલોને દિવાળીનાં દર્શન
એ દશા—દુઃખને જ વહેવરાવે
સજ્જનોનાં વિવેકી હૃદયોમાં.
મરણની ભીતિથી ભાગતા

સુખના ચાહનારા સંસારીઓને
મરવાં પડે સત્તર સત્તર વાર
ઘડીની અણુતરીમાં નિગોદે
ત્યાંના અતિ દીર્ઘ સંસારમાં.
લાખો દુઃખના આલેખન મધ્યે
સુખનાં સ્વપ્નનો ય
નથી લખ્યો એકે અક્ષર
સંસારના સંસરણ વેત્તાઓએ
નારકીની નિજ નોંધપોથીમાં.
રડી રહ્યાં છે તિર્યંચો
અને મિથ્યાભિમાની માનવીઓ ય
વિષયની પરિણામે અસુંદરતાનાં
ને મત્સ્યગલાગલ ન્યાયનાં
અરેરાટીભર્યાં અરણ્યરુદન.
પ્રેમના છળથી છળાયાનાં
અને પશ્ચાત્તાપથી પછડાયાનાં
પાતાળમાં પેસી ગયેલાં સુખ
ન પ્રાપ્ત કરી શકે નિભાગ્ય
એ પ્રેમની પાછળ ફના થનારાઓ.
ઓછાં દુઃખદાયી નથી હોતાં
પ્રેમની પાછળનાં ઝૂરવાં.
ગ્રામ કરે પુણ્યયોગે
કોઈક એ કાલ્પનિક સુખને,
પણ તેમાંય હોય કેવલ
સુખના પડછાયાનો પડછાયો જ.
વિશેષ વિચારી બને
વિષયની વિશેષ રસપ્રીલતણી.

× × ×

સુંવાળા સાપના સરખો હોય
ગલગલીયાં કરતો
શ્યામાઓના શરીરનો સ્પર્શ.
વિષને વરસાવે
વિષારી વેલડીનાં ફૂલનાં
લીધાં દીધાં ચુંબનિયાં.
રેલાવે એ રસિકડાં
સંસારની રમરમમાં જાલીમ ઝેરને
નવ નવ જાતિનાં ફૂલડી

નવરંગી એ નારી-વેલડીનાં
સુરંગી સુવૃત્ત ફળો
અને તેની સ્પર્શમર્દનમીઠાશો
સજાવે એ સુખને મૃત્યુ
આ સંસારમાં સદાને માટેય.
નિર્વિવેકી નરકીટને
અજ્ઞાનના અંધારામાં
અમૃતથી ભર્યાં આભાસતા
વામાઓના વદનાદિ કુંડો
હોય છે અશુચિપૂર્ણ
અને અંતે દારૂણ વિપાકી.
હોય છે એમાંનું કૈં
સૌને બીભત્સ તરીકે સમજાતું
અતીવ શરમજનક સંસારમાં.
ન સમજવા દે સત્યને
શીઘ્રતાથી માયાવી આચ્છાદન.
કુત્સિતનાં જ કુતૂહલ હોય
નિર્વિવેકી માનવતાને
સૂક્ષ્મકંટાળાં ને ખુજલીયાળાં
કામિની-કૌવચનાં આલિંગન
તનતાપને દેનારાં હોય
નરકાદિ દુર્ગતિઓમાં
જીવને જનમોજનમ.

× × ×

પામતી અનંતાં મૃત્યુ
પુરુષોની આકર્ષણ છુરીથી
માનવંતી ય મહિલાઓ.
શણગારથી ય વધારે શોભતી
એ જાતવાનની કુલ મર્યાદાઓ
તોડી ફોડી નાખતાં
કામુકોના મલિન કરનાં દાન.
યારોના ઉરમાંના ભય
અજુગતાં સાહસ આદરાવી
ભાનભૂલેલી એ મહામાયાઓને
પાડતા પાપાનુબંધી
પતિપુત્રાદિની હત્યાના પાપમાં.
વિષય-પ્રપંચની મેલી મીઠાશથી
દમહોળી નાખતા નર પિશાચો
પોતાના પંજામાં પડેલી પ્રમદાઓનું
માનવતાભર્યું સુંદર જીવન.
આર્તધ્યાનની અટવીમાં નાખી
દુર્ગતિના દુર્ગમ પંથે દોરતા
ભમરાઓની માફક ભમતા
નવ નવ નેહી નર નફ્ટો
કૈં કૈં કમનસીબ નારીઓને.
વિષની વેલડીઓના કરતાં
જરાય ઓછાં નથી ઝેરી
નરજાતિનાં ઝાડનાં ઝેર.
અસ્થિર કરી મેલે
બિચારી બાળાઓનાં અંતર
પુરુષોની છુપી ચંચળતા ભરી
અવસરે આછી ઓછી જણાતી
ઇન્દ્રજાલીય સ્થિરતા જ.
સળગાવી દે એ પુરુષો જ
સ્વાભાવિક શરમાળ નારીઓની
ગુણસમૂહની જનેતા
આર્યજનની શી શરમને
નિર્લજ્જ બનાવી એમને
કરાવે નારકીનાં પતન
એઓ જ વિષયના ધૃષ્ટાઓ.
સબળાને નબળી પાડી
નારીજાતની સુસીમતમાં મેલી
તેમને નસાડનારા નરો
નથી નસાડતા, કેવલ કાયાને જ,
પણ નસાડે છે તેમના ચિત્તને ય
દેવગુરુથી દૂર સુદૂર.
પાતિવ્રત્યના કારાગૃહમાં પૂરી
ચૂરી નાખે ક્યારેક તેમની
બલેરી ધાર્મિક ભાવનાઓ
એ જ અધાર્મિક સત્તાધારીઓ.
ઇચ્છાએ કે અનિચ્છાએ
ધોલી દે અનર્થની ગર્તામાં
આધીન બનેલી નારીઓને
પુરુષોનાં બલ પરાક્રમો.

માનિનીના મનમર્કટને લોભાવી
નચાવે નરસ્વાર્થીઓ
યથેચ્છાનુસારે સંસારમાં.
અલ્પ કાલમાં જ ઊતરી જાય
સુખની માન્યતાનાં ઘેન એમનાં
યમનાં પગરખાં શી મશુના હતાં
લાગેલા મન પરના મૂઢ મારથી.
બળતાં ને ઝળતાં
રોતાં ને કકળતાં
સંસાર પૂરા થાય છે
સંસારની એ જાતિઓના.

× ×

સ્નેહના રંગોની અસ્થિરતા
પડઘ પીટી દુનિયાને દર્શાવતી
ખીલી ન ખીલી સૌન્દર્યસંધ્યા
ખેંચી લઈ જાતી માનવીને
મૃત્યુના અંધારા તરફ.
હસતાં ને ફોરમને ફોરતાં
નાજુક નવફૂલડીયાં
ફૂલ્યાં ન ફૂલ્યાં
પામતાં પામર પરિણામ
કરમાવાની કરુણતાનાં
આ અનાદિ સંસારની
અતિવિષમ વિષવાટિકામાં.
સ્નેહમાં ને વત્સલતામાં
પ્રણયમાં ને પ્રણયાનુનયમાં
રમતા હોય સ્વાર્થના સર્પો
રેલાય ના ત્યાંથી સુખનાં અમૃત
મૂર્ખ મમતાળુ આત્મામાં.
અસ્થિર આલેખાયાં
ચક્રવર્તીઓ ને દેવેન્દ્રોનાં સુખ
જગતના સૌ શ્રેષ્ઠ પુરુષોથી.
જરા ય ઓછા ન્હોતા
ચક્રી સુભૂમ ને બ્રહ્મદત્તના
અતિતૃષ્ણા ને ઈર્ષ્યાદ્વેષભર્યા
અંતર બાળતા બળાપા.
દિવ્ય પુરુષોનાં ય
બળતાં હૈયાં હોય
વૈર વિરોધ ને સેવાભાવથી.
દુ:ખના ભંડાર જ ભર્યા છે
સંસારી આત્માના અંતરમાં.
વેદાય ત્યાં શાતાવેદનીયનો
સ્વલ્પ જ ને નામનો જ
અસ્વાધીન સુખાનુભવ ક્યારેક.
કુંભીપાકમાં ખદબદાઈ રહેલાં
કતલના યંત્ર ભણી દોરાવાતાં
ફાંસીના માંચડે મુકાવાતાં
ગર્ભાશયના અંધારામાં ફેંકાવાતા
દીન પરાધીન પ્રાણી
આવતા મહાદુ:ખની વ્યાકુલતામાં
ગુમાવી બેસે પોતાની
સુખનાં ફાંફાં મારવાની સમજને ય.
કેવાં દુ:ખ ને કેવી વિટંબના !
એની મીમાંસા ય ઉપજાવે
કારુણ્યની કમકમાટી
મહાનુભાવનાં કોમળ હૈયાંને.
દુ:ખના ને વિટંબનાના
આ અપાર ને અગાધ દરિયામાં
ક્વચિત્ ક્યાંથીક ટપકતાં
શાતાવેદનીયનાં સુખ બિન્દુડાં
નિશ્ચયથી સુખાભાસ છતાંય
સુખના વ્યવહારે વ્યવહરાય
વ્યવહારના સુવેત્તાઓથી.
પુણ્યોદયથી પમાતાં
એ પૌદ્ગલિક સુખોય
કહેવાયાં છે કામકંથિઓથી
આત્મની સુપ્રવૃત્તિનાં જ પરિણામ.
પણ ન હોય એ સાનુબંધી
અવતરમાવતે મહામલ્લવથી.
સરિતાના જલપ્રવાહના
દીર્ઘકાલીન સતત ઘર્ષણથી
સહજ સુવૃત્ત બની જતા
પથ્થરગોલકની જયમ,
યથાપ્રવૃત્તિના ઘર્ષણયોગે

કર્મના ભારથી હળવા બનતાને
સામાન્ય શુદ્ધિથી જાગતી
શુભાનુષ્ઠાનની પ્રવૃત્તિ જ
ઉપજાવે પ્રાયઃ સુખના અનુબંધ
ચરમાવર્તના મહોદયકાલમાં.
આત્માની એ સામાન્ય શુદ્ધિ
અને તેનાં એ શુભાનુષ્ઠાન
ઓળખાય અહીં
ધર્મયોગાદિ શબ્દાન્તરથી.
નયકલ્પનાથી કલ્પે તેમાં
અનેકાન્ત કાર્યકારણભાવ
નિશ્ચય ને વ્યવહારના મહાવણિકો.

× × ×

અતીવ દુખદાયી ને વિડંબક
આત્માને પ્રતિકૂલ સાધનરૂપી
દુર્ગતિની મહાગર્તાઓમાં
ધોલાઈ જતા જંતુઓને
ધારણ કરે
અને સુસ્થાનમાં મૂકે
એનું નામ ધર્મ.
યોજે આત્મને મોક્ષમાં
અને મોક્ષને અનુકૂલ સાધનોમાં
એનું નામ યોગ.
એ ધર્મના યોગથી
શું શું નથી સધાતું
શું શું નથી સાંપડતું
એના સમારાધક મહાશયોને,
ઇન્દ્રિયો અને મનને
મોજ આરામ અર્પનારાં
શ્રેષ્ઠતાની પરિસીમા પર્યન્તનાં
બધાય પૌદ્ગલિક તત્ત્વો
પૂર્યાં પાડતો એ
મહાદાની ધર્મવ્યવહારી.
શુભતા ને શુદ્ધિના ક્રયવિક્રયથી
નિશ્ચયની મહાશુદ્ધિ સમર્પતો
મહાકલ્યાણનો પ્રદાતા એ
આસ્વાદ કરાવે આત્મને
મોક્ષસુખીનાં મૂળભૂત
અંતરનાં લોકોત્તર મહાસુખો.
વાસુદેવનાં અને દાનવેન્દ્રનાં
ચક્રવર્તીનાં અને દેવેન્દ્રનાં
પૌદ્ગલિક મહાસુખોને,
અને વળી એથીય ચડતાં
સમત્વના સર્વશ્રેષ્ઠ સુખોને
સમર્પનારા એ ધર્મને
કોણ ના અપનાવે
મહાનુભાવ કૃતજ્ઞ સજ્જન ?
એ કૃપાળુની કૃપાએ જ
અનુકૂળતા મેળવનારા
અને સુખાનુભવ કરનારા
શા માટે સાચવી ન રાખે
સદાય એની સાફ વફાદારી ?
એને બેવફા બનનારાઓ
ન મેળવી શકે ફરી
એ અનુકૂલતા સુખદાયિની
પારમેશ્વરી મહાકૃપા.
ઉપદેશતા મહાનુભાવો એથી જ;
"સમર્પો ને સમાચરો
સુષ્ઠુ તપો ને સુંદર ભાવો
ભાવની મુખ્ય પાચનતાએ
પરસ્પરનાં પોષક બનો
ધર્મનાં એ ભવ્ય અંગો
લઘુકર્મી ભવ્યાત્માઓને" (ચાલુ)

# एक अप्रसिद्ध जैन महाकाव्य

लेखक:—श्रीयुत भंवरलालजी नाहटा, बीकानेर

कवि पुण्यकुशलकृत भरतेश्वर—बाहुबलि महाकाव्यकी एक अपूर्ण प्रति तेरापंथी संप्रदाय-के पूज्य श्री तुलसीरामजी महाराजके पास थी। इसका पता हमें कई वर्ष पूर्व तेरापंथी साधुओंद्वारा ही मिला था। उन लोगोंको यह महाकाव्य बहुत पसन्द आया था इससे इसकी

प्रशंसा करते हुए पूर्ण प्रति अन्वेषण करनेकी ओर हमें प्रेरित किया। हमें इस प्रतिको देखनेकी जिज्ञासा हुई और एक वार हम गंगाशहरमें स्थित तेरापंथी संप्रदायके पूज्यजीके पास गये। उन्होंने सहर्ष १६ वीं शतीकी लिखी हुई सुन्दर और अपूर्ण प्रति दिखाई। हमने उसे देखकर कुछ नोट करनेकी इच्छा प्रकट की तो उन्होंने अपने साम्प्रदायिक नियमकी आपत्ति दर्शाई, हमें तो इसीसे सन्तोष हुआ कि एव उच्च कोटिका नवीन महाकाव्य मिला।

गत वर्ष बंबई जाते हुए रेलमें तेरापंथी सभाके कार्यकर्ता गंगाशहरनिवासी भाई श्री नथमलजी बनोटने भरतेश्वर–बाहुबलि महाकाव्यकी प्रति आगराके श्रीविजयधर्मलक्ष्मी ज्ञानमंदिरमें होने व उसकी तेरापंथी समाज द्वारा नकल करवाकर अधूरी प्रतिको पूर्ण करवानेका शुभ संवाद दिया। हमने आगराके श्रीविजयधर्मलक्ष्मी ज्ञानमंदिरमें जा कर देखा तो इस महाकाव्यकी दो प्रतियां मिलीं जिनमें एक संवत् १६५९ की और दूसरी २० वीं शतीकी थी। संभवतः दूसरी प्रति पहलीकी नकल होगी, क्योंकि दोनो प्रतियोंमें ग्रन्थकारकी कोई *प्रशस्ति नहीं है अतः इसका रचनास्थान, रचनाकाल आदिकी तिथि अज्ञात है।*

पहली प्रति संवत् १६५९ के भाद्रवा वदि १३ के दिन लिखी हुई है। इसके पत्र ६६ है, प्रत्येक पृष्ठ में १४ पक्ति और एक एक पंक्तिमें ४३–४४ अक्षर है। दूसरी प्रति १२२ पत्रोंकी और वीसवीं शतीकी लिखी हुई है। वह ग्रंथ १८ सर्गोंमें समाप्त होता है जिनमें क्रमशः ७९, ९६, १०७, ५९, ८१, ७५, ८३, ७५, ७७, ७५, १०५, ७३, ६७, ७८, १३१, ८१, ८९ और ८३ श्लोक हैं। समस्त श्लोक १५३४ हैं, ग्रंथाग्रंथकी संख्या लिखी हुई नहीं है। ग्रंथके आदि और अंतिम श्लोकके साथ साथ प्रत्येक सर्गका अंतिम अंश दिया जाता है, ताकि प्रत्येक सर्गका प्रतिपादित विषय भी ज्ञात हो जाय। इस महाकाव्यके रचयिता कवि पुण्यकुशल तपागच्छीय पं. सोमकुशलके शिष्य थे और यह ग्रंथ श्रीविजयसेनसूरिके राज्यमें अर्थात् संवत १६५२–१६५९ के बीचमें बना है।

आदिः–अर्थार्थिभिर्भारतभूभुजां बलाद् भूतातपत्रः स्वपुरीमुपागतः।

विमृश्य दूतं प्रजिघाय वाग्मिनं ततोजसे तक्षशिलां महाभुजे ॥१॥

सर्गोके अंतिम अंशः—

इति श्री पं. सोमकुशलगणिशिष्य–पुण्यकुशलगणिविरचिते भरतबाहुबलिसंवादे महाकाव्ये भरतदूतागमो नाम प्रथमः सर्गः।

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिसंवादेमहा काव्ये दूतवाक्योपन्यासवर्णनो नाम द्वितीयसर्गः ॥२॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये दूतप्रत्यागमो नाम तृतीयसर्गः ॥३॥

इति श्री पं. सोमकुशलगणिशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये उन्माददीपनो नाम चतुर्थः सर्गः ॥४॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये सेनासञ्जीकरणसामग्रीवर्णनो नाम पंचमः सर्गः ॥५॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये प्रथमसेनानिवेशवर्णनो नाम षष्ठः सर्गः ॥६॥

इति श्री पं. सोमकुशलगणिशिष्य पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये वनविहार क्रीडावर्णनो नाम सप्तमः सर्गः ॥७॥

इति श्री सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये सैन्यप्रस्थान वर्णनो नाम अष्टमः सर्गः ॥८॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये देश-सीमाप्रापणो नाम नवमः सर्गः ॥९॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये सचैत्योद्यानाभिगमो नाम दशमः सर्गः ॥१०॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये चरोक्तिविन्यासवर्णनो नाम एकादशसर्गः ॥११॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये रणोत्साहदीपनो नाम द्वादशः सर्गः ॥१२॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये बाहुबलिसंग्रामभूम्यागमो नाम त्रयोदशः सर्गः ॥१३॥

इति श्री पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये सैन्यसमागमवर्णनो नाम चतुर्दशः सर्गः ॥१४॥

इति श्रीतपागच्छाधिराजश्रीविजयसेनसूरीश्वरराज्ये पं. श्री सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते बाहुबलिमहाकाव्ये युद्धवर्णनो नाम पंचदशः सर्गः ॥१५॥

इति श्रीतपागच्छाधिराजश्रीविजयसेनसूरीश्वरराज्ये पं. सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये गीर्वाणवचःस्वीकारकरणो नाम षोडशः सर्गः ॥१६॥

इति श्रीतपागच्छाधिराजश्रीविजयसेनसूरीश्वरराज्ये पं. श्री सोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते बाहुबलिमहाकाव्ये भरतबाहुबलिद्वंद्वयुद्धवर्णनो नाम सप्तदशः सर्गः ॥१७॥

पुण्योदयाद्भवति सिद्धिरिहाप्यशेषा, पुण्योदयात्सकलबंधुसमागमश्च ।

पुण्योदयात्सुकुलजन्म विभूतिलाभः पुण्योदयाल्लसति कीर्तिरनुत्तराभाः ॥८३॥

इति श्रीतपागच्छाधिराजश्रीविजयसेनसूरीश्वरराज्ये पंडितश्रीसोमकुशलशिष्य–पुण्यकुशलविरचिते भरतबाहुबलिमहाकाव्ये भरतबाहुबलिकेवलज्ञानोत्पत्तिवर्णनो अष्टादशः सर्गः ॥१८॥

समाप्तश्चायं ग्रंथः ॥ संवत् १६५९ वर्षे भाद्रवा वदि १३ दिने चेली हां (?) लेखत्तं ॥

जैन प्रकाशन संस्थाओंका कर्तव्य है कि ऐसे अप्रसिद्ध ग्रंथोंको शीघ्र ही प्रकाशित करे।

# મૂર્તિપૂજાનો પ્રભાવ

લેખક—પૂ. મુ. મ. શ્રી ભદ્રંકરવિજયજી [પૂ.આ.મ.શ્રી.વિજયરામચંદ્રસૂરિશિષ્ય]

કામશાસ્ત્રકાર વાત્સાયન મુનિ કહે છે કે 'જે જ્ઞાન શબ્દોદ્વારા આપી શકાય છે, તે પુસ્તકોમાં હોય છે. પરંતુ, જે સમજ શબ્દોદ્વારા આપી શકાતી નથી, તે કાર્ય ચિત્રોદ્વારા થઈ શકે છે. અંગ્રેજીમાં પણ કહેવત છે કે—"One picture is worth ten thousand words". એક ચિત્ર દશ હજાર શબ્દ બરાબર છે.

જ્ઞાનના ગૂઢતમ રહસ્યો સમજાવવા માટે દરેક દેશના વિદ્વાનોએ સાંકેતિક ચિત્રોવડે, સંકેતો વડે, ગૂઢાક્ષરો (shorthands) વડે, ગૂઢ શબ્દો (codewords) વડે, રૂપકો વડે, તથા કથા (fables) વડે અને મૂર્તિ (models) વડે પ્રયાસ કર્યો છે. પરંતુ એ સર્વમાં મૂર્તિપૂજાના વિધાનમાં સૂક્ષ્મદૃષ્ટિ અને બુદ્ધિનો જે ચમત્કાર દેખાય છે, તે બીજા કશામાં દેખાતો નથી. જ્ઞાનને જાણવાનું દ્વાર જો મૂર્તિ (Letter) છે, તો પછી જ્ઞાનસ્વરૂપ પરમાત્માને જાણવાનું દ્વાર પણ મૂર્તિ (Image) જ હોય, એમાં આશ્ચર્ય નથી. મૂર્તિ કે તેની પૂજાનું ખંડન કરનારાઓ પણ પોતાના વિચારો બીજાઓ ઉપર ઠસાવવાને માટે અક્ષરાત્મક મૂર્તિઓનો જ આશ્રય લે છે, કારણ કે—તેઓના વિચારોનું પ્રતિપાદન કરનારાં પુસ્તકો નિરાકાર વિચારોને સમજાવનારી એક પ્રકારની મૂર્તિઓ જ છે.

થોડામાં ઘણા અર્થોને બતાવવાનું કાર્ય આકૃતિ કે મૂર્તિવડે જ થઈ શકે છે. મૂર્તિપૂજકો "મૂર્તિ કે તેની આકૃતિને જ ઈશ્વર કે પરમાત્મા માને છે," એમ નથી, કિન્તુ એ આકૃતિ કે મૂર્તિ દ્વારા જ્ઞાત થતી (જણાતી) કોઈ અન્ય અગમ્ય વસ્તુને જ ઈશ્વર કે પરમાત્મા માને છે. અને તે અગમ્ય ઈશ્વર કે પરમાત્માની જ અર્ચના પૂજના અને ભક્તિ મૂર્તિ મારફત કરે છે. અગમ્ય ઈશ્વરનું જ્ઞાન કે ધ્યાન કરવા મૂર્તિપૂજક મૂર્તિનો આશ્રય લે, એમાં ખોટું પણ શું છે? લાખો માઈલ વિસ્તારવાળી પૃથ્વીનું જ્ઞાન કે ભાન વિદ્યાર્થીઓને શું એક નાની માટલી જેવડા પૃથ્વીના ગોળા વડે કે ત્રણ સાડાત્રણ ફીટ ચોરસ નકશા વડે નથી કરાવી શકાતું? અથવા આકાશમાં ઊગેલા બીજના ચન્દ્રમાને જોવા માટે, શું કોઈ છાપરા ઉપર કે ઝાડની ટોચ ઉપર જોનારની દૃષ્ટિને આરંભમાં નથી સ્થાપન કરવી પડતી? પડે જ છે. અતિસ્થૂલ કે અતિસૂક્ષ્મ વસ્તુનું જ્ઞાન કરાવવા માટે મધ્યમ સ્થૂલ પદાર્થોનો આશ્રય આ જગતમાં સર્વ બુદ્ધિમાન પુરુષોને જો સર્વત્ર લેવો જ પડે છે, તો પછી સ્થૂલથી પણ સ્થૂલ (જ્ઞાનસ્વરૂપે લોકાલોકવ્યાપી) અને સૂક્ષ્મથી પણ સૂક્ષ્મ (આકૃતિવડે સર્વથા અમૂર્ત) એવા પરમેશ્વર કે પરમાત્માનું જ્ઞાન કરાવવા માટે અને તેમના પ્રત્યે ભક્તિભાવ પ્રગટાવવા માટે શાસ્ત્રકાર મહર્ષિઓને મૂર્તિની યોજના કરવી પડે, તેમાં આશ્ચર્ય શું છે? જે શિક્ષક વિદ્યાર્થીની બુદ્ધિમાં ઉતારવા માટે અનેક પ્રકારના જાણીતા સ્થૂલ દૃષ્ટાંતો આપી શકે છે, તથા આકૃતિઓ દોરીને વિષય સમજાવી શકે છે, તે શિક્ષક કુશળ શિક્ષક ગણાય છે. જેઓ તેમ કરી શકતા નથી, તેઓ ગમે તેટલા વિદ્વાન છતાં સફળ શિક્ષક થઈ શકતા નથી. પરમેશ્વર કે પરમાત્માનું જ્ઞાન સૌથી વધારે અગમ્ય છે. એ જ્ઞાન આપવા માટે, સ્થૂલ મતિવાળા આત્માઓને પ્રતીકો અને મૂર્તિઓની યોજના કરીને આપણા દિવ્યદર્શી મહર્ષિઓએ સાચે જ મોટી કુશળતા બતાવી છે.

## ચાર નિક્ષેપનું મહત્ત્વ

કોઈ પણ વસ્તુના ઓછામાં ઓછા ચાર ધર્મ પ્રસિદ્ધ છે: નામ, આકૃતિ, દ્રવ્ય (અતીત, અનાગત ગુણયુક્ત વસ્તુ) અને ભાવ (વર્તમાન વિદ્યમાન ગુણયુક્ત વસ્તુ).

વસ્તુના આકાર અને ગુણરહિત ધર્મ, તે નામ. વસ્તુના ગુણરહિત પણ નામ તથા આકારસહિત ધર્મ, તે આકૃતિ. વર્તમાન ગુણ તથા આકાર સહિત તથા અતીત અનાગત ગુણ સહિત વસ્તુનો ધર્મ તે દ્રવ્ય, અને અતીત અનાગત ગુણરહિત પણ નામ આકાર અને વર્તમાન ગુણસહિત ધર્મ તે ભાવ.

સમાન ગુણવાળા (તીર્થંકરો) નાં ભિન્ન નામો, તથા એકનામ (મહાવીર) વાળાના ભિન્ન ગુણો દેખાય છે. તેમાં એકલો ભાવ નિક્ષેપ, કે એકલો નામ નિક્ષેપ કારણભૂત હોતો નથી, કિન્તુ દ્રવ્યાદિ અન્ય નિક્ષેપ પણ કારણભૂત છે. જગતના પદાર્થોના ત્રણ વિભાગ છે: હેય, જ્ઞેય અને ઉપાદેય. જે પદાર્થો હેય, જ્ઞેય અને ઉપાદેય હોય, તે પદાર્થો ચારેય નિક્ષેપે હેય, જ્ઞેય અને ઉપાદેય બને છે. જેમકે–મુનિઓને સ્ત્રી હેય છે. એટલે સ્ત્રીઓનું વર્તમાન શરીર (ભાવ નિક્ષેપ) જ નહિ પણ સ્ત્રીકથા (નામનિક્ષેપ), સ્ત્રીચિત્ર (સ્થાપનાનિક્ષેપે), તથા સ્ત્રીનું બાલ યા મૃતક શરીર (દ્રવ્યનિક્ષેપ) પણ વર્જ્ય જ છે. 'ભગવાન મહાવીર' ઉપાદેય છે, એટલે ભગવાન મહાવીરનો ભાવનિક્ષેપ (કેવળજ્ઞાન પામ્યા પછી ધર્મદેશના આપવા માટે સમવસરણમાં બિરાજમાન અવસ્થા) જ માનનીય છે, એમ નહિ, પણ ભગવાન મહાવીરનું નામ, આકાર, અને પૂર્વોત્તર અવસ્થા પણ માનનીય છે. ભારતભૂમિ એ જ્ઞેય છે, એટલે ભારતભૂમિનું નામ, તેનો આકાર બતાવનારું ચિત્ર અથવા નકશો, અને એ ભારતભૂમિ ઉપર રહેલ નદીનાળાં, દ્વિપ, સમુદ્ર, પર્વત, અરણ્ય, મનુષ્ય, પશુ, પક્ષી અને અન્ય જંતુઆ વગેરે સઘળું જ્ઞેય છે.

એ રીતે શત્રુ (હેય), મિત્ર (ઉપાદેય) કે અશત્રુમિત્ર (જ્ઞેય) ચારે નિક્ષેપથી હેય, જ્ઞેય કે ઉપાદેય છે, કિન્તુ કોઈ એક જ નિક્ષેપથી નહિ. વસ્તુમાત્રમાં જેમ (નામાદિ) ચાર ધર્મો પ્રસિદ્ધ છે, તેમ બીજા પણ અનેક (ક્રમભાવી, સહભાવી, સાધારણ, અસાધારણાદિ) ધર્મો લોકમાં પ્રસિદ્ધ છે. સત્ત્વ, જ્ઞેયત્વ, પ્રમેયત્વ, દ્રવ્યત્વ, વસ્તુત્વ આદિ પ્રત્યેક વસ્તુના સાધારણ ધર્મો છે, અને ચૈતન્ય, કર્તૃત્વ, ભોક્તૃત્વ, પ્રમાતૃત્વ, જીવત્વ, પુદ્ગલત્વ, ધર્મત્વ, અધર્મત્વ, આકાશત્વ, કાલત્વાદિ વસ્તુઓના અસાધારણ ધર્મો છે. વળી જીવમાં જેમ ચૈતન્ય, કર્તૃત્વાદિ સહભાવી ધર્મો હોય છે, તેમ હર્ષ, વિષાદ, સુખદુઃખાદિ ક્રમભાવી ધર્મો હોય છે. પુદ્ગલમાં જેમ રૂપ, રસ, ગંધ, સ્પર્શાદિ સહભાવી ધર્મો હોય છે, તેમ અણુત્વ, મહત્ત્વ, સંખ્યા, પરિમાણ, સંયોગ, વિભાગાદિ ક્રમભાવી ધર્મો હોય છે. એ રીતે બીજાં દ્રવ્યો માટે પણ સમજી લેવું. એ જ રીતે અસ્તિરૂપે સ્વદ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવાદિગત ધર્મો અનંત હોય છે, અને એ બધા એક સાથે કહી શકાતા નથી, તેથી વસ્તુમાત્ર (શબ્દ દૃષ્ટિએ) અનિર્વચનીય પણ ગણાય છે. તથા વસ્તુ અને તેના અનંત ધર્મો પ્રત્યેક સમયે પરાવર્તન પામવા છતાં ત્રણેય કાળમાં કદી પણ સર્વથા નાશ પામતા નથી, તેથી વસ્તુમાત્ર (અર્થ દૃષ્ટિએ) 'અખંડ' ગણાય છે. એવી અખંડ અને અનિર્વચનીય વસ્તુને વ્યવહારના ઉપયોગમાં લાવવા માટે તેના ખંડ અને ભેદની કલ્પના કરવી પડે છે. તે સિવાય, તેનું નિર્વચન થઈ શકતું નથી. એ કલ્પનાની વસ્તુને શાસ્ત્રમાં નિક્ષેપ શબ્દથી કહેવામાં આવે છે.

વસ્તુમાત્રનો વ્યવહાર શબ્દ, અર્થ અને જ્ઞાનવડે થાય છે. એટલે વ્યવહાર ત્રણ પ્રકારના છેઃ શાબ્દિક, આર્થિક અને બૌદ્ધિક. શાબ્દિક વ્યવહારનો નિર્વાહ 'નામ' નિક્ષેપથી થાય છે. આર્થિક વ્યવહારનો નિર્વાહ 'દ્રવ્ય' અને 'ભાવ' નિક્ષેપથી થાય છે. તથા બૌદ્ધિક વ્યવહારનો નિર્વાહ 'સ્થાપના' નિક્ષેપથી થાય છે.

જાતિ, ગુણ, ક્રિયા, કે દ્રવ્યાદિ નિમિત્તોની અપેક્ષા રાખ્યા વિના જ વસ્તુને ઓળખવા માટે, ઇચ્છાનુસાર કાંઈ પણ 'સંજ્ઞા' રાખવી, તે વસ્તુનો નામ નિક્ષેપ ( Name or negative aspect ) છે. જેનું નામ થઈ ચૂક્યું છે, તેવી વસ્તુના સમાન આકારવાળી પ્રતિમા અથવા ચિત્રમાં તે વસ્તુની સ્થાપના કરવી, તે સદ્ભાવ અથવા તદાકાર, તથા ભિન્ન આકારવાળી વસ્તુમાં સ્થાપના કરવી તે અસદ્ભાવ અથવા અતદાકાર સ્થાપના નિક્ષેપ ( Representative aspect ) છે. ભવિષ્યમાં સાધુ પર્યાય પામવાની યોગ્યતાના કારણે કે ભૂતકાળમાં સાધુ પર્યાયનું પાલન થયું છે, તે કારણે વર્તમાનમાં તેને સાધુ કહેવો, તે દ્રવ્ય નિક્ષેપ ( Privative side ) છે. અને તત્પર્યાય પ્રાપ્ત વસ્તુમાં 'તત્' વ્યવહારને ભાવ નિક્ષેપ ( Model standpoint અથવા positive aspect ) કહે છે.

અપ્રસ્તુત અર્થ કે તેના ધર્મનું નિરાકરણ, અને પ્રસ્તુત અર્થ કે તેના ધર્મનું પ્રરૂપણ કરવા માટે નિક્ષેપની જરૂર છે. અવ્યુત્પન્ન શ્રોતાની અપેક્ષાએ અપ્રસ્તુતનું નિરાકરણ, અને વ્યુત્પન્ન શ્રોતાની અપેક્ષાએ પ્રસ્તુતનું પ્રરૂપણ કરવાની જરૂર પડે છે. નિક્ષેપથી વ્યુત્પન્નનો પણ પ્રસ્તુત અર્થવિષયક સંશય કે વિપર્યય નાશ પામે છે.

અખંડ અને અનિર્વચનીય વસ્તુનું જ્ઞાન કરવા માટે તથા જ્ઞાન મુજબ વ્યવહાર કરવા માટે 'નિક્ષેપ'ની અગત્ય છે. તે વિના વસ્તુની ઓળખ, સ્મરણ કે ભક્તિ ઇત્યાદિ થઈ શકતાં નથી. ઓળખ, સ્મરણ કે ભક્તિ ઇત્યાદિ માટે પૂર્વપૂર્વ નિક્ષેપથી ઉત્તર ઉત્તર નિક્ષેપ અધિક અધિક સમર્થ છે. જેમ નામ, તેમ નિર્જીવ સ્થાપના પણ વિનયાદિ ગુણની સિદ્ધિ માટે પૂજનીય છે. દાખલા તરીકે–ગુરુની પાટ, પીઠ અને આસનાદિ પદાર્થો નિર્જીવ છે, છતાં પૂજનીય, માનનીય અને આદરણીય બને છે.

કેટલાક કહે છે, કે–'ભાવ' એ જ વસ્તુ છે; ભાવશૂન્ય નામાદિ ત્રણ એ વસ્તુ નથી. તે સાચું નથી. ભાવ એ વસ્તુનો પર્યાય હોવાથી જેમ વસ્તુ છે, તેમ નામાદિ ત્રણ પણ વસ્તુના જ પર્યાય હોવાથી વસ્તુ છે. 'ઇન્દ્ર' કે 'રાજા' શબ્દ કહેવાથી ઇન્દ્ર અને રાજાના કેવળ ભાવપર્યાયનો નહિ, પણ નામાદિ ચારે પર્યાયોનો ખ્યાલ આવે છે. પછી જે વખતે જે પર્યાયનું પ્રયોજન હોય છે, તે પર્યાય માટે તે શબ્દની યોજના કરવામાં આવે છે. અથવા, નામાદિ ત્રણનો ઉપયોગ ભાવ લાવવા માટે જરૂરી છે. ભાવના અંગ અને કારણ તરીકે તેનો ઉપયોગ છે. જિનેશ્વરનું નામ, જિનેશ્વરની સ્થાપના અને જિનેશ્વરનો સિદ્ધ-શિલાગત આત્મા કે (અરૂપી) આકાર જોવાથી કે ધ્યાવાથી ભાવોલ્લાસનો અનુભવ થાય છે. જેમ જિનેશ્વરનાં તેમ અન્યનાં નામાદિ લેવાથી કે જોવાથી તેવા તેવા પ્રકારનો ભાવ ઉત્પન્ન થાય જ છે. તદ્દાવત એટલો છે કે ભિન્નવસ્તુગત નામાદિ ત્રણ ભાવોલ્લાસના એકાન્તિક કે આત્યન્તિક કારણ નથી, કિન્તુ, ભાવ એ ભાવોલ્લાસનું એકાન્તિક અને આત્યન્તિક કારણ છે. અભિન્ન વસ્તુગત નામાદિ ત્રણ તો ભાવોલ્લાસના એકાન્તિક અને

આત્યન્તિક કારણ છે. કારણકે—ભાવ જેમ વસ્તુધર્મ હોવાથી વસ્તુથી અભિન્ન છે, તેમ અભિન્ન વસ્તુગત નામાદિ ત્રણ પણ વસ્તુધર્મ રૂપ હોવાથી વસ્તુથી અભિન્ન જ છે.

સર્વ વસ્તુઓને પોતપોતાનું કોઈ સ્વતંત્ર નામ હોય છે, તેથી સર્વ વસ્તુઓ નામરૂપ છે. સ્વતંત્ર આકૃતિ હોય છે, તેથી સર્વ વસ્તુઓ સ્થાપનારૂપ છે. સ્વતંત્ર કારણતા હોય છે, તેથી સર્વ વસ્તુઓ દ્રવ્યરૂપ છે અને સ્વતંત્ર કાર્યતા હોય છે, તેથી સર્વ વસ્તુઓ ભાવરૂપ છે. અભિધાન એ નામ છે, આકાર એ સ્થાપના છે, કારણતા એ દ્રવ્ય છે, અને કાર્યતા એ ભાવ છે. જિનેશ્વરનું નામ એ જિનેશ્વરનો ધર્મ ન હોય, તો તે નામના ઉચ્ચારણથી જિનેશ્વરની ઓળખાણ કેમ થાય ? અને તે જ નામથી કોઈ બીજાની ઓળખાણ કેમ ન થાય ? પણ તેમ થતું નથી. જેમ જિનેશ્વરનું નામ તેમ આકાર. જેમ આકાર તેમ દ્રવ્ય, અને જેમ દ્રવ્ય તેમ ભાવ, એ ચારેય જિનેશ્વરને જ ઓળખાવે છે; પણ બીજાને નહિ. તેથી એ ચારેય જિનેશ્વરથી પૃથગ્ભૂત નહિ, પણ અપૃથગ્ભૂત છે, એમ માનવું જોઈએ.

દુનિયાની બધી વસ્તુઓ—પોતાના અભિધાનથી નામાત્મક છે, આકારથી સ્થાપનાત્મક છે. કારણતાથી દ્રવ્યાત્મક છે, અને કાર્યતાથી ભાવાત્મક છે. જેમ ઘટાદિ સ્થૂલ વસ્તુઓ નામાદિ ચાર સ્વરૂપની છે, તેમ શબ્દાદિ સૂક્ષ્મ વસ્તુઓ અને જ્ઞાનાદિ અમૂર્ત વસ્તુઓ પણ નામાદિ ચાર પ્રકારની છે. ઘટને જેમ નામ, આકાર ઇત્યાદિક છે, તેમ શબ્દને અને જ્ઞાનને પણ છે. ઘટને સ્થૂલ આકારાદિ છે, તો શબ્દ અને જ્ઞાનને અનુક્રમે સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમાદિ આકારો છે. જ્ઞાનને રૂપ નથી પણ આકાર અવશ્ય છે. જૈનશાસ્ત્ર મુજબ અમૂર્ત વસ્તુઓને રૂપ (colour) માનેલ નથી, પણ આકાર (form) માનેલ છે.

નામ, સ્થાપના અને દ્રવ્ય; એ ત્રણમાં જોકે ભાવશૂન્યત્વ એ ધર્મ સમાન છે, તો પણ—અન્ય ધર્મોથી પરસ્પર ભેદ પણ છે. એ ભેદ પાડવામાં પણ એ પ્રત્યેકના નામાદિ ચાર ભિન્ન ભિન્ન છે, તેથી જ ભેદ પડે છે, પણ બીજાથી નહિ. મહાવીર શબ્દરૂપ નામને જેમ (૧) નામ છે, તેમ (૨) (અક્ષરોનો) આકાર છે. એ અક્ષરો જે શાહી વગેરેથી બન્યા છે, તે (૩) દ્રવ્ય છે. અને તે અક્ષરોથી જે કાર્ય થાય છે, તે જ તેનો (૪) ભાવ છે. એ જ રીતે સ્થાપનાને પણ નામાદિ ચાર છે, અને દ્રવ્યને પણ નામાદિ ચાર છે. સ્થાપનાનું સ્થાપના એવું (૧) નામ, તેની અમૂક (૨) આકૃતિ, તેનું અમૂક પાષાણાદિ (૩) દ્રવ્ય, અને તેનું અમૂક પ્રકારનું જ્ઞાનાદિ કરાવવા રૂપ કાર્ય એ (૪) ભાવ છે, તથા દ્રવ્યનું દ્રવ્ય એવું (૧) નામ, ઉત્ફણ—વિફણ—કુંડલિતાદિ—આકારથી વિલક્ષણ નિર્વિકાર (૨) આકાર, પૂર્વોત્તરાદિ અવસ્થારૂપ (૩) દ્રવ્ય, અને અમુક પ્રકારના બોધને કરાવવાદિ કાર્ય રૂપ (૪)ભાવ.

એ રીતે નામાદિ ત્રણમાં જેમ પરસ્પર સમાનતા છે, તેમ પરસ્પર ભેદ પણ સિદ્ધ છે, અને તેનું કારણ પ્રત્યેકના નામાદિ ચાર ભિન્ન છે, તે જ છે જેમ દૂધ અને છાસમાં દ્રવ્યત્વ અને શ્વેતત્વ સમાન છે, છતાં બન્નેનાં કારણાદિ, કાર્યાદિ અને સ્વરૂપાદિ જૂદાં છે, તેમ નામાદિ ત્રણમાં ભાવશૂન્યત્વાદિ સમાન છે, તોપણ પરસ્પરના કારણાદિ, કાર્યાદિ અને સ્વરૂપાદિ જૂદાં છે.

૧. નામ, સ્થાપના અને દ્રવ્ય, એ ત્રણનાં ત્રણ જૂદાં નામો છે.

૨. નામ, સ્થાપના અને દ્રવ્ય, એ ત્રણના ત્રણ જૂદા આકારો છે.

૩. નામ, સ્થાપના અને દ્રવ્ય, એ ત્રણુના અનુક્રમે ઉચ્ચારનાર, ઘડનાર અને બનાવનાર જુદા છે.

૪. નામ, સ્થાપના અને દ્રવ્ય, એ ત્રણુને અનુક્રમે સાંભળનાર, બોલાવનાર તથા અનુભવનારની બુદ્ધિઓ જૂદી જૂદી થાય છે.

૫. નામ, સ્થાપના અને દ્રવ્ય, એ ત્રણુ પ્રત્યે ક્રિયા ભિન્ન ભિન્ન થાય છે. નામનું ઉચ્ચારણુ કે લખાણુ થાય છે. સ્થાપનાનું ઘડતર કે સ્થાપન થાય છે. દ્રવ્યનું ભૂત કે ભાવિ કાળમાં સાક્ષાત્ ભાવરૂપે પરિણુમનાદિ થાય છે. તથા

૬. નામના જાપનું, સ્થાપનાની ભક્તિનું તથા દ્રવ્યની આસેવનાદિનું ફળ પણુ જૂદું જૂદું મળે છે, તેથી તે ત્રણેમાં પરસ્પર ભેદ પણુ સિદ્ધ છે.

અખંડ અને અનિર્વચનીય વસ્તુને ઓળખવા માટે, ઓળખીને યાદ રાખવા માટે અને યાદ રાખીને તેની ભિન્ન ભિન્ન પ્રકારે આસેવનાદિ કરવા માટે તે વસ્તુના એકલા ભાવ (Positive aspect)થી ચાલી શકતું નથી, કિન્તુ, તે માટે તેનાં નામ (Negative aspect), સ્થાપના ( Representative aspect ) અને દ્રવ્યાદિ ( Privative or potential aspect ) ની પણુ જરૂર પડે છે.

નામને વસ્તુની સાથે વાચ્ય-વાચકભાવ સંબંધ છે; સ્થાપનાને વસ્તુની સાથે સ્થાપ્ય-સ્થાપકભાવ સંબંધ છે, દ્રવ્યને વસ્તુની સાથે કાર્યકારણુભાવ સંબંધ છે, અને ભાવને વસ્તુની સાથે તાદાત્મ્યભાવ અથવા અભેદભાવરૂપ સંબંધ છે. એ ચારેય વસ્તુની સાથે જૂદા જૂદા સંબંધોથી જોડાયેલ છે. એક સંબંધીનું જ્ઞાન અપર સંબંધીનું સ્મારક છે, એ ન્યાયે વસ્તુની સાથે સંબંધ ધરાવતા કોઈ પણુ એક સંબંધીનું જ્ઞાન સમગ્ર વસ્તુનું સ્મારક બને છે. નામ, સ્થાપનાદિ વસ્તુના સંબંધી છે, તેથી તે બધાનું કે તે બધામાંથી કોઈ એકનું જ્ઞાન, વસ્તુનું જ્ઞાન કરાવે છે, છતાં દરેકમાં જ્ઞાન કરાવવાની શક્તિ એક નહિ, પણુ ભિન્ન ભિન્ન છે. નામ વસ્તુનું જ્ઞાન એક રીતે કરાવે છે, સ્થાપના જૂદી રીતે, દ્રવ્ય વળી તેથી જૂદી રીતે, અને ભાવ વળી તેથી પણુ જૂદી રીતે. પોતપોતાના સ્થાનમાં તે દરેકને સરખું મહત્ત્વ છે. તોપણુ સ્થાપનામાં વસ્તુનો બોધ કરાવવાની, તે બોધને ટકાવી રાખવાની, તથા તે બોધનો જીવનમાં સક્રિય અમલ કરવાની, જે વિશેષ શક્તિ રહેલી છે, તે નામાદિ બીજાં ત્રણુમાં નથી.

'મૂર્તિપૂજાનો પ્રભાવ' સમજવા માટે એ વસ્તુને હજુ જરા વધારે સ્પષ્ટપણે સમજવાની આવશ્યકતા છે. આગળ આપણે જોઈ આવ્યા, કે-મૂર્ત વસ્તુઓને તો આકાર છે જ. પણુ-અમૂર્ત વસ્તુઓને પણુ આકાર છે, આકાર રહિત કોઈ ચીજ આ જગતમાં છે જ નહિ. શબ્દને પણુ આકાર છે, અર્થને પણુ આકાર છે, અને જ્ઞાનને પણુ આકાર છે. આકારરહિત શબ્દ, આકારરહિત અર્થ કે આકારરહિત જ્ઞાન શોધવું આ જગતમાં મુશ્કેલ જ નહિ કિન્તુ અશક્ય છે. એક શબ્દ બીજા શબ્દથી, એક અર્થ બીજા અર્થથી અને એક જ્ઞાન બીજા જ્ઞાનથી જે જૂદું પડે છે, તેમાં મુખ્યપણે આકારભેદ સિવાય બીજું શું કારણુ છે !

( ચાલુ )

# नगरकोटके तीन स्तवन और विशेष ज्ञातव्य

लेखक व संग्राहक–श्रीयुत अगरचंदजी नाहटा, बीकानेर

'श्री जैन सत्य प्रकाश' के क्रमांक ११७ से ११९ में डॉ. बनारसीदासजीका 'जैन इतिहासमें कांगडा ' शीर्षक लेख प्रकाशित हुआ है। हमारे संग्रहमें नगरकोटके तीन स्तवन हैं, जिनसे इस सम्बन्धमें कुछ नई जानकारी मिलती है, वे एवं कई अन्य ऐतिहासिक नवीन बातें जो मेरी जानकारीमें हैं, इस लेखमें प्रकाशित की जा रही हैं।

१. जयसागर उपाध्यायने उक्त तीर्थकी यात्रा सं. १४८४ में की थी उस समय चार मंदिरोंका उल्लेख किया गया है, पर इस लेखके साथ दी जानेवाली सं. १४९७ की चैत्यपरिपाटीमें पांच मंदिरोंका उल्लेख किया है वह पांचवां श्रीमाल धिरिया (धीरराज) कारित पासनाथ मंदिर प्रतीत होता है। 'विज्ञप्तित्रिवेणी 'में गोपाचलपुरमें धिरराजकारित शांतिनाथ मंदिरका उल्लेख है। संभव है चैत्यपरिपाटिका धिरिया और ये अभिन्न हों।

२. नगरकोटके साधु क्षीमसिंहकारित खरतरविधिचैत्य–शांतिनाथकी प्रतिष्ठा जिनेश्वर-सूरिजीके करनेका उल्लेख 'विज्ञप्तित्रिवेणी ' में है, पर उसका संवत् नहीं दिया गया, जबकि 'खरतरगच्छगुर्वावली ' जिसे हम श्रीमान् जिनविजयजीके सम्पादकत्वमें सिंघी जैन ग्रन्थमालासे प्रकाशित करवा रहे हैं उसमें उसका निम्नोक्त उल्लेख है—

"सं. १३०९ श्रीप्रह्लादनपुरे मार्गशीर्ष सुदि १२ समाधिशेखर–गुणशेखर–देवशेखर साधुभक्त–वीरवल्लभमुनिनां तथा मुक्तिसुन्दरी साध्वी दीक्षा। तस्मिन्नेव वर्षे माघ सुदि १० श्रीशान्तिनाथ–अजितनाथ–धर्मनाथ–वासुपूज्य–मुनिसुव्रत–सीमंधरस्वामि – पद्मनाथप्रतिमायाः प्रतिष्ठा कारिता च सा. विमलचन्द्रहीरादि समुदायेन। तथाहि साधु विमलचन्द्रेण श्रीशान्तिनाथो नगरकोटप्रासादस्थो महाद्रव्यव्ययेन प्रतिष्ठापितः, अजितनाथो बल्ल साधारणेन, धर्मनाथो विमलचन्द्रपुत्रक्षेमसिंहेन...."

अर्थात् उक्त शांतिनाथमूर्तिकी प्रतिष्ठा बहुत द्रव्यव्ययसे क्षेमसिंहके पिता साधु विमल-चन्द्रने सं. १३०९ के माघ सुदि १० को (प्रह्लादनपुरमें) श्रीजिनेश्वरसूरिजीसे कराई थी।

३. जयसागरजीके पश्चात् ये मन्दिर कबतक विद्यमान थे इसका कोई निश्चित प्रमाण उपलब्ध नहीं था, पर इस लेखमें दिये जानेवाले नं. २–३ के स्तवनोंसे सं. १६३४ या इसके कुछ पीछे तो विद्यमान थे और साधुलोग यात्रार्थ जाते थे, यह सिद्ध है। इसके पश्चात् इनका विनाश कब हुआ यह तो निश्चित नहीं पर सं. १८७४ चैत्र सुदि ७ को श्रीज्ञानसारजीरचित जिनप्रतिमास्थापनग्रन्थके अनुसार, उस समयसे पूर्व ही कांगडेकी प्रतिमा क्षेत्रपालरूपसे पूजी जाने लगी थी यह सिद्ध ह, यथा....

" जिम उत्तर दिशामें कांगडो तीर्थ छे ते सेतुंजाजीना कितरमा एक उद्धारनी प्रतिमाने क्षेत्रपाळ करी पूजै छै ते जैनीने वांदवी पूजवी नहीं।"

यहां, यहांकी प्रतिमा शत्रुंजयके कितनवे उद्धारको कही गई है वह दूरवर्ती प्राचीन

इतिवृत्तकी जानकारीका अभाव ही कारण है। इसका वास्तविक वर्णन कनकसोमरचित स्तवनमें प्राप्त है जो इस लेखके साथ प्रकाशित हो रहा है।

४. मन्दिरोंका विनाश हमारे ख्यालसे सं. १६८३ के लगभग हुआ होगा। उस समय नगरकोट पर जहाँगीर के हुकमसे अलफखांने क्यामखां के साथ घमासान युद्ध किया था, लूट खसोट भी हुई थी। इसका विस्तृत वर्णन हमारे संग्रहके अलफखांके रासा एवं पैडीमें पाया जाता है। अलफखांका पुत्र दौलतखां यहांका सूबेदार रहा था इसका भी उल्लेख उक्त रासेमें है।

## श्री नगरकोटचैत्यपरिपाटी (सं. १४९७)

देस **जलंधर** भत्तिभरे वंदिसु जिणवर चंद।
ठामि ठामि कउतिग कलिय विहसिय तरु बहु कंद ॥१॥

पगि पगि सीतल विमल जल सीयल वाय पयार।
गोपाचल सिरि संतिजिण सयलसंति सुहकार ॥२॥

विसमा मारग घाट सवे विसम **गंग** पयाल।
सवालाख पव्वय सिहरे निम्मल नीर विसाल ॥३॥

**बाणगंग** बहु विमल जल वहइजि बारह मास।
गढ मढ मंदिर वावि सर दीसइ देव निवास ॥४॥

नीला अइगरुआ तरव विहसिय वेलि अपार।
दीसइ बहुपरि फूल फल विकसिइ भार अढार ॥५॥

इय विसमइ गढ **किंगडइ** ए हूं चडिओ चमकंत।
राय **सुसरमा** हिमगिरि आणी मूरति कंत ॥६॥

एक राति प्रासाद वर **अंबाई** किय चंग।
तिह थिर थापिय **आदि** जिण दिनि दिनि हुइ उछरंग ॥७॥

**आलिग** वसही वंदियइ ए मणिमय बिंब **चउवीस**।
धन्न मुहूरत धन्न दिण धन्न वरस धन्न मास ॥८॥

**रायविहारह वीर** जिण निम्मल कंचण काय।
निम्मिय देवल अइविमल **रूपचंद** सिरि राय ॥९॥

**सिरियमाल** धिरिया भवणि पूजउ जिणवर **पास**।
आदिनाथ चउथइ भवणि पणमिय पूरिय आस ॥१०॥

धवलउ ऊचउ पंचमउ ए **खरतर** तणउ प्रासाद।
सोलसमउ सिरि **संति** जिण दीठइ हुइ आणंद ॥११॥

आज मणोरह सवि फलिय आज जनम सुपवित्त।
निम्मल निम्मिय अज्ज मए दंसणनाणचरित्त ॥१२॥

कर जोडी प्रभु वीनवुं ए राखि राखि भव वास ।
देहि बोहि चउवीस जिण सासय सुक्ख निवास ॥१३॥
संवत **चउदसताणवइ** (१४९७) ए जे वंदिय जिणराय ।
चेईहर पडिमा थुणिय भगतिहि पणमिय पाय ॥१४॥
इय सासय जे देवकुल नंदीसर पायाल
अमर विमाणे बिंब जिण ते वंदउ सविकाल ॥१५॥

॥ इति श्रीनगरकोटचैत्यपरपाटी ॥

कई वर्ष पूर्व आत्मानंद (गुजरांवालासे प्रकाशित) वर्ष ४ अं. १ में हमने ऐसी ही एक नगरकोट विनति प्रकाशित की थी।

## कनकसोमरचित नगरकोट-आदीश्वरस्तोत्र

णमवि गुरुचरणकमल निज हाथ जोडो, करिसु तवन श्रीऋषभना मान छोडो ।
जिम सेत्रुंजि तीरथ लाभ लेखइ, तिम **नगरकोटइ** कह्या अति विशेषइ ॥१॥
जिम राउ रुपचंद आगइ विचार, गुरे लाभ अति कह्यो सेत्रुंजि सार ।
महिम सुणिय सिधखेत्रनी रूपचंदइ, लीयउ अभिग्रह अन्न नउ तित्थ वंदइ ॥२॥
कहां देस जालंधर अतिहि दूरि, कहां सेत्रुंज शिखर मनि भाव पूरि ।
गुरे अंबिका ध्यानि करि निकटि आणी, जिनशासन उन्नति लाभ जाणी ॥३॥
कहइ अंबिका कवण काजइ हकारी, गुरे वात जे कहीय तेहिज सकारी ।
निशि देहरउ करिय प्रतिमा अणाइ, तहां धवलगिरि हती ते अति वगाई ॥४॥
दीयउ दरस सुपिणइ देवो राउ ऊठउ, तुम्ह ऋषभ आदीसर देव तूठउ ।
करीय पूज करि पारणउ देवि भाखइ, जय सबद कुग गुरु विना माम राखइ ॥५॥
तिहां खाल विणु पाणीय रहइ नांही, इसी महिम सुणि यात्र अनेक जाही ।
हूअउ अम्ह मनि भाउ यात्रा कराणी, तिम भवियण सुणउ मीठी कहाणी ॥६॥

॥ ढाल ॥

देस जालंधर देवथानक जगि जाणियइ रे साल ताल देवदारु ।
परघल रे परघल वावि नदी जल पूरियउ जी ।
सतलज महानदी नावा सुखि ऊतरीजी, सवा लाख गिरिराजि ।
मटिया रे मटिया परवत बेलि अकूरियउजी ॥७॥
ठामि ठामि संघ देरादे करि ऊतरइजी, कोईन भंजइ डाल।
तरवर रे तरवर फूल पगर महकी रह्या रे ।
राजपुरा जिहां पवन छत्तीस अंतरि वसइजो, नीझरणेहि निवांण ।
सुखमइ रे सुखमइ संघ सहु तिहकणि वहइ रे ॥८॥

जिहि पातालगंगा खलहल खलहल वहइ रे, लोक करइ तिहां न्हाण।
बाणो रे वाणी कोइल करइ टहूकडाजी।
इक इक थकी ऊकालो चढतां दोहिली रे जिहां विनायक वात।
तिहकणि रे तिहकणि **नगरकोट** देख्या ढूकडा रे ॥९॥
गढ **कांगडा**नगर पेख्यां हरख्यां सहु रे वीर लंकडिया तीरि।
आव्या रे आव्या बाणगंगा पणि वटि तरी रे ॥
पहिरी धोवति उज्जल सब संघ मिली करी रे, फलनालेर चढाइ।
भेटया रे भेटया आदीसर चक्केसरी रे ॥१०॥
बइठा पद्मासन भगवंत सुहामना रे, नयणे देख्या स्वामि।
वलिवलि रे वलिवलि दीजइ दान उवारणाइ रे।
संतीसरि महावीर भुवणि पूजा करी रे भावन भावइ संघ।
जइचंद रे जइचंद राजमहल कइ बारगइ रे ॥११॥
तूं जगनायक तूं जगबंधव तूं धणी जी करि सेवकनी सार।
सिवसुख रे सिवसुख दीजइ सामी सासता रे।
पूजा गीत भगति करि देव जुहारिया रे फल्या मनोरथ काम।
सब मनि रे सब मनि पूगी मन महि आसता रे ॥१२॥

॥ कलश ॥

इणिपरइ **आदि** जिणंद भेटी कुशलखेमइ निज घरइ।
सब संघ आवइ ऋद्धि पावइ सुक्ख थावइ बहु परइ।
इम महिमा जाणी भाव आणी करइ यात्रा आदरइ।
सिद्धक्षेत्रनउ ते लाभ पामइ कहइ **कनक** सुविस्तरइ ॥१३॥

॥ इति श्री नगरकोट श्रीआदीश्वरस्तोत्रम् ॥ सं. १६३४ वर्षे कृतं पं. कनकसोमगणिना ॥

## साधुसुंदररचित नगरकोटमण्डनश्रीआदीश्वरगीतम्

नाभि भूपाल कुल चंदलउ हंसगति श्री जिनराय रे।
देव नर नाथ प्रणमइ सही भाव करी जेहना पाय रे ॥१॥
**नगरकोट** प्रभु भेटियइ **आदि** जिणेसर सार रे।
अद्भुत महिमा जेहनी सेवतां थइ भव पार रे ॥ आंकणी ॥
**कांगुडइ** देहरउ दीपतउ देखतां हुइ आणंद रे।
दुख दारिद दूरइ करइ सुक्ख तरुवरतणउ कंद रे ॥२॥न०॥
नीरनिधि भूरि गंभीरिया धरणिधरसार परि धीर रे।
सोवन वरण सोहामणउ पंचसय धनुष सरीर रे ॥३॥न०॥

# મજ્ઝિમિકા શાખાની ઉત્પત્તિનું સ્થાન

લેખકઃ—પૂજ્ય મુનિમહારાજ શ્રી ન્યાયવિજયજી (ત્રિપુટી)

મુંબઈના ભારતીય વિદ્યાભવન તરફથી "ભારતીય વિદ્યા" નામનું એક ત્રૈમાસિક નીકળે છે. એના સંપાદક છે ભારતીય પુરાતત્ત્વના સમર્થ અભ્યાસી અને જૈન ઇતિહાસ અને સાહિત્યના સમર્થ પંડિત શ્રીજિનવિજયજી. એ ભારતીય વિદ્યાનો હમણાં ત્રીજો ભાગ—એક વાર્ષિક અંક નીકળ્યો છે. આ અંક ખાસ સ્વ. બાબુ શ્રી બહાદુરસિંહજી સિંઘીના સ્મૃતિગ્રંથ રૂપે છે, છતાં એમાં બીજા વિષયના મહત્ત્વના લેખો પણ છે.

શ્રીમાન જિનવિજયજી બાબુ બહાદુરસિંહજીનાં સ્મરણો લખતાં ચિત્તોડ નજીક આવેલ "માધ્યમિકાનગર"નો પરિચય આપે છે. આપણા કલ્પસૂત્રમાં આવતી "**मज्झिमसाहा**" (માધ્યમિકાશાખા) આ નગરમાંથી નીકળી એમ તેઓ જણાવે છે.

આ મજ્ઝિમા શાખાનો ઇતિહાસ કલ્પસૂત્રની સ્થવિરાવલીમાં આ પ્રમાણે મળે છે—

"**थेराणं सुट्ठियसुप्पडिबुद्धाणं कोडीयकाकंदगाणं वग्घावच्चसगुत्ताणं इमे पंच थेरा अंतेवासी अहावच्चा अभिण्णाया होत्था, तंजहा—थेरे अज्जइंददिन्ने, पियग्गंथे, थेरे विज्जाहरगोवाले कासवगुत्ते णं, थेरे इसिदत्ते, थेरे अरिहदत्ते। थेरेहिंतो णं पियग्गंथेहिंतो इत्थणं मज्झिमासाहा निग्गया...।**"

ભાવાર્થ—સ્થવિર સુસ્થિત અને સુપ્રતિબદ્ધ, કે જેમણે ક્રોડવાર સૂરિ મંત્રનો જાપ કર્યો હતો, તેઓ કાકંદી નગરીના હતા અને વ્યાઘ્રાપત્ય ગોત્રના હતા. તેમના પાંચ શિષ્યો સ્થવિર આર્યઇન્દ્રદિન્ન, પ્રિયગ્રંથ, કાશ્યપગોત્રવાળા સ્થવિર વિદ્યાધર ગોવાલ, સ્થવિર ઋષિદત્ત અને સ્થવિર અરિહદત્ત. સ્થવિર પ્રિયગ્રંથથી "મજ્ઝિમા" શાખા નીકળી.

કલ્પસૂત્રની સ્થવિરાવલીના જણાવ્યા મુજબ ઉપર્યુક્ત સ્થવિર સુસ્થિત અને સુપ્રતિબદ્ધ, સમ્રાટ સંપ્રતિપ્રતિબોધક, આર્યસુહસ્તિ સૂરિજીના શિષ્ય હતા. જુઓ એ જ સ્થવિરાવલી—

"**थेरस्स णं अज्जसुहत्थिस्स वसिट्ठस्सगुत्तस्स इमे दुवालस थेरा अंतेवासि अहावच्चा अभिण्णाया हुत्था।** ભાવાર્થઃ—**तंजहा-थेरे अअज्जरोहण १ जसभद्दे २ मेहगणि ३ य कामड्ढी ४ सुट्ठिय ५ सुप्पडिबध्धे ६ रक्खिय ७ तह**

---

पूजतां पाप नासइ सदा आपदा नावए अंगि रे।
संपदा वेगि आवी मिलइ अहनिसइ उल्लसइ अंगि रे ॥४॥न०॥
आगलइ नाटक नाचियइ धरिय संगीत निज चित्त रे।
उत्तम थानक जाणिनइ वावरे श्रावक वित्त रे ॥५॥न०॥
जननि मरुदेवि उयरे धर्यउ गुणभर्यो सुजस निवास रे।
केवलनाण सूरिज जिसउ करइ त्रिण भुवनि प्रकास रे ॥६॥न०॥
तित्थना सुगुण इण परि भणइ सुगुरु **साधुकित्ति** पास रे।
**साधुसुंदर** रंगइ करी दरसणइ तोसभर थाइ रे ॥७॥न०॥इति

नगरकोटकी देवीका छंद भी जैन कवियोंका बनाया हुआ उपलब्ध है।

**रोहगुत्तेय ८ अ ॥ १ ॥ इसिगुत्ते ९ सिरिगुत्ते १० गणीअ बम्भे ११ गणीय तह सोमे १२ दसदोअ गणहरा खलु पच सीसा सुहत्थिस्स ॥ २ ॥**

ઉપર્યુક્ત બાર શિષ્ય આર્યસુહસ્તિસૂરિજીના છે અને તેમાં પાંચમા અને છઠ્ઠા નંબરમાં શ્રી સુસ્થિત અને સુપ્રતિબદ્ધનાં નામ આપણને દૃષ્ટિગોચર થાય છે. આ સુસ્થિત અને સુપ્રતિબદ્ધ કે જેમણે ક્રોડવાર શ્રીસૂરિમંત્રનો જાપ કર્યો હતો તેથી કૌટિક કહેવાતા અને તેમનાથી આજે વર્તમાન દરેક સાધુસમુદાયનો "કૌટિકગણ" કહેવાય છે તે નામનો ગણ (ગચ્છ) નીકળ્યો છે. "**इत्यणं 'कोडियगणे' नामगणे णिग्गाये**" આ બન્ને આચાર્ય પહેલાં ભગવાન મહાવીરથી આઠમા પટ્ટધર સુધીનો ગચ્છ નિગ્રંથગચ્છ કહેવાતો. આ બે સૂરિપુંગવોથી કૌટિકગણ (ગચ્છ) સ્થપાયો છે.

આ સુસ્થિત અને સુપ્રતિબદ્ધના પાંચ શિષ્યો પૈકીના એક શિષ્યરત્ન આચાર્ય પ્રિયગ્રંથથી મજ્ઝિમા શાખા નીકળી છે. આર્યપ્રિયગ્રંથસૂરિજી કોણ હતા તેમનો ટૂંક પરિચય સ્થવિરાવલીની ટીકામાં ઉપાધ્યાયજી વિનયવિજય મહારાજ આ પ્રમાણે આપે છે:

અજમેરની નજીકમાં રહેલા હર્ષપુર નગરમાં કે જ્યાં ત્રણસો જિનમંદિરો હતાં, ચારસો લૌકિક મંદિરો હતાં, અઢારસો બ્રાહ્મણોનાં ઘર હતાં, છત્રીસસો વણિકોનાં ઘર હતાં, નવસો બગીચા, સાતસો વાવો, બસો કૂવા અને સાતસો દાનશાળાઓ હતી, અને જે સુભટપાલ રાજાનું હર્ષપુર કહેવાતું હતું, એ હર્ષપુર નગરમાં શ્રી પ્રિયગ્રંથસૂરિજી મહારાજ પધાર્યા હતા. એક વાર બ્રાહ્મણોએ મોટો યજ્ઞ આરંભ્યો અને તેમાં બકરાને હોમવાની—બકરાના બલિદાનની તૈયારી થઈ રહી હતી. આ સમાચાર સાંભળી ત્યાં બિરાજમાન સૂરિપુંગવ શ્રી પ્રિયગ્રંથસૂરિજીએ એને બચાવવાનો નિશ્ચય કરી, વાસક્ષેપ મંત્રીને શ્રાવકોને આપીને કહ્યું: આ વાસક્ષેપ બકરા ઉપર નાખી આવો. શ્રાવકોએ તેમ કર્યું એટલે બલિદાન માટે તૈયાર કરેલો મંત્રબલથી અંબિકાથી અધિષ્ઠિત થયેલ બકરો માનવી ભાષામાં બોલ્યો—

**"हनिष्यथ नु मां हुत्वै, बन्धीताऽऽयात मा हत ।**
**युष्मद्वन्निर्दयः स्यां चेत् तदा हन्मि क्षणेन वः ॥ १ ॥**
**यत्कृतं रक्षसां रंगे कुपितेन हनुमता ।**
**तत्करोम्येव स्वस्थो वः कृपा चेन्नांतरा भवेत् ॥ २ ॥**

ભાવાર્થ—તમે મને બલિદાન આપવા માટે હણો છો. પણ જો હું તમારી જેમ નિર્દય હોત તો એક ક્ષણવારમાં તમારો નાશ કરત. જો મારામાં દયા ન હોત તો ક્રોધાયમાન હનુમાને યુદ્ધમાં રાક્ષસોની જે દશા કરી એવી જ દશા તમારી પણ હું કરત.

**कस्त्वं ? प्रकटयात्मानं, तेनोक्तं पावकोऽस्म्यहम् ।**
**ममैनं वाहनं कस्माज्जिघांसथ पशु वृथा ॥ ३ ॥**
**इहाऽस्ति श्रीप्रियग्रंथः सूरीन्द्रः समुपागतः ।**
**तं पृच्छत शुभं धर्मं समाचरत शुद्धितः ॥ ४ ॥**
**यथा चक्री नरेन्द्राणां धानुष्काणां धनंजयः ।**
**तथा सुरिस्थितः साधुः स पक्षः सत्यवादिनाम् ॥ ५ ॥**
**ततस्ते तथा कृतवंतः**

ભાવાર્થ:—તું કોણ છે? તારી જાતને તું પ્રગટ કર! તેણે કહ્યું: હું અગ્નિ છું. અને મારા વાહનરૂપ આ પશુને નિરર્થક શા માટે હણો છો? અહીં પ્રિયગ્રંથ નામના આચાર્ય પધાર્યા છે તેમને સાચો ધર્મ કયો તે પૂછો અને તે પ્રમાણે આચરણ કરો. જેમ રાજાઓમાં ચક્રવર્તી અને ધનુર્ધારીઓમાં અર્જુન છે એ પ્રમાણે એ આચાર્ય સત્યવાદીઓમાં શ્રેષ્ઠ છે. આ પ્રમાણે સાંભળીને એ લોકોએ એ પ્રમાણે કર્યું.

આવી રીતે આ શ્રી પ્રિયગ્રંથસૂરિથી મજ્ઝિમિકાનગરમાંથી મજ્ઝિમિકા× શાખા નીકળી. એમનો સમય વીરનિર્વાણ સંવત્ ૩૦૦ થી ૪૦૦ની વચ્ચેનો લાગે છે કારણકે—

શ્રી આર્યસુહસ્તિસૂરિજી મહારાજ વીરનિર્વાણ સંવત્ ૨૯૧ માં સ્વર્ગે પધાર્યા છે. જુઓ:

"**स च आर्यसुहस्ती त्रिंशत् ३० गृहे, चतुर्विंशति २४ व्रते, षट्चत्वारिंशत् ४६ युग प्र० सर्वायुः शतमेकं १०० परिपाल्य श्रीवीरात् एकनवत्यधिकशतद्वये २९१ स्वर्गभाक्।** (ઉ. શ્રીધર્મસાગરજીકૃત તપાગચ્છપટ્ટાવલી, પટ્ટાવલીસમુચ્ચય–પૃ ૪૫).

આ આર્યસુહસ્તીસૂરિજી મહારાજની પાટે કૌટિક ગચ્છસ્થાપક શ્રી સુસ્થિત અને સુપ્રતિબદ્ધ આવ્યા અને તેમના શિષ્ય પ્રિયગ્રંથસૂરિજી થયા. એટલે વીરનિર્વાણ સંવત્ ૩૦૦ થી ૪૦૦ ની વચમાં જ તેઓ થયા એ નિર્વિવાદ સિદ્ધ થાય છે, અને એ શાખા પણ એ સદીમાં જ નીકળી એ પણ એટલું જ સિદ્ધ થાય જ છે.

ઉપર જે હર્ષપુર નગરનો ઉલ્લેખ થયો છે તે હર્ષપુર નગર આજે પણ વિદ્યમાન છે. અજમેર અને કિસનગઢના ખૂણામાં અજમેરથી છથી સાત ગાઉ ઉપર આવેલું હાંસોટીયું (હાંસોટ) એ જ પુરાણું હર્ષનગર છે. આજે પણ હાંસોટીયાની ચોતરફ જૂનાં ખંડિયેરો અને કૂવા અને વાવો પુષ્કળ છે. તેમજ ચોમાસાની ઋતુમાં જૂના સિક્કા, પ્રાચીન ઇંગા અને બીજાં પણ મહત્ત્વનાં પ્રાચીન સ્થાપત્યો ઉપલબ્ધ થાય છે.

ઉપર્યુક્ત મધ્યમિકા નગર અત્યારે તો ધ્વંસાવશેષ રૂપે જ છે. તેનાં જૂનાં ખંડિયેરો, જૂના પથ્થરો અને મોટી ઇંટો સંબંધીનું વિસ્તૃત વર્ણન–'આર્કિયોલોજીકલ સર્વે'ના રીપોર્ટમાં લેખક મહાશયે વાંચેલું અને તે આધારે આ સ્થળ એ જ છે એમ નક્કી કર્યું છે. લેખક મહાશય એ સ્થાનનો પરિચય આપતાં લખે છે: "અહીં 'હાથીવાડા' નામનું પ્રસિદ્ધ સ્થાન છે, જ્યાં પાંડવોના હાથી બંધાતા. રામચંદ્રજી પણ અહીં આવેલા વગેરે અનેક દંતકથાઓ સંભળાય છે. સિંઘીજી તો અહીંથી જૂની મોટી ઈંટો પણ સાથે લઈ ગયા." જૈનસંઘનું કર્તવ્ય છે કે જૈનસંઘની પ્રાચીન જાહોજલાલીસમાં આવાં સ્થાનોની શોધખોળ કરી, ખોદાણકામ કરાવી પ્રાચીન સ્મારકો–સ્થાપત્યો જગત્ સમક્ષ મૂકે. આ ઐતિહાસિક, વૈજ્ઞાનિક યુગમાં આ અણમૂલ જ્ઞાનધન–આ પ્રાચીન સાહિત્યના પણ ઉપાસક થવાની જરૂર છે

---

× ભોપાલગઢના જૈનરત્ન વિદ્યાલય તરફથી હિન્દી ભાષામાં પ્રગટ થતા 'જિનવાણી' માસિકના વર્ષ ૩ અંક ૭ ના પૃ. ૧૧૬ ઉપર આપેલ '**भगवान महावीरके बादकी आचार्यपरंपरा**' શીર્ષક લેખના પૃ ૧૧૭ ઉપર ભગવાન બુદ્ધના મધ્યમ માર્ગનો જૈનોએ સ્વીકાર કરવાથી આચાર્ય પ્રિયગ્રન્થના સમયમાં "મજ્ઝિમિલ્લા" શાખા નિકળ્યાની જે કાલ્પનિક વાત લખી છે તેનો જવાબ શ્રીમાન જિનવિજયજીના આ મજ્ઝિમિકા નગરવાળા લખાણથી બરાબર મળી રહે છે. આવી આવી કેવળ બુદ્ધિબળવાળી કલ્પનાઓનો આધાર લેવામાં આવે તો તો ગમે તેવી ઇતિહાસસિદ્ધ સાચી ઘટના માટે પણ ગમે તેવી કૂટ કલ્પના કરવી અશક્ય નથી. પણ એથી અર્થ શું સરી શકે?

# દરેકે વસાવવા યોગ્ય

## શ્રી જૈન સત્ય પ્રકાશના ત્રણ વિશેષાંકો

### (૧) શ્રી મહાવીર નિર્વાણ વિશેષાંક

ભગવાન મહાવીરસ્વામીના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય છ આના (ટપાલખર્ચનો એક આનો વધુ)

### (૨) દીપોત્સવી અંક

ભગવાન મહાવીરસ્વામી પછીનાં ૧૦૦૦ વર્ષ પછીનાં સાતસો વર્ષના જૈન ઇતિહાસને લગતા લેખોથી સમૃદ્ધ સચિત્ર અંક: મૂલ્ય સવા રૂપિયો.

### (૩) ક્રમાંક ૧૦૦ : વિક્રમ-વિશેષાંક

સમ્રાટ્ વિક્રમાદિત્ય સંબંધી ઐતિહાસિક ભિન્નભિન્ન લેખોથી સમૃદ્ધ ૨૪૦ પાનાંનો દળદાર સચિત્ર અંક: મૂલ્ય દોઢ રૂપિયો.

## શ્રી જૈન સત્ય પ્રકાશના બે વિશિષ્ટ અંકો

[૧] ક્રમાંક ૪૩-જૈનદર્શનમાં માંસાહાર હોવાના આક્ષેપોના જવાબરૂપ લેખોથી સમૃદ્ધ અંક: મૂલ્ય ચાર આના.

[૨] ક્રમાંક ૪૫-ક. સ. શ્રી હેમચંદ્રાચાર્યના જીવન સંબંધી અનેક લેખોથી સમૃદ્ધ અંક : મૂલ્ય ત્રણ આના

## કાચી તથા પાકી ફાઈલો

'શ્રી જૈન સત્ય પ્રકાશ'ની ત્રીજા, ચોથા, પાંચમા, આઠમા, નવમા વર્ષની કાચી તથા પાકી ફાઈલો તૈયાર છે. મૂલ્ય દરેકનું કાચીના બે રૂપિયા, પાકીના અઢી રૂપિયા.

## ભગવાન મહાવીરસ્વામીનું ત્રિરંગી ચિત્ર

ગુજરાતના સુપ્રસિદ્ધ ચિત્રકાર શ્રી કનુભાઈ દેસાઈએ દોરેલું સુંદર ચિત્ર. ૧૦"×૧૪"ની સાઈઝ, સોનેરી બોર્ડર. મૂલ્ય ચાર આના ( ટપાલ ખર્ચનો દોઢ આનો ).

— લખો —

શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ
જેશિંગભાઈની વાડી, ઘીકાંટા, અમદાવાદ.

મુદ્રકઃ-મગનભાઈ છોટાભાઈ દેસાઈ. શ્રી વીરવિજય પ્રીન્ટીંગ પ્રેસ, સલાપોસ ક્રોસરોડ, પો. બો. નં. ૬ શ્રી ભક્તિમાર્ગ કાર્યાલય-અમદાવાદ. પ્રકાશકઃ-ચીમનલાલ ગોકળદાસ શાહ. શ્રી જૈનધર્મ સત્યપ્રકાશક સમિતિ કાર્યાલય, જેશિંગભાઈની વાડી, ઘીકાંટા રોડ-અમદાવાદ.